'વીર-શાસન' પત્રની પ્રથમ વર્ષની ભેટ.

" परमगुरुश्रीमद्विजयकमलसूरीश्वरेभ्यो नमः "

# સત્યનું સમર્થન

યાને

## જૈનસાહિત્યની સર્વોત્કૃષ્ટતા.


લેખક—

આરાધ્યપાદ અનુયોગાચાર્ય શ્રીમદ્
દાનવિજયગણિ શિષ્યરત્ન શ્રીમત્
પ્રેમવિજયગણિ પાદપદ્મપરમાણુ

મુનિ રામવિજય.



શા. તારાચંદ સાંકળચંદજી પાડીવ.
શા. ખુશાલચંદ સેનાજી ગોહેલી.
આ બે સદ્ગૃહસ્થોની સહાયથી પ્રકાશક,

શ્રી વીર-સમાજ.

મૂલ્ય રૂ. ૩-૦-૦.

સંવત ૧૯૭૯ વીર સંવત ૨૪૪૯ ઇ. સ. ૧૯૨૨

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦

न्यायांभोनिधि मद्धर्मोद्धारक जैनाचार्य—



" श्री १००८ श्रीमद् विजयानंदसूरीश्वरजी "

( श्री आत्मारामजी महाराज. )

धी न्यु लक्ष्मी प्रेस, मुंबई ३.

# અર્પણ.

## પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજશ્રીની પરમપવિત્ર સેવામાં—

ભગવન્! આપશ્રી તો સ્વર્ગત થયા પરન્તુ આપ ઉદ્ધારક પુરૂષની ધર્મછાયા આજે પણ શિષ્યજનોને પ્રવચનમાર્ગ પ્રતિ દોરી રહી છે. આપશ્રીએ ત્રિભુવનગુરૂ શ્રી વર્ધમાનસ્વામીના પ્રવચનમાર્ગને ભાવથી સ્વીકાર્યો, પૂજ્યો, આરાધ્યો અને ભાવથી પ્રરૂપ્યો હતો તેની સાક્ષી આપશ્રીનો તન્મય અક્ષરદેહ પૂરે છે. જ્યારે એજ પરમપૂનિત માર્ગને તદ્દન વિકૃત અને તમસ્તરણી જણાવનાર બેચરદાસ પોતાનું તેવુંજ પુસ્તક આપશ્રીને સમર્પે છે ત્યારે તે (બેચરદાસ) આપ મર્હુમશ્રીની વળી અધિક આશાતના અને સર્વસાધારણ ઠગબાજી કરે છે, તેમાં શંકાનું સ્થાનજ કયાં છે? આજે આપશ્રી હયાત હોત તો જરૂર એ (બેચરદાસરૂપ) લોહું ટીપાયેલું છે કે કટાયેલું તે બતાવી જનતાને સવિશેષ આભારી કરત.

એજ પરમ આધારરૂપ પ્રવચનમાર્ગ કે જેની દિવ્યસંગતિનું પ્રતિબિમ્બ આપશ્રીએ આપના અક્ષરદેહમાં ઉતાર્યું, તેની બેચરદાસે કરેલી અતિનીચ અવહેલના તથા ઉપજાવેલી અવળી-હડહડતી અસત્ રૂપરેખા અને તેથી સાહિત્યના વિપુલ તથા વિમલ અને ચારૂ અંગ ઉપર થયેલા અશનિપાતને હું કયા શબ્દોમાં વર્ણવું? પ્રભો! તો પણ સાહિત્યના એ કાતિલ વ્રણને રૂજવવાની અને આપશ્રી તથા આપશ્રીના પૂર્વજોની માફક જ્ઞાતનંદન શ્રીમહાવીરદેવના શાસનની સેવાની જેવી તેવી તક લઇ 'સત્યના સમર્થન' રૂપે આ એક પાંખડી આપશ્રીના ચરણે ચઢાવું છું.

હે ગુરૂદેવ! આથી મ્હારી શિષ્યભક્તિ સાદર થતી જોઇ હું મ્હારા આત્માનું અહોભાગ્ય સમજું છું. આ સઘળો ઉપકાર પણ આપશ્રીના સાચા સેવકો-(તે) મ્હારા પરમપૂજ્ય ગુરૂવર્યોનો છે, તેનું નિવેદન કરી લેવાની અનુજ્ઞા પણ મ્હને હો. આપનો—

પાદરેણુ રામ.

# આભારદર્શન.



ધન્ય છે તે લોકનાથને કે જેઓએ નિરાધાર લોકોને પારમેશ્વરી પ્રવચનનો આધાર અને તેનું પરમદર્શન સમર્પ્યું. ધન્ય છે તે પ્રવચનના ગુંથનાર ગણધરદેવોને, ધન્ય છે તેની ઉપર નિર્યુક્તિના નિર્માતાઓને અને ધન્ય છે તેના ભાષ્યકારો, ચૂર્ણિકારો અને ટીકાકારો વિગેરે શાસ્ત્રકર્ત્તાઓને કે જેઓએ સ્વામિભાષિત સત્યને નખથી શિખાપર્યંત સાચવ્યું અને પ્રતિપાદન પણ કર્યું. તથા નિરૂપમ પ્રવચનમાર્ગ પ્રતિ વિરોધપરિપૂર્ણ વચનોનું નિરસન કરવામાં અને 'સત્યનું સમર્થન' રચવામાં જેઓનાં શ્રીજિનવાક્યતુલ્ય વચનોનો આજે મ્હને મહાન્ આધાર મલ્યો છે, તેઓ સર્વને હું કોટીશ: અભિવન્દન કરૂં છું.

"आज्ञाराद्धा विराद्धा च शिवाय च भवाय च" આ તો એક પ્રવચનમાર્ગના આરાધકોનો જીવનમંત્ર છે. પ્રભાવક ગણનાયકોની આજ્ઞા શ્રીજિનની શાસનધુરાનો નિર્વાહ કરનાર છે અને શિષ્યોનો-શાસનના સેવકોનો એ ધર્મ છે કે એ આજ્ઞા શિરોધાર્ય કરવી. અવિનીત, ઉદ્ધત કે મિથ્યાત્વમોહિતોને-વ્યામૂઢ મનુષ્યોનેજ તે આજ્ઞામાં એકહત્થુસત્તાનો મદ અગર જોહુકમી વિગેરે જણાય છે, બાકી તે શિવાય આજ્ઞાનો ધારો તો ગ્રામ્યજીવનના કુટુમ્બીઓમાં પણ આચરણીય મનાય છે અને રૂઢપણે પળાય છે તો પછી નાગરીકો તથા ધાર્મિકો-ધર્મના સેવકો પારમેશ્વરી આજ્ઞાનું પાલન સવિશેષ કરે એમાં તો આશ્ચર્યજ શું ? પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીની પાટના ભૂષણરૂપ, વર્ત્તમાન યુગના પરમપ્રભાવક, સૂરિગણતિલક, પ્રાત:સ્મરણીય, પૂજ્યપાદ પરમગુરૂ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજશ્રીની પ્રભાવશાલી આજ્ઞાનો પ્રભાવ મ્હારી ઉપર છે અને

તેઓશ્રીની આજ્ઞાતળે વિહરતા જીવનને હું સફળ માનનારો છું, એટલે કહી શકું છું કે મ્હારૂં સઘળું પુણ્ય તેઓશ્રીનું છે અને પ્રસ્તુત ગ્રંથરચના તે કૃપાળુની અલૌકિક કૃપાનુંજ પરિણામ છે.

મ્હારે નિત્યના સેવનીય–આરાધ્યપાદ અનુયોગાચાર્ય્ય ગુરૂ-ગુરૂવર્ય્ય શ્રીમદ્દાનવિજયજીગણિજી અને પરમઉપકારી પૂજ્ય ગુરૂદેવ મુનિરાજશ્રીમત્ પ્રેમવિજયજીગણિજી કે જેઓની પ્રૌઢ-ગીતાર્થતાજ મ્હારી આ ગ્રન્થરચનાની સૂત્રધાર છે, તેઓશ્રીના અનુગ્રહ માટે તો હું હમ્મેશનો ઋણીજ છું. મ્હારી સઘળી શક્તિ-ઓને યોગ્યમાર્ગે યોજનાર જો કોઇ હોય તો તે આ પરમઉપકારી ગુરૂદેવોજ છે. પ્રસ્તુત ગ્રન્થરચનામાં તો મ્હારે શ્રીમાન્ સાગરાનંદ-સૂરિજીનો પણ ઉપકાર માનવાનો છે, કે જેઓએ મ્હારા પ્રસ્તુત પુસ્તકનો પ્રાય: ઘણો ભાગ અવલોકયો, તેઓશ્રીની કૃપાનું દર્શન 'આભાર દર્શન' વિના બીજી કઇ વસ્તુથી હું કરાવી શકું ?

કૃપાકાંક્ષી કિંકર રામ.



# પ્રસ્તાવના.

'સત્યનું સમર્થન' એ નામજ ગ્રંથની પ્રસ્તાવનારૂપે ઉપદેશી રહ્યું છે કે-એક શુદ્ધ સત્ય તથા પ્રમાણ દલીલ અને આધારના ખરા સ્વરૂપનો સદરહુ ગ્રંથ છે તેમજ થોડા મહીના અગાઉ જે સાહિત્યનું મુદ્દાવાર વિભાગો પાડી એક પુસ્તક આકારમાં બેચર. દાસ જીવરાજે 'વિકૃત સાહિત્યના રૂપે' પોતાની મનઃપૂત કલ્પનાઓના આધારે એક જાતનું અનાસ્થા ભર્યું વિવેચન જાહેરમાં મુકયું હતું તેજ મુદ્દાઓના વિગોપિત સત્યને વિષયવાર ખુલ્લું કરે છે. આ ગ્રંથ શાસ્ત્ર સિદ્ધાંતોમાંના નિર્વિવાદીત સત્યનું તથા પ્રમાણીક અને ધર્મ્યવિધાનોનું સમર્થન કરે છે, જૈનસાહિત્યનું અવિકૃતરૂપ સાબિત કરી આપે છે.

આની વિશેષ પ્રસ્તાવના કરવી કદાચ નિરૂપયોગી ગણાય છતાં વિષયની વિશેષ સ્પષ્ટતાની ખાતર તથા કાંઈક શિષ્ટાચાર અને ગ્રંથની સાર્થકતા બતાવવાની ખાતર પ્રસ્તાવના લખવાનું હું સુકૃત માનીશ. વાંચકો અવશ્ય તે વાંચશે અને શ્રીગ્રંથ-કર્ત્તાનો અતુલ પ્રયાસ ફળવંત કરશે. અહીં આપણે એટલુંજ સમજી લેઇએ કે સદરહુ ગ્રંથના કર્તા મુનિરાજશ્રીએ વાંચકોને ધર્મનું સાહિત્ય અર્પણ કર્યું છે અને તેઓને માટે આ એક ધર્મ-સ્વાધ્યાયનો ગ્રંથ છે. શ્રદ્ધા અને સદ્બુદ્ધિથી જેમ જેમ આપણે આ ગ્રંથનું અધ્યયન કરીશું તેમ તેમ બેચરદાસ કૃત 'ટાલો અને સાહિત્ય વિષયક નાગા-છેક ખોટા તથા નિર્મૂળ પ્રહારોને' નિઃસંશય સમજી શકીશું.

આ ગ્રંથની પ્રસ્તાવના અલબત્ત ગ્રંથજોગા સાહિત્યમાં ચર્ચેલા મુદ્દાઓ ઉપર રહેવી જોઇએ એટલે પ્રસ્તાવકને શિર પ્રસ્તાવનામાં ગ્રંથના વિષયો નજીક રહેવાનું ફરજરૂપે મનાય અને

તેથી આ પ્રસ્તાવનામાં નવલકથા અથવા ઈતર ઐતિહાસીક વિગેરે પુસ્તકોની પ્રસ્તાવનાઓ જેવીજ નહીં પરંતુ એક નિબંધજોગી લગભગ સમાલોચનના રૂપમાં,-અંગુલીનિર્દેશસમાન ઉપર બતાવેલી ફરજને પહોંચી વળવાનું મ્હારે ભાગ રહે છે. આ ફરજને વળગી રહી મ્હારૂં કામ બજાવવા હું યથામતિ આગળ વધીશ.

આ પુસ્તકની પ્રસ્તાવનાનો હેતુ વિશેષત: જાળવવા બેચરદાસના નિબંધ તરફ વાંચકોને કંઇક દોરી જવા હું ઇચ્છીશ. બેચરદાસે મુખ્યત: તેમના નિબંધમાં ચાર મુદ્દા ઉપર વિચાર કર્યાનું જણાવ્યું છે-( જો કે ચારે મુદ્દાઓમાં વિષયની તો અતિવ્યાપ્તિજ સેવાયેલી છે ? ) તેઓએ પહેલા મુદ્દાને 'શ્વેતામ્બર દિગમ્બર 'ના નામથી ઓળખાવ્યો છે, બીજા, ત્રીજા અને ચોથા મુદ્દાને અનુક્રમે ચૈત્યવાદ, દેવદ્રવ્યવાદ અને આગમવાદનાં નામો આપ્યાં છે. હવે બે જે શબ્દો ટાંકવાની હું અહીં છુટ લઇશ તે ગ્રંથની પ્રસ્તાવનારૂપે રહેશે, તેનું વિશેષ રૂપ વાંચક મહાશયો ગ્રંથના સદ્બોધથી મેળવી લેશે. બેચરદાસના પુસ્તકમાં તેવી એક પણ વાત, વાકય કે શબ્દ સરખો એવો નથી લખાયો કે જેમાં દ્વેષ તિરસ્કાર તુચ્છકાર અને અનાસ્તિકતાની હલકી ભાવનાઓ ભરી ન હોય ? આ પુસ્તકનું ઉત્થાન પણ એથીજ વ્યાજબી સમજવાનું છે કેમકે એમાંથી જૈનસાહિત્યના સુવિશુદ્ધ પડઘાને આપણે ભાળવાનો છે.

આપણે માનીએ છીએ કે સાહિત્યની વિકૃત અથવા અવિકૃત દશાનો સોબતી તેનો ઇતિહાસ છે એટલે સાહિત્યના ઇતિહાસ ઉપરથી તેની સારી નરસી હાલતનું ભાન થઈ શકે છે. બેચરદાસે તેમના પુસ્તકની આદીમાં એક 'પરિવર્તન 'નો ઇતિહાસ ટાંકયો છે પરંતુ આપણે જ્યારે આજ ગ્રંથનાં આગલા પાનામાં ભગવાન્ વીરથી વીર-શાસનની આદિ તથા જિનાગમની

રચના અને અત્યારનું હયાતી ભોગવતું શ્રુત તો બરાબર અવિચ્છિન્ન અને અમિશ્રપણે સાજું સમું ઉતરી આવ્યું છે એ તે વિગેરેના ખરા આધારો વાંચીશું ત્યારે તેમાં-બેચરદાસના કથનમાં કણમાત્ર તથ્ય માલુમ પડશે નહીં. આપણને એમ પણ લાગ્યા વિના નહી રહેશે કે બેચરદાસે જે જે સૂત્રો અને ગાથાઓના આધાર આપ્યા છે તે તદ્દન અસંગત અને તેઓએ કરેલું તેમનું ભાષાંતર તેમના-સૂત્રો તથા ગાથાઓના ભાવાર્થને બિલકુલ અસ્પૃષ્ટ છે. તેનું એકજ ઉદાહરણ હું નીચે આપુંછું. જેમકે-

'नो लोगस्सेसणं चरे' (આચારાંગ સૂત્ર ૧૨૭) આનો સૂત્રગત અર્થ લોકના ઇષ્ટ અથવા અનિષ્ટ વિષયોમાં રાગી અથવા દ્વેષી નહી થવા વિષેનો છે ( જુઓ આજ ગ્રંથનું પાનું ૨૯ ) અર્થાત્ લૌકીક-પૌદ્ગલીક અનુકુળતા અથવા પ્રતિકુળતા તરફ સમાનભાવથી રહેવાનું સૂત્રથી સુચન થાય છે, બેચરદાસ આજ સૂત્રનો અર્થ "લોકવાદને અનુસરશો નહી-દુનિઆની દેખાદેખી કરશો નહી" વિગેરે કરે છે, હવે સૂત્રના અર્થ સાથે બેચરદાસના અર્થનો મેળ કયાંથીજ મળે? ('एषणा' શબ્દના અર્થ ઉપર તો બેચરદાસે જોયુંજ નથી?) સૂત્રાર્થમાં સ્થળે સ્થળે કરેલી બેચરદાસની સ્ખલનાઓનો પરિચય આપવામાં આ પુસ્તક સંતોષકારક નીવડશે. વસ્તુત: જે સૂત્રો અને ટીકાઓ ઉપર સાહિત્યનો આખો આધાર છે તે સૂત્રો અને ટીકાઓના આશયને શબ્દે શબ્દે હણવામાં બેચરદાસે પાછું વાળીને પણ જોયું નથી, જૈનસાહિત્ય અને જૈન સંપ્રદાયને કદરૂપાં ચીતરી દેખાડવામાં કાંઇજ મણા રાખી નથી.

ટીકાકારોનો આશય સૂત્રોના અર્થોને વિસ્તૃત અને સમજી શકાય તેવા કરવાનો હોય છે, તેથી તેઓની શૈલીમાં 'इदमिति हृदयम्,' 'इदमुक्तं भवति,' 'यदुक्तम्,' 'एतत् तात्पर्यम्' વિગેરેથી રહસ્યનું વિવરણ થતું જોવાય છે, તેમાં કશોએ વિરોધ કાઢી શકાતો

નથી છતાં જ્યારે બેચરદાસ ટીકાકારોએ 'માખા ઉપર માખી ચઢાવ્યા'નું કહે છે ત્યારે તે લક્ષણહીન મૂર્ખ તથા મત્ત અને સંભ્રાન્ત ફરજંદના વાલીની જેમ દુઃખ અને આશ્ચર્ય ઉપજાવે છે. એ શબ્દોમાં બેચરદાસ એકલા એ મહાત્માઓનું-મલધારીજીનુંજ અટ્ટહાસ્ય કરી ધરાયા નથી, તેઓએ ખુદ વર્ધમાનદેવનું, તેમના શાસનનું, સુસાધુમહાપુરૂષોનું અને છેવટ આખા જૈનસંપ્રદાયનું જુદા જુદા શબ્દોમાં અપરિમિત અટ્ટહાસ્યજ કર્યું છે? તેઓએ તેમના પુસ્તકમાં બીજી પણ એ'વી અને એટલી બધી માન્યતાઓ તથા કલ્પનાઓનું ઢોલ પીટ્યું છે કે તેના ખોટા પ્રઘોષ તળે દબાઇ ગયેલા સાચા સુરનો અવાજ કર્ણગોચર કરવા આ પુસ્તકમાંના દરેકે દરેક ઉદ્દગારોનું મનન કરવું આપણને માટે અગત્યનું રહેશે.

બેચરદાસે ગમે તે કર્યું હોય તે બાજુ રાખીએ તોપણ શાસ્ત્રો અને શાસ્ત્રકારોને નહી માનવાની તેઓએ એવી સરસ યુક્તિ રાખી છે કે એક વંધ્યવૃક્ષમાંથી ફળ નિપજાવવાનું જેટલું અશક્ય તેટલું તેમની કલ્પનાઓમાં સત્યનો અવતાર કરાવવાનું પણ અશક્ય અને દુષ્કર! સાહિત્યની સમાલોચનામાં કેવળ કલ્પનાનોજ નહી પરંતુ શાસ્ત્રોની સંગતિનો ખ્યાલ રાખવો પડે છે અને એ સંગતિ ઘટે છે કે નહી તે જોવા પુરતું કલ્પનાનું લક્ષ્ય રાખવું પડે છે. આ ગ્રંથ ઉપરથી આપણે એ પણ શીખવાનું છે કે શ્રીજિનમતની શ્રદ્ધામાં આપણે સાચા છીએ કે બેચરદાસ પોતાની અટકળોમાં સાચા છે? આ ગ્રંથમાંજ તેમના દરેક મુદ્દા ઉપર સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. જે જે લીટીઓ હું અહીં લખું છું તે બેચરદાસની ભીષણ અટકળોના રાક્ષસીસ્વરૂપની માત્ર પ્રસ્તાવનારૂપે છે.

દાન, શીયળ, તપ વિગેરે ધર્મોનું આરાધન મોક્ષને માટે

શાસ્ત્રકારો જણાવે છે. એ ધર્મ આરાધતાં જ્યાં સુધી સંપૂર્ણ મોક્ષ ન થાય ત્યાં સુધી તે આત્માની ઉત્તરોત્તર એવી પુણ્યવૃદ્ધિ રહ્યા કરે છે કે એ પુણ્યવૃદ્ધિ અભ્યાસવૃદ્ધિની જેમ એના ભાવિ મોક્ષની સાધનસામગ્રી બને છે. જેમ એક અભ્યાસીને છેવટની ડીગ્રી જ્યાં સુધી ન મળે ત્યાં સુધીના વચલા ગાળામાં પણ એ અભ્યાસના સાધારણ ફળ તરીકે લોકમાં કન્યા, વ્યાપારમાં મુડી, નોકરીમાં સારૂં અધિષ્ઠાન વિગેરે અભ્યાસકર્તાની યોગ્યતા મુજબ મેળવી શકાતું સુખભોગ તે મેળવે છે, તેમ પુણ્યફળ તરીકે સુખ અનુભવસિદ્ધ છે અને તે દાન દેનારો, શીયળ પાળનારો વિગેરે ધર્મ કરનારો આત્મા મેળવે એ હેતુ અને ફળના અનુરૂપ ભાવવાળુંજ છે. બેચરદાસને આટલી સાદી સાધારણ ઘટનામાં પણ હેતુ અને ફળની સામ્યતા નથી દેખાતી. તેઓ કહે છે કે "દાન દેનારો ચક્રવર્તી રાજા શી રીતે થાય? અને બ્રહ્મચર્યનો સંસ્કારી (દેવ-લોકમાં જઈ) સુધરેલો વ્યભિચારી શી રીતે બને!" કેવી ક્રીડાકારી સુજ્ઞીનાની આશંકા? દાન દેનારો અને બ્રહ્મચર્ય પાળનારો તેની વચલી સ્થીતિમાં ચક્રવર્તી રાજા તથા દેવતાઓ જેવાના ઐશ્વર્યભોગનો ભોગી ન થઈ શકતો હોય તો શું બેચ-રદાસના મતે તે શ્વપચ નારકી અથવા નિગોદીઓ થવો જોઇએ કે સીધો જીવ મટીને નિર્જીવ પાષાણનો ટુકડો થઈ જવો જોઇએ? આ ઉપરાંત બીજી પણ બેચરદાસે કરેલી ભગવાન્ પાર્શ્વનાથ-સ્વામિના તીર્થવર્ત્તિ સાધુઓની તથા યુગલીકધર્મ, અને રૂજુ-પ્રાજ્ઞ તથા વક્રજડોના ધર્મો વિગેરેની 'ફાર્સીકલ' નોટો હેરત પમાડે તેવી છે.

વાંચકો જોશે કે બેચરદાસના આખાએ પુસ્તકમાં-ચારેવાદમાં અથથી ઇતિ સુધી નર્યું અનાર્ય સંકલ્પોનુંજ યુદ્ધ છે. તેનું કેટ-લુંક નિદર્શન હું ચાલુ પ્રસ્તાવનામાં કરાવી શકયો છું અને આનું

વિષયત: નિદર્શન તો આજ ગ્રંથનાં પાનાં કરાવશે. હું એક છેલ્લા મુદ્દા ઉપર ઈસારો કરૂં તે ઉપર ધ્યાન આપશો.

શાસ્ત્રકારો શ્રાવકોને તથા અનાધિકૃત સાધુઓને સૂત્રો વાંચવાની મના કરે છે. જે વાતને (-આગમ નહીં વાંચવાની... ) આપણે જિનાજ્ઞારૂપ સપ્રમાણ તથા વિહિત માનીએ છીએ તે વાતને-એટલે 'શ્રાવકોને સૂત્રો વાંચવાના અનધિકારને' બેચરદાસ "સર્વથા શ્રીજિનાજ્ઞાવિરૂદ્ધ" અવિહિત તથા અપ્રમાણિક માને છે. (બેચરદાસનું પુસ્તકજ એ તો જાહેર કરે છે કે પોતે એકે વાતને જિનમૂર્તિને, દેવદ્રવ્યને, જિનાગમને, જિનેશ્વરદેવોના તીર્થંકરપણાને, સમવસરણને, પવિત્ર તીર્થભૂમિઓને, જિનેશ્વરદેવોના સચેલકપણાને, શ્વેતાંબરસંપ્રદાયને, શ્રીજિનવાક્યવત્ શાસ્ત્રકારોને -શાસ્ત્રોને વસ્તુત: શ્રીજિનમતને પ્રવચનમાર્ગને પ્રમાણિક, વિહિત તથા શ્રીજિનાજ્ઞારૂપ માનવાનો દાવોજ નથી રાખતા ?)

હવે આપણે આ ગ્રંથમાં જોઇશું તેમ, બેચરદાસે કરેલા આરોપના જુઠાણાની આપણને ખાત્રી થશે, :પરંતુ શ્રીજિન-આગમો-સૂત્રસિદ્ધાંતો કે જે માત્ર પરમાત્મદશાપ્રાપ્તિ માટેજ નકશારૂપ આપણને ઉપદિષ્ટ છે, તે એક પરમ અવસ્થાને-ત્યાગી અવસ્થાનેજ અધિકૃત છે. તેના વાંચનનો ગૃહસ્થો માટે જેમ નિષેધ છે તેમ બીજાં દર્શનો પોતપોતાના શાસ્ત્રોના વાંચન માટે કેવી ફરમાશ કરે છે તે નીચે લીધેલી નોંધ ઉપરથી સમજવું ઉપયોગી છે:—

"The Mahathera-while explaining Saddthamma ( true-law ) Ghosa listened to the contents of the Abbithamma and was simply charmed and said "What is your cult ?" Ghosa asked whether a house-holder could learn it and he was told that it could be learnt by a monk." ( From, M. R. A. D.

1920 ' Buddh Ghosa ')—બૌદ્ધના ધર્મગુરૂ-' મહત્થેરા ' જ્યારે સદ્-ધર્મનું વ્યાખ્યાન કરતા રહ્યા ત્યારે ' ઘોસ ' તેમાં રહેલી વસ્તુઓને ધ્યાનથી સાંભળવા લાગ્યો, અને તેથી રંજીત થઈ કહ્યું કે " તમારો સિદ્ધાંત બહુ રૂડો છે. " ' ઘોસે ' તે પછી પુછ્યું કે ' એક ગૃહસ્થ તમારા સિદ્ધાંતો વાંચી ભણી શકે કે નહી ? ' અને તેના જવાબમાં ' મહત્થેરા એ જણાવ્યું કે ' ભિક્ષુ વડેજ તે ભણી શકાય.' (મોડર્ન રીવ્યુ સન ૧૯૨૦ ' બુદ્ધઘોસ ' ઉપરથી )

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે બૌદ્ધ દર્શનમાં બૌદ્ધ આગમો ભણવાની ગૃહસ્થો માટે મના છે, એ મુજબ બીજે પણ સમજી લેવું. વિશેષ ભગવાનના લોકોત્તર માર્ગ ઉપર જો આપણી અટલ પ્રેમશ્રદ્ધા હોય તો ' આગમો વાંચવાનો અધિકાર શ્રીજિનદીક્ષા પછીનો છે ' એ વિગેરે બાબતો વિરૂદ્ધ બેચરદાસની માફક ' જિનાજ્ઞાવિરૂદ્ધ ' ઇત્યાદિ મતલબનો ફતવો ન માનીએ કે ન છાપીએ. વળી ' શ્રાવક ' એટલે ' સાંભળનાર ' એમ બેચરદાસ અન્યત્ર કબુલ કરે છે તો પછી ' સાંભળનાર તે વાંચનાર કેમ થઈ શકતો હશે ? એ અમે સમજી શકતા નથી. ' ગૃહસ્થો સંસાર જાળથી છુટે, નિરૂપાધિક અને નિઃસંગ થઇને શ્રીજિનાગમમાંના અપરિમિત જ્ઞાનના પારગામી થાય તથા પ્રરૂપણામાં કાંઇએ ઉત્સૂત્ર કે મિથ્યા જેવું ન બોલાય કે ન લખાય ' એ તે વિગેરે જોગી પ્રાચીન આપ્ત પુરૂષોની ખરી ઉપકારદૃષ્ટિ તરફ પણ જ્યારે નજર કરીએ છીએ ત્યારે ભગવાનનાં વચન, તેનો અલૌકિક માર્ગ, તેનાં શાસ્ત્રો અને શાસ્ત્રકારો તથા છેવટ પરમ્પરાથી એક સરખી ઉતરી આવતી પ્રણાલિકાઓ તરફ તો અમારૂં હૃદય અવિચળ ચોંટ્યુંજ રહે છે.

ભગવાન વર્ધમાનદેવનું શાસન ચાલે છે પરંતુ છુપા એલચીઓની જેમ શાશનમાં ફુટ પાડનારાઓ ભગવાનના-હોતા નથી. સીધા હોય તો તેઓ ભગવાનને કે ભગવાનના આખા

માર્ગને ખુંદતાં વિચાર કરે પણ વાંકા હોય તે તો તેટલો પણ વિચાર ન કરે-એટલે ભગવાનના નામને, ભગવાનની સ્થાપનાને અને ભગવાનના આખા માર્ગને જેમ ખુંદવા હોય તેમ ખુંદે. ફુટ પાડનારાઓમાંનું બેચરદાસે કોની જેવું વધારાનું દૃતકર્મ કર્યું છે તે ટુંકમાં જોવું અસ્થાને નહીં ગણાય.

'जिनैरुक्तं ! जिनैरेवं निगदितम् ! एतज्जिनमतम् !' વિગેરે વિગેરેથી શાસ્ત્રકારો જે શ્રીજિનમતનું પ્રતિપાદન કરે છે તેને બેચરદાસ 'દીર્ઘ વિરોધવાળી (જિનના નામે રળી ખાનારી) વણીકશાહી અને ધર્મના હાઉથી બીવડાવનારી' રીતિ તરીકે ઓળખાવે છે! આતો એક સત્યમાંથી અસત્ય શોધી કાઢવાની કૂટ નીતિ છે. તે શ્રીજિન અને જિનમાર્ગના પક્કા પ્રતિસ્પર્ધિ કે દ્રોહી શિવાય બીજો કોણ અખત્યાર કરી શકે?

આ છેલ્લા યુગથી જે જે ફૂટ પાડનારાઓ પેદા થયા તેઓનો એક એવો રીવાજ થઈ પડયો છે કે બસ 'જે શ્રીજિનના નામે ચાલે છે તે ચઢાવી દીધેલું અને ભેળસેળવાળું, જિનમાર્ગના અનુયાયીઓ બિલકુલ જડ, વિચારહીન તથા અકર્મણ્ય, જિનના સાધુઓ શિથીલ, તુચ્છ, દીન અને વેષાદિ વ્યવહારમાં વિટમ્બના કરવાવાળા તથા અગ્રેસર પુરૂષો વિરાધક વૃત્તિવાળા, પ્રબળ દૃષ્ટિરાગી, 'મ્હેં કહ્યું તે સાચું' તે'વા આગ્રહઘેલા તથા માર્ગને અધ:પાતના ચીકણા કીચડમાં ખોસી ઘાલનારા અને વર્ધમાનને-જિનને કેવળ ઉદાસીન પરમ નિવૃત્તિના ઉપાસક, મહાત્મા વિગેરે વિગેરે સાદા સાધારણ મહાપુરૂષમાં યોજનારા (પરંતુ અસલ અષ્ટ મહાપ્રતિહાર્યોથી સેવાતા, ચોત્રીશ અતિશયોવાળા સમ્યક્-શ્રદ્ધા તથા સાધુધર્મની આદિ કરનારા તીર્થંકર નામકર્મને વેદનારા ઈત્યાદિક તો નહીં?) તથા વર્તમાન વીતરાગમતને લોકપ્રતિકુલ ઈત્યાદિક જણાવવું:!!!'

દેશમાં જ્યારથી ( સને ૧૯૨૦ થી મુખ્ય અસહકાર તરીકેની) રાષ્ટ્રિય ચળવળે ધાર્મિકતાનું ઓઠું લીધું છે ત્યારથી તેના એકાંત ઉપદેશ તળે રંગાયેલી જનતાની જૈનોના-જાણીતા કહેવાતા વર્ગની અવસ્થા એટલી બધી ઉન્મત્ત પ્રાયઃ થઈ ચુકેલી જણાય છે કે તેઓ પોતાના શુદ્ધ સનાતન દેવગુરૂ અને ધર્મને નિ:સત્વ-વત્ જોતા થાય છે અને તેમાંથી વિશ્વાસ પણ ખોતા થાય છે. ધર્મ અને ફરજ વચ્ચેની તારતમ્યતા તેઓને દેખાતી બંધ પડે છે. તેઓનો સંમોહ એટલો બધો વધી પડે છે કે તેઓને તેમના પરમેશ્વર, તેમના પરમગુરૂ, તેમનું પરમ પ્રવચન, તેમની પરમ દીક્ષા તથા તપ વિગેરેનાં વિધાનો અળખામણાં ઝેર જેવાં લાગે છે અને પાખંડીઓ પાખંડીઓનાં વચનો, પાખંડીઓની પ્રવૃત્તિઓ વહાલી હીમ લાગે છે ! નાસ્તિકો પણ જ્યારે દંભી થતા જાય છે ત્યારે તેઓનાથી થતી હાનીઓ–સામાજીક તથા ધાર્મીક શક્તિ-ઓના વિનાશનો આંક શોધવા ક્યાં જવું ?

બેચરદાસ જ્યારે જૈન બંધુઓને ' શ્રી વર્ધમાનસ્વામીના પ્રવચનને વર્તમાનમાં ઉંચે લાવવા ' ગાંધીજીના શરણે જવાની હાકલ મારે છે અને શ્રીમદ્વિજયાનન્દ સૂરીશ્વરજીને ( કે જેઓને ' ભાવાચાર્ય ' તરીકે સંબોધી તેઓશ્રીના અક્ષર દેહમાં લુબ્ધ થયાનું પોતે જણાવે છે અને તેઓશ્રીની ધર્મપુરૂષતા તથા તેઓશ્રીના અક્ષર દેહને તો વિણસેજ છે તેઓને ) પોતાના પુસ્તકનું અર્પણ કરે છે ત્યારે તેમના હૃદયનો સંમોહ અને દંભ પોતે કેટલો ગુપ્ત રાખી શકે તેનો વિચાર કરવો હું વાંચક મહાશયોને સોંપું છું. આ પ્રસ્તાવના પુરી કરતાં હું મ્હારા નમ્ર મત પ્રમાણે વ્યાજબી-પણે જણાવી લઇશ કે જેથી જિનાગમસાહિત્યના અસલી તાત્પર્યને આપણે સહજમાં જાણી શક્યા ન હોત અને જે ઉત્તમ બોધ મેળવવો આપણને કદાચ દીર્ઘકાળ સુધી અપ્રાપ્ય રહ્યો હોત

તે સર્વને અનાયાસે મેળવી આપવામાં આ પુસ્તક સાધારણ સાધુવર્ગથી તમામ ગૃહસ્થવર્ગને ઉત્તમ કારગત નિવડશે. વસ્તુત: બેચરદાસનાં સંભારણાંથી અપુનીત થયેલા સંસ્કારોને પાવન કરવાનો આ પ્રસ્તુત ગ્રંથ એક ઉપાય છે અને તેને જેમ આપણે નિત્ય યાદ રાખીએ તથા ગ્રંથકાર મુનિમહારાજ શ્રીમાન્ રામવિજયજી સાહેબનો ઉપકાર માની જેમ કૃતજ્ઞ થઇએ તેમ ઇચ્છવું યોગ્ય છે.

મુનિ જમ્બૂવિજય.

---



---

# સત્યનું સમર્થન

યાને

# જૈન સાહિત્યની સર્વોત્કૃષ્ટતા.

प्रणम्य परमात्मानं, हृदि धृत्वा गुरोर्वचः ।
परमार्थप्रकाशार्थं, कुर्वे सत्यसमर्थनम् ॥ १ ॥

સમ્યગ્દૃષ્ટિઓનો આદર્શ--

तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवेईयं (નિર્ગ્રંથ પ્રવચનભગવતી)
तदेव सत्यं निःशङ्कं, यज्जिनैः प्रवेदितम् ।

જે જિનેશ્વરદેવોએ કહેલું છે તેજ સાચું અને શંકાવિનાનું.

પરમાત્મા શ્રી મહાવીરદેવે પ્રકાશેલું અને પરમપૂજ્ય ગણધર-દેવોએ ગુંથેલું સત્ય ત્રિકાલાબાધિત-શાશ્વત-સદા સ્થાયિ છે. તેના અસ્તિત્વમાં આશંકા ઉઠાવનાર પોતાનાજ અસ્તિત્વમાં આશંકા ઉઠાવનાર છે. પૂજ્ય ગણધરદેવોનો પણ એજ આદર્શ હતો કે–'તેજ એક નિ:શંક અને સત્ય છે કે જે જિનેશ્વરદેવોએ કહેલું છે.' ત્યારબાદ સમ્યક્ત્વના સ્વરૂપને અને તેના મહાત્મ્યને સમજનારા સઘળાનો એજ આદર્શ થયો. એનોજ એ પ્રતાપ છે કે વર્ત્તમાન દરેક પ્રામાણિક શાસ્ત્રોમાં માત્ર તેનીજ છાયા છે–તેમાં તેજ તત્ત્વોનું પ્રતિપાદન છે–કલ્પિત વિચારોને તેમાં સ્થાનજ નથી. તર્ક યુક્તિ કે વિચારણા તે આદર્શનેજ અવલંબીને કરવામાં આવતી અને આવે છે. તેમ કરવાથીજ તાર્કિકો અને વિચારકો સત્યને ઓળખી શક્યા અને જોરશોરથી સુંદર અને સ્પષ્ટરૂપે પ્રકાશમાં મૂકી શક્યા. વર્ત્તમાનમાં પણ તેવાજ તાર્કિ-

કો અને વિચારકો સત્યને ઓળખી શકે છે અને નિશંકપણે પ્રકાશિત પણ કરી શકે છે. ભવિષ્યમાં પણ તેઓજ સત્યને ઓળખશે અને પ્રકાશિત કરશે કે જેઓ ઉપરના અનુપમ આદર્શનું અવલંબન કરશે, એજ મુમુક્ષુઓનો મોક્ષમાર્ગ છે. એના અવલંબન શિવાય સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્રની આશા આકાશકુસુમ યા મૃગતૃષ્ણા જેવીજ છે. આ વાત એ આદર્શના ઉપાસકોને સમજાવવાની જરૂર ભાગ્યેજ હોઈ શકે છે. એ આદર્શના ઉપાસકોએ તો આખી દુનિયામાં કમાલ કરી છે. એ આદર્શના ઉપાસકોની સામે નીતિને સમજનાર ને માનનાર તો આજે પણ ઉંચી આંખે જોઈ શકે તેમ નથી.

આ અવસર્પિણીના ચરમતીર્થપતિ શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામી છે. વર્તમાન શાસનના પ્રવર્ત્તક પણ તેજ પરમર્ષિ છે. આપણે સઘળા તે પરમર્ષિના અને તે પરમર્ષિ પ્રણીત પ્રવચનને અનુસરીને ચાલતા દરેક દરેક મહર્ષિના અનન્ય ઉપાસકો છીએ. આપણી પ્રશંસા કે શ્લાઘા પણ તેઓને ઉદ્દેશીનેજ થાય કે જેઓ તે પ્રવચનમાર્ગના ઉપાસક યા પ્રશંસક હોય. અર્થાત્ આજે આપણે સઘળા પરમાત્મા શ્રી મહાવીરદેવના અને તેમના શાસનના સાચા સંચાલકોના સાચા સેવક બનવાની આકંઠ અભિલાષા રાખીએ છીએ. વર્તમાન શાસનના આધિપતિ ભગવાન્ શ્રી મહાવીર હોવાથી આપણે ભગવાન્ શ્રી મહાવીર દેવને ઉદ્દેશીને ઉપરની વાત કરી પરન્તુ આ કાલચક્રનું ભ્રમણ વિરામ વિનાનું છે. આ અશ્રાન્તપણે પરિભ્રમણ કરતા કાલચક્રના આરાની સંખ્યા બાર છે તેમાં છ આરા ઉત્સર્પિણીના અને છ આરા અવસર્પિણીના કહેવાય છે. આવી ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ ભરત અને ઐરવત ક્ષેત્રમાં અનંતી થઈ ચુકી અને અનંતી થશે. તે દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં નિયમિતપણે ચોવીસ ચોવીસ તીર્થંકરો થાય છે અને થશે તે પરમ ઉપકારી આત્માઓ સર્વજ્ઞ થયા

પછી તીર્થની સ્થાપના કરે. તીર્થંકરદેવોના મુખ્ય શિષ્યો જેઓને આપણે ગણધરદેવો તરીકે ઓળખીએ છીએ, તેઓ શરૂઆતમાંજ તે પરમઉપકારી લોકોત્તર પુરૂષોના શ્રીમુખથી 'उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा' આ વિશ્વવ્યાપિની ત્રિપદી પામીને દ્વાદશાંગી (આચારાંગ આદિ બાર અંગો) ની રચના કરે. અને તે તે શાસનવર્તી સઘળા જીવો તેનીજ આરાધનાથી પોતાની ઉન્નતિ સાધે. આ એક સનાતન સિદ્ધાન્ત છે.

વર્ત્તમાન દ્વાદશાંગીના પ્રણેતા એટલે પરમાત્મા શ્રી મહાવીરદેવના પાંચમા ગણધર ભગવાન્ સુધર્માસ્વામીજી શ્રી સમવાયાંગ નામના ચોથા અંગસૂત્રમાં અને આર્યમહાગિરિની પરંપરામાં થયેલા શ્રી દૂષ્યગણિશિષ્ય શ્રીમાન્ દેવવાચકગણિક્ષમાશ્રમણ મહારાજ શ્રી નંદીસૂત્રમાં લખે છે કે:–

"इच्चेइयं दुवालसंगं गणिपिडगं तीए काले अणंता जीवा आणाए आराहित्ता चाउरंतं संसारकंतारं वीईवइंसु, इच्चेइअं दुवालसंगं गणिपिडगं पडुप्पण्णकाले परित्ता जीवा आणाए आराहित्ता चाउरंतं संसारकंतारं वीईवयंति, इच्चेइयं दुवालसंगं गणिपिडगं अणागए काले अणंता जीवा आणाए आराहित्ता चाउरंतं संसारकंतारं वीईवइस्संति।"

સારાંશ—આચારાંગ આદિ બારઅંગરૂપ ગણિપિટકને આજ્ઞાપૂર્વક આરાધીને અતીતકાલમાં અનંતા જીવો વર્તમાન કાલમાં સંખ્યાતા અને અનાગત-ભવિષ્યકાલમાં અનંતા જીવો આ ચારગતિરૂપ સંસારઅટવીના અંતને પામ્યા છે પામે છે અને પામશે.

આ કથનના મર્મને સમજનારા મહર્ષિઓ આ સિદ્ધાન્તથી

સહજ પણ ચલિત ન થાય એ સ્વાભાવિક છે. દ્વાદશાંગીને શિ-રોધાર્ય સમજનાર સજ્જનો પોતાની માન્યતા પ્રરૂપણા કે ધ્યેયને દ્વાદશાંગીથી વિરૂદ્ધ નજ થવા દે. 'પરમાત્મા શ્રી મહાવીરદેવ જેવાને પણ પોતાના ત્રીજા ભવમાં પોતાની માન્યતા રાખવા માટે કરેલ એક નહિ જેવા ઉત્સુત્રના ઉચ્ચારથી કોટાકોટિ સાગરોપમ સુધી ભીષણ ભવાટવીમાં ભટકવું પડ્યું.' આ વસ્તુસ્થિતિથી સુપરિચિત સજ્જનો આગમવિરૂદ્ધ વિચારની, ઉચ્ચારની કે આચારની દશા પ્રાણાન્ત અવસ્થામાં પણ ન આ-વવા દે એજ સુખાવહ છે. સિદ્ધાન્તવિરૂદ્ધ વિચાર, ઉચ્ચાર કે આચારની ઉપેક્ષા કરનાર પણ પોતાના આત્માનીજ ઉપેક્ષા કર-નારો છે. ભગવાન્ શ્રી મહાવીરસ્વામીના સમયે પણ જમા-લિના શિષ્યોએ પણ જમાલિને સમજાવવાની કોશેશ કરી પણ જ્યારે તે ન સમજ્યો ત્યારે તેનાજ શિષ્યોએ તેનો ત્યાગ કરી ભગવાન્ શ્રી મહાવીરનું શરણ સ્વીકાર્યું. પૂર્વાવસ્થાની જમાલિની પત્નિએ પણ જમાલિને આગમવિરૂદ્ધ પ્રલાપી સમજવાની સાથેજ તેના અસત્યસિદ્ધાન્તનો પરિત્યાગ કરી તેને સમજાવવા પ્રયત્ન કર્યાં છતાં પણ જ્યારે તે સત્યમાર્ગમાં ન આવ્યો ત્યારે તેનો પણ પરિત્યાગ કીધો અને પુનઃ પ્રભુપ્રણીત માર્ગનો સ્વીકાર કર્યો. જમાલિ પછી થયેલા બાકીના છ નિન્હવોને એટલે સિદ્ધાન્તના માત્ર એક કે બે વચનને વિપરીત માનનારા-ઓને ગુરૂઆદિ મહાપુરૂષોએ સમજાવવાની કોશેશ કરી અને સમજ્યા તેને સંઘમાં રાખ્યા અને ન સમજ્યા તેઓનો બહિ-ષ્કાર કીધો, પરન્તુ ન તો તેવા સૂત્રવિરોધિઓની ઉપેક્ષા કરી કે ન તો તેવા ભ્રમિત અને ભમાવનારને પૂજ્ય શ્રી સંઘમાં સ્થાન આપ્યું. નીતિને સમજનારાઓ આ બાબતની સામે હોઈજ ન શકે એતો નિર્વિવાદજ છે.

ઉપમિતિભવપ્રપંચાના પ્રણેતા મહર્ષિ સિદ્ધર્ષિ ગણીજી પણ

સદાગમની સર્વોત્તમતાનું યથાર્થ વર્ણન કરી કહે છે કે-[1]જેઓનું ભવિષ્યમાં-અલ્પસમયમાં કલ્યાણ થવાનું છે અને જેઓ પુણ્યથી પરિવેષ્ટિત છે તે ઉત્તમ પુરૂષોજ સદાગમના ફરમાનને મોટા આદરપૂર્વક અમલમાં મૂકે છે, પરન્તુ [2]મહાપાપી ભાગ્યવિહીન અધમપુરૂષોને સદાગમનું નામ પણ રૂચિકર થતું નથી. [3]અધન્ય આત્માઓ આવા સર્વોત્તમ સદાગમને પામતા નથી કારણ-કે લક્ષણહીન દરિદ્રી ચિન્તામણિરત્નને નથીજ પામી શકતો. [4]પાપાત્મા પ્રાણીઓ સદાગમના અનુસારે પોતાનું વર્તન નથી રાખતા. તે રાંકડાઓ ભગવાન્ સદાગમના માહાત્મ્યને નથી ઓળખી શકતા અને તેથી તેઓને હિતોપદેશ આપનાર સદાગમને પણ તેમાંના કેટલાક દૂષિત કરે છે, નિંદે છે અને ઉપહાસ્ય કરે છે તેમજ કેટલાક તેનાથી ઠગાવાની શંકા રાખે છે.

મહર્ષિ સિદ્ધર્ષિના ઉપર્યુક્ત કથનનો વળાવાસી બેચરદાસ જીવરાજે આપણને સાક્ષાત્કાર કરાવી દીધો એ દૃષ્ટિએ તો આ-

---

१ य एव भाविकल्याणाः, पुण्यभाजो नरोत्तमाः ।
ते सदागमनिर्देशं, कुर्वन्ति महदादरात् ॥ १ ॥

२ अन्यच्च ये महापापा, निर्भाग्याः पुरुषाधमाः ।
न ते सदागमस्यास्य, नामापि बहु मन्यते ॥ १ ॥

३ नाधन्याः प्राप्नुवन्तीमं, भगवन्तं सदागमम् ।
निर्लक्षणनरो नैव, चिन्तामणिमवाप्नुते ॥ १ ॥

४ पापिष्ठाः प्राणिनो नास्य वचने वर्त्तन्ते, ते हि न लक्षयन्ति वराका यदस्य भगवतो माहात्म्यं, ततस्तेभ्यो हितमुपदिशन्तमप्येनं सदागमं केचिद् दूषयन्ति, केचिदपकर्णयन्ति, केचिदुपहसन्ति, केचित्तं प्रतारकधिया शङ्कते.

પણ તેનો ઉપકાર માનીએ તો અનુચિત ન ગણાય! જ્યારે ભગવાન્ હરિભદ્રસૂરિજી કે જેઓ ચાદસો ચુંવાલીસ ગ્રંથરત્નોના ઉત્પાદક છે, જેઓનું વચન સૂત્રવાક્યવત્ પ્રમાણભૂત મનાતું અને મનાય છે, જેઓ સ્વ અને પરના સકલશાસ્ત્રોમાં નિષ્ણાત હતા, તેઓશ્રી પણ પોતાના સંબોધપ્રકરણ નામના ગ્રંથમાં ગુરૂસ્વરૂપ નામના અધિકારમાં લખે છે કે:-

"कत्थ अम्हारिसा जीवा, दूसमादोसदूसिया ?।
हा अणाहा कहं हुंता? न हुंतो जइ जिणागमो ॥ १ ॥"

સારાંશ-'ક્યાં અમારા જેવા દુઃષમકાલના દોષથી દૂષિત જીવો? જો આજે જિનેશ્વરદેવનું આગમ ન હોત તો અમારા જેવા અનાથજીવોની દશા શી થાત?' ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પણ જૈનાગમની સ્તુતિ કરતાં કહે છે જે:—

"आत्मीयानुभवाश्रयार्थविषयोऽप्युच्चैर्यदीयक्रमो
म्लेच्छानामिव संस्कृतं तनुधियामाश्चर्यमोहावहः ।
व्युत्पत्तिप्रतिपत्तिहेतुविततस्याद्वादवाग्गुंफितं
तं जैनागममाकलय्य न वयं व्याक्षेपभाजः क्वचित् ॥"

અર્થ—પોતાના અનુભવનો આશ્રયજ જેના અર્થનો વિષય છે એવો પણ જે જિનાગમનો ઉચ્ચક્રમ તે મ્લેચ્છોને સંસ્કૃત ભાષાની જેમ અલ્પબુદ્ધિવાળાને આશ્ચર્ય તથા મોહ ઉત્પન્ન કરનાર છે, તેવા વ્યુત્પત્તિ, પ્રતિપત્તિ, હેતુઓના વિસ્તારવાળા સ્યાદ્વાદની વાણીથી રચાયેલા જિનાગમને જાણીને અમે કોઇપણ ઠેકાણે વ્યાક્ષેપને ભજનારા થતા નથી. ત્યારે આપણી સમાજમાં નામીચા થયેલા પેલા બેચરદાસ આજે બસો પાંચ પેજનો એક મોટો નિબંધ

લખીને કહેવા નીકળેલ છે કે 'જૈનસાહિત્યમાં વિકાસ થવાના બદલે વિકાર થઇ ગયો છે અને તેનાથી આપણી હાનિ થઇ ચુકી છે.' આ કેવો દૃષ્ટિભેદ?

પોતાના તે નિબંધને પ્રમાણિક બનાવવાની ખાતર, ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજી જેવા અનેક મહર્ષિઓની ઉપરવટ થઇને, ભાષ્યકાર શ્રી જિનભદ્રગણીજી આદિ સર્વમાન્ય સૂરીશ્વરોને ઉદ્દેશીને, આપણા આધારસ્તંભ આચાર્યપ્રવરો ઉપર અધમાધમ આક્ષેપો કરવાનું કારસ્તાન કરતાં પણ તે મહાભાગને કંપારી નથી આવી! આપણા આધારસ્તંભ આચાર્યપ્રવરોને અસત્યવાદી અને અંધારામાં આથડનાર તરીકે ઓળખાવવા તે કાજળથી કાગળને અને પોતાના આત્માને કાળો કરતાં કથે છે કે:-

"સંખ્યાબંધ ઉલ્લેખો તે પવિત્ર જિનોને નામે આપણા કુલગુરુઓએ ચડાવી દીધા છે, જેને લીધે આપણે કશું વિવેકપૂર્વક વિચારી શકતા નથી. આ કાંઇ ઓછું તમસ્તરણ છે!!!"

શાસનપ્રેમી સજ્જનો! પરમાત્મા શ્રી મહાવીરદેવના નામે ઉપદેશ આપનારા આપણા આરાધ્ય પુરૂષો ઉપર, ઉપરનો ઉલ્લેખ કરી બેચરદાસ તે પવિત્રપુરૂષોની ઘોર આશાતના કરવા સાથે અનાચારનો આચાર્ય બની દુનિયાને તે અનાચારમાં ડુબાવવાની હિતશિક્ષા આપવાનું કાર્ય કરવાને પ્રવૃત્ત થયેલ છે. અસ્તુ, જેવી તેમની મતિ! પરન્તુ શરૂઆતમાંજ બતાવવામાં આવેલો આપણો આદર્શ અને સનાતન સિદ્ધાન્ત હજી આપ સર્વની સ્મૃતિપથમાં ઉપસ્થિતજ હશે એટલે માત્ર તેનો નામનિર્દેશ કરીનેજ હું કહું છું કે આપણા સઘળા રત્નત્રયીના આરાધક આદર્શો પરમાત્મા શ્રી મહાવીરદેવના શ્રીમુખે ત્રીપદી પામીને ગણધરદેવોએ રચેલી દ્વાદશાંગીને અનુસરીનેજ વિચારમાં, ઉચ્ચારમાં કે આચારમાં વિચરતા એટલે તેઓ જિનના નામે વાતો કરે એમાં આશ્ચર્ય શું? જેઓને તે દ્વાદશાંગી વિના નથી કાંઇ વિ-

ચારવાનું, નથી કાંઇ બોલવાનું કે નથી કાંઇ આચરવાનું, તે મહાત્માઓના વિચારમાં ઉચ્ચારમાં કે આચારમાં 'વીર' કે 'જિન' સિવાય બીજું શું જોવામાં કે સાંભળવામાં આવે! પણ બેચરદાસના આત્માને તે શબ્દ એક શલ્યની માફક સાલે છે. કર્મની દુરંતતા તે આનુંજ નામ! મને આશા છે કે ધર્મપ્રેમી સજ્જનો બેચરદાસની પ્રવૃત્તિ ઉપરથી એટલું તો જરૂર શીખશે કે 'આજથી આરંભીને અમારે પૂરતા સાવચેત રહેવું કે જેથી બેચરદાસની માફક અમારો આત્મા પણ આવું ઘોર પાપકર્મ કરીને અતિ દુર્લભ્ય આ મનુષ્યભવ નિષ્ફળ ન કરે.'

આપણાં દરેક આગમો અને આગમો સિવાયનું આપણું સઘળું સાહિત્ય કે જે આપણા શિષ્ટશિરોમણિ સૂરીશ્વરાદિની લેખિનીથી લખાયેલું છે, તેમાં આપણે પ્રથમ કહી ગયા તે પ્રમાણે તેજ તત્ત્વોનું પ્રતિપાદન છે કે જેનું પ્રતિપાદન દ્વાદશાંગીમાં થયેલું છે, કારણકે તે સઘળાઓનો આદર્શજ એ હતો. તેઓ એ આદર્શની ઉપાસનામાં પોતાનું શ્રેય સમજતા અને એ વાતની ખાત્રી આપણે સાક્ષાત્ ગણધરદેવોના જણાવેલ અને આગમોને પુસ્તકારૂઢ કરનાર શ્રીમદ્ દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજી મહારાજશ્રી વગેરેના લેખોથી કરી ચુકયા છીએ એટલે એ બાબતમાં આપણે માટે તો આશંકાને અવકાશજ નથી.

જૈન સાહિત્યની સર્વોત્કૃષ્ટતા આપણી એ સુંદર શાસનશૈલીમાંજ સમાયેલી છે. આપણા દરેક મહાપુરૂષોનો એકજ રાજમાર્ગ એટલે આપણા માટે ભ્રમણાને સ્થાનજ નથી. ભ્રમણા તો તેનેજ થાય કે જેઓ સુંદરમાં સુંદર શાસનશૈલીનો અસ્વીકાર કરીને પોતાના કલ્પિત સિદ્ધાન્તો જનતાને મનાવવાની અભિલાષા ધરાવે. શાસ્ત્રકારો એવા ઉન્મત્તોને 'અનંતસંસારી' 'બહુલસંસારી' 'દુર્ભવ્ય' આદિ શબ્દોથી ઓળખાવે છે એ વિચારકોને તો વિચારતાં સત્યજ જણાય છે, કારણ કે તે સ્વેચ્છાચારી-

ાને પોતાની કલ્પિત વાતોને સાચી સમજાવવા માટે અનેક
 કાર્યો કરવાંજ પડે છે અને તેની સાબીતી માટે એક બેચર-
ાસજ બસ છે. આપણે આજે જોઇએ છીએ કે બેચરદાસને
ાતાની 'દેવદ્રવ્ય શાસ્ત્ર વિરૂદ્ધ છે તે દ્રવ્યનો ઉપયોગ જૈનસમાજ
ાતાના કેળવણી જેવા કાર્યમાં ખુશીથી કરી શકે છે' આ એક
ાન્યતાની ખાતર સંપૂર્ણ જૈનસાહિત્યને અરે! ખુદ આગમ-
ંથોને પણ વિકારી કહેવાની ફરજ પડી, તેની સાબીતી માટે
ામગ્ર જૈનસમાજનું 'તમસ્તરણ' કરવું પડયું અને છેવટે ભગ-
ાન્ મહાવીરસ્વામી અને ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યો-
ી ઉપર પણ અધમાધમ આક્ષેપો કરવા જેવી નીચામાં નીચી
ૃદે પહોંચવાની ફરજ પડી. આવી અધમાધમ દશા સુધી પહોં-
ાતાં પણ નહિ અચકનારા અનન્તકાલ નિગોદોમાં આથડે એમાં
ાશ્ચર્ય જેવું શું છે? શાસનમાં સાત નાના નિન્હવો અને
ાઠમો મોટો નિન્હવ થયો. એ મોટા નિન્હવે પણ ભગવાન્
ાહાવીરસ્વામી ઉપર આક્ષેપ કરવાની ધૃષ્ટતા નથી બતાવી!
ે આઠમા નિન્હવના અનુયાયિઓ પણ વાચકવર ઉમાસ્વા-
ીજી મહારાજ જેવા મહર્ષિઓ ઉપર બહુમાનથી ભરેલા
ા પણ બિચારા બેચરદાસ તો આજે એવી દશાના ગુલામ
ન્યા છે કે જે ગુલામીના પ્રતાપે આપણે ઉપર વર્ણવી ગયા
ાવી અધમ અવસ્થાની ઉપાસના કરવામાંજ આ ઉત્તમોત્તમ
ાનુષ્યભવ અને તેમાં પણ મળેલી ઉત્તમ સામગ્રીઓનો ઉપયોગ
ાના હસ્તે થાય છે. આવી ગુલામીમાં અથડાતા આત્માઓની
ાધમતા ઉપર આપણને અનુકંપાજ આવવી જોઇએ અને ઉત્ત-
ા આત્માઓને તો આવેજ આવે અને એ અનુકંપાના આવિ-
ર્ભાવ સાથે ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી ગણિશ્રીએ આલે-
ખેલ " જે જિન ભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દૃઢરંગ
ગુણનર! તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ

સુગણુનર ! શ્રી જિનભષિત વચન વિચારીયે" આ સદ્ભાવ આપણા આત્માની સાથે એકમેક કરી દેવાજ આપણે તો મથવું જોઇએ. એથીજ આપણો ઉદય છે. તે વિના આપણી સાધ્ય-સિદ્ધિ નથીજ થવી એ તો એકાન્તે નિશ્ચિત છે. આ નિશ્ચયની સફલતા માટેજ આ લેખની ઉત્પત્તિ છે પણ બીજાને માટે નહિજ. મને આશા છે કે ધર્મપ્રેમી સજજનો અને ઉન્નતિના અભિલાષીઓ મારા આ નિશ્ચયને આનંદની સાથે વધાવી લેશે.

પ્રિય વાંચકો સમજી ચુક્યા હશે કે બેચરદાસને માટે તો એક પણ પ્રમાણ આપવાની જરૂર નથી કારણ કે તેમને માટે તો સર્વોત્તમ જૈનસાહિત્ય વિકારી છે અને જૈન સાહિત્યની રચના કરનારા મહર્ષિઓ તમસ્તરણ કરનારા છે, પરન્તુ બેચર-દાસને ઉદ્દેશીને એટલાજ માટે આ પુસ્તકમાં પ્રમાણો આપવાની ઇચ્છા રહે છે કે ભદ્રિક આત્માઓને ભ્રમિત થતા અટકાવવા અને જિજ્ઞાસુઓની જિજ્ઞાસા સારે માર્ગે દોરી નિષ્ફલ પણ ન જવા દેવી.

જરૂર વાંચકોના અંતરમાં એવી આશંકા ઉઠશે કે જ્યારે બેચરદાસ આપણા સર્વોત્તમ જૈનસાહિત્યને 'વિકારી' અને આપણા તે સાહિત્યને રચનારા આરાધ્ય પુરૂષોને 'તમસ્તરણ' કરનારા માને છે ત્યારે તેમણે પોતાના તે નિબંધમાં શા માટે આપણા સાહિત્ય અને આપણા આરાધ્યપાદોને સંડોવ્યા છે ? આના સમાધાનમાં એટલુંજ કહેવાનું છે કે ઉન્મત્ત આત્માઓ પોતામાં ઉત્પન્ન થયેલી ઉન્મત્તતાના પ્રતાપે કશુંજ નથી દેખી શકતા કે નથી સમજી શકતા અને તેથીજ તે બિચારા જેને અમાન્ય કરવા જાય છે તેનાજ પુરાવા દેવા જાય છે.

આપણા આદર્શપુરૂષોને 'તમસ્તરણ' કરનાર તરીકે ઓળ-ખાવનાર બેચરદાસે પોતાના પ્રપંચી પુસ્તકને પ્રમાણિક મના-વવાના ઇરાદાથી તે પુસ્તક પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ

શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજશ્રીને અર્પણ કરી જનતાને ધુતવાનો-ધર્મથી પતિત કરવાનો માર્ગ સરલ કરવાની ધારણા રાખી છે પણ તેની તે ધારણા જૈનસમાજ પાસે ફલવતી બને એ સર્વથા અસંભાવ્ય છે. તે છતાં આપણે શરૂઆતમાંજ પૂજ્યપાદ મહારાજશ્રીના વિચારો જાણી લઇએ અને જનતાને જાહેર કરી દઇએ કે જેથી તે જાગતી થઈ જાય અને બેચરદાસ જેવા તમસ્તરણભકતોથી સાવચેત બની રહે. પૂજ્યપાદ પરમગુરૂ શ્રીમદ્ વિજયાનંદસૂરિજી મહારાજા સ્વરચિત જૈન તત્ત્વાદર્શના ૩૧૨ મા પેજમાં લખે છે કે:—

"मेरी एसी श्रद्धा है, कि जो जैनमतमें प्रामाणिक अरु पंचांगीकारक आचार्य लिख गयें हैं, उनके अनुसार ही हमको कथन करना चाहियें, परंतु स्वकपोलकल्पित नहीं. जे कर कोइ स्वकपोलकल्पित मानेगा, वो जैनमती कदापी नहि बन सकेगा."

તેજ મહર્ષિ પોતે બનાવેલ તત્ત્વનિર્ણયપ્રાસાદના ૫૩૯ મા પેજમાં લખે છે કે:—

"जैनमतमें निर्युक्ति, भाष्य, चूर्णि, टीकादिके अनुसार अर्थ करा हुआ मान्य है, न तु स्वबुद्धिउत्प्रेक्षित, जे कर स्वबुद्धिकी कल्पनासें अर्थ करे जावें, तब तो अन्यमतोंकी तरें जैनमतके शास्त्रोंके अर्थ भी, नाना पुरुषोंकी नाना कल्पनासें नाना प्रकारके हो जावेंगें; तब तो असली सर्व सच्चे अर्थ व्यवच्छेद हो जावेंगे; और उत्सूत्रार्थकी प्रवृत्ति होनेसें जैनमत ही नष्ट हो जावेगा. इसवास्ते अव्यवच्छिन्न संप्रदायसें पंचांगी अनुसार ही, अर्थ सुज्ञजनोंको मानना चाहिये, परंतु अन्यप्रकारसें नहीं."

મહાનુભાવો ! દેખી આપણા આદર્શપુરૂષની આદર્શભૂત ઉપાસના. આપણા આવાજ આદર્શોએ આપણા સાહિત્યની સર્વોત્કૃષ્ટતા સાચવી રાખી છે. આપણા આદર્શો વિરોધિ કલ્પનાઓને અવકાશજ આપતા નહોતા. પૂજ્ય આત્મારામજી મહારાજને સાચા દીલથી 'પરમપૂજ્ય, જંગમતીર્થસ્વરૂપ, ઉદ્ધારકપુરૂષ અને ત્રણે કાલને માટે ભાવાચાર્ય' માનનારી અને તેમના અક્ષરદેહમાં લુબ્ધ બનેલી વ્યક્તિ શું આપણા પૂજ્યતમ પરમર્ષિઓને–સુધર્માસ્વામી આદિ સૂત્રકારોને, ભદ્રબાહુસ્વામીજી આદિ નિર્યુક્તિકારોને, શ્રીજિનભદ્રગણીજી આદિ ભાષ્યકારોને, અભયદેવસૂરીજી આદિ ટીકાકારોને અને કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી આદિ સર્વતંત્રસ્વતંત્ર સૂરીશ્વરોને મોક્ષમાર્ગના નાશક તરીકે ઓળખાવવાની પાપપટુતા પ્રકટ કરે? અને જૈનતત્ત્વાદર્શ આદિ ગ્રન્થરત્નોને મનનપૂર્વક વાંચનાર તે પંડિત સ્વપરવિનાશક પુસ્તક બનાવવાની નાદાની બતાવી શકે? કદી પણ ન બતાવે.

સમીક્ષાની શરૂઆત કરવા પૂર્વે ભગવાન્ હરિભદ્રસૂરિજીએ પોતાના સંબોધપ્રકરણ નામના અપૂર્વ ગ્રંથમાં જે એક ખાસ જાણવા જેવી અને ધ્યાનમાં રાખવા જેવી વાત જણાવી છે તે જાણી લઇએ અને ધ્યાનમાં રાખી મૂકીએ કે જેથી નિર્વિઘ્ને આપણી ધારણામાં આપણે સફલ મનોરથવાળા થઇએ.

જે ગ્રંથને સાંગોપાંગ મનનપૂર્વક વાંચી જનાર આત્માની શ્રદ્ધાને શિથિલ કરવાને સુરેશ્વરો પણ અસમર્થ નીવડે, એવા અનુપમ તે સંબોધપ્રકરણ નામક ગ્રંથરત્નમાં સદ્ગુરૂઓનું સ્વરૂપ આલેખતાં ભગવાન્ હરિભદ્રસૂરિજી જણાવે છે કે:—

"पवयणरयणनिहाणा, सूरिणो जत्थ नायगा भणिया।
संगइ सव्वं धम्मं, तयहिट्ठाणं जओ भणियं ॥ १ ॥

कइयावि जिणवरिंदा, पत्ता अयरामरं पहं दाउं ।
आयरिएहिं पवयणं, धारिज्जइ संपयं सयलं ॥ २ ॥ ”

અર્થાત્—પરમાત્મા શ્રી મહાવીરદેવના શાસનમાં પ્રવચન-રૂપ રત્નોના નિધાનસ્વરૂપ સૂરીશ્વરોજ નાયક તરીકે કહેલા છે, કારણકે વર્તમાન સમયમાં સર્વ પ્રકારનો ધર્મ તેમનાજ આધારે છે અર્થાત્ ધર્મરક્ષાનો આધાર તેઓનાજ ઉપર રહેલો છે. જિનેશ્વરદેવ તો મોક્ષના માર્ગને બતાવીને ક્યારનાએ મોક્ષનગર તરફ પ્રયાણ કરી ચૂક્યા માટે વર્તમાન સમયમાં ઉપકારી આચાર્ય મહારાજાઓજ સકલ પ્રવચનને ધારણ કરી તેની રક્ષા કરી રહ્યા છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજીનો આ ઉલ્લેખ આપણી જીવનનૌકાને સમીહિતસ્થાને પહોંચાડનાર છે. આ વિષમ કાલમાં આપણને સન્માર્ગમાં સ્થિર રાખનાર પણ એ ઉલ્લેખ છે. આપણી ખુટતી જતી ધીરજને વધારવાનું પણ કામ તે ઉલ્લેખ અસ્ખલિતપણે કરી શકે છે. પ્રપંચીઓની પ્રપંચજાળને અને માયાવીઓની માયાજાળને ભેદવાની શકિત આપવાને માટે પણ એ ઉલ્લેખ સમર્થ છે. આ ઉલ્લેખ ઉપર આપણે જેમ જેમ વિચાર કરીશું તેમ તેમ આપણને ઘણુંજ અવનવું જાણવાનું મલશે. આ ઉલ્લેખ આપણે આપણા અંતરપટ ઉપર કોતરી રાખવા જેવો છે. સંપૂર્ણ શાસનશૈલીથી સુજ્ઞાત થવા માટે એ ઉલ્લેખ આપણા માટે ઘણોજ ઉપયોગી છે. આવા આવા ઉપયોગી ઉલ્લેખો તો શ્રી સંબોધપ્રકરણમાં ઘણાજ છે. દુઃખનો વિષય છે કે સંબોધપ્રકરણ જેવા ઝળહળતા સૂર્યે પણ બેચરદાસના અંતરમાં પ્રકાશ ન પાડયો ! અજ્ઞાન ! તારૂં અંધારૂં પણ અલૌકિકજ છે ! છતી આંખે તત્ત્વથી આંધળો અને છતે હૃદયે મૂઢ બનાવવો એતો તારૂં મોટામાં મોટું કામજ છે. મહર્ષિ સિદ્ધર્ષિએ પણ તને આબેહુબ ખરા સ્વરૂપમાં દર્શાવી જગતને તારી પૂરતી ઓળખાણ

કરાવી દીધી છે. તે મહર્ષિ પોતાની ઉપમિતિભવપ્રપંચા નામની કથામાં અજ્ઞાનથી ઉત્પન્ન થતા દોષોનું વર્ણન કરતાં લખે છેકે:—

" अनेन वर्त्तमानेन, शरीरे जन्तवो यतः ।
कार्याकार्यं न जानन्ति, गम्यागम्यं च तत्त्वतः ॥ १ ॥
ततो निबध्य घोराणि, कर्माण्यकृतशम्बलाः ।
भवमार्गे निरन्तेऽत्र, पर्यटन्ति सुदुःखिताः ॥ २ ॥ "

અર્થાત્—શરીરની અંદર રહેલા અજ્ઞાનરૂપી કૃષ્ણડિમ્ભના પ્રતાપે આત્માઓ વસ્તુતઃ કાર્ય કે અકાર્યને અને ગમ્ય કે અગમ્ય પદાર્થને જાણી શકતા નથી તેથી બીચારા આગામીભવ માટે સુખોત્પાદક સામગ્રી મેળવ્યાવિના ઘોરકર્મોનો બંધ કરીને દુઃખથી રીબાતા અંતવિનાના આ સંસારના સરીયામ રસ્તા ઉપર અથડાયા કરે છે. અલમ્.

હવે આપણે આપણા આદર્શથી, સિદ્ધાન્તથી, શાસનની શૈલીથી અને આપણા આરાધ્યપાદ મહાપુરૂષોથી સુપરિચિત થઇને બેચરદાસના નિબંધને ઓળખાવવાની શરૂઆત કરીએ છીએ કે જેથી ભદ્રિકજનો ભ્રમિત ન થાય અને જિજ્ઞાસુઓની જિજ્ઞાસા નિષ્ફલની નિષ્ફલજ ન બની રહેતાં સાચા શુભતત્ત્વને જાણવા સમર્થ થાય.

બેચરદાસે શરૂઆતમાંજ સત્યવાદને પોતાના તરફથી રજા આપવા માંડી છે-આપીજ દીધી છે, અન્યથા લખવા ધારેલ પુસ્તક પુરૂં શીરીતિએ થાય? અને કરવા ધારેલી પરમાત્મા શ્રીમહાવીરદેવની અને તેઓશ્રીના સર્વોત્તમ શાસનની ઘોર આશાતના શા આધારે-કોના બળે કરી શકાય?

બેચરદાસ શરૂઆતમાંજ-ત્રીજા પેજમાં લખે છે કે:—

" સંપ્રદાયની તો એવી પણ ઇચ્છા હોય કે અમારાંજ શાસ્ત્રો અનાદિમાં

અનાદિનાં છે એટલે અમારી પેઢી અને અમારા ચોપડા પૃથ્વીની સાથેજ ઉગેલા છે. ”

પ્રિય વાંચકો! આ ઉપરનો આક્ષેપ બેચરદાસે જૈનસંપ્રદાય ઉપર કરેલો છે. એ આક્ષેપની સાબીતી માટે જૈનસંપ્રદાયને મમત્વમયી દૃષ્ટિથી દૂષિત જણાવેલ છે. આ સ્થાને મારે સ્પષ્ટતાની ખાતર કહી દેવું જોઇએ કે આ આક્ષેપ પણ બેચરદાસની અસત્યશીલતા અને અસદાગ્રહનેજ આભારી છે–તેની સઘળી વિચારમાળાઓજ એ ઉભયથી ઘેરાયેલી છે એમ કહીએ તો પણ કહી શકાય તેમ છે. જો બેચરદાસ વિશાલ જૈનસાહિત્યમાંથી ઉપરના આક્ષેપની સિદ્ધિ માટે એક પણ પ્રામાણિક આધાર આપી શકે તો તે આક્ષેપનો સ્વીકાર કરવા હું પણ તૈયાર છું. જે જૈનસંપ્રદાયમાં ખાસ પોતાના આગમગ્રંથોમાં ઉદ્ઘોષણાપૂર્વક કહેવામાં આવે છે કે:—

“ अत्थं भासइ अरहा, सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तइ ॥ १ ॥ ”

અર્થાત્–આરહન્તદેવો–ભગવાન્ તીર્થંકરદેવો અર્થની પ્રરૂપણા કરે છે અને પૂજ્ય ગણધરદેવો શ્રીસંઘના હિતને માટે સૂક્ષ્મ પદાર્થોને પ્રતિપાદન કરનારૂં અને મહાન્ અર્થોથી ભરપૂર એવા સૂત્રની રચના કરે છે તેથી શાસન–સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ–તેના શ્રેયને સાધનાર સૂત્રની પ્રવૃત્તિ થાય છે.

જે જનસાહિત્યના સેંકડો ગ્રંથોમાં અપૌરૂષેયવચન–પુરૂષ વિના ઉત્પન્ન થયેલું વચન–તેના ખંડન માટે–તેની અપ્રામાણિકતા જાહેર કરવા માટે સેંકડો ગ્રન્થોમાં નીચે મૂકવામાં આવતા આશયના ઉલ્લેખો કરવામાં આવ્યા છે અને તેની સિદ્ધિ માટે હજારો શ્લોકો લખવામાં આવ્યા છે અને જોર શોરથી જાહેર

કરવામાં આવ્યું છે કે પુરૂષ વિના વચનની ઉત્પત્તિ હોઈ શકેજ નહિ.
વાંચો જૈનસાહિત્ય શું કહે છે:—

" सर्वाण्यपि श्रुतानि पौरुषेयाण्येव, न किमप्यपौरुषेयमस्ति, असम्भवात्, तथाहि—शास्त्रं वचनात्मकं, वचनं ताल्वोष्ठपुटपरिस्पन्दादिरूपपुरुषव्यापारान्वयव्यतिरेकानुविधायि, ततस्तदभावे कथं भवति ? न खलु पुरुषव्यापारमन्तरेण वचनमाकाशे ध्वनदुपलभ्यते, "

અર્થાત્—સઘળાં શ્રુતો—શાસ્ત્રો પુરૂષથીજ ઉત્પન્ન થયેલાં છે પણ પુરૂષવિના ઉત્પન્ન થયેલાં નથી કારણકે પુરૂષવિના શાસ્ત્રની ઉત્પત્તિ અસમ્ભવિત છે કેમકે—શાસ્ત્ર તો વચનરૂપ છે અને વચન ત્યારેજ ઉત્પન્ન થાય છે કે જ્યારે પુરૂષ પોતાના તાલુ અને ઓષ્ઠપુટ વિગેરેનો ઉપયોગ કરે અન્યથા વચનની ઉત્પત્તિજ ન થાય. તો પછી પુરૂષના અભાવે વચનરૂપ શાસ્ત્રની ઉત્પત્તિ શી રીતિએ થઇ શકે? પુરૂષના વ્યાપારવિના આકાશમાં ગર્જારવ કરતું વચન નથીજ મળી શકતું.

આવા આશયના ઉલ્લેખો જૈનસાહિત્યના સેંકડો ગ્રન્થોમાં હજારો શ્લોકોના વિવેચન સાથે તૈયાર છે તે છતાં બેચરદાસના જોવામાં ન આવે એ એમની અવલોકન શક્તિને ઓછો શોકનો વિષય છે! બનારસમાં રહીને 'ન્યાયતીર્થ'ની ઉપાધિ કેવી નીતિથી મેળવી હશે તે તો તેમનોજ આત્મા જાણે! સાંભળવા પ્રમાણે ન્યાયતીર્થની પરીક્ષામાં શ્રી રત્નપ્રભસૂરિજીએ બનાવેલી રત્નાકરઅવતારિકાને પણ સ્થાન છે. તેમાં પણ અપૌરૂષેયવાદનું નિરસન કરવામાં આવ્યું છે. તેમ છતાં પણ જ્યારે તેઓ જૈન-સંપ્રદાય ઉપર:—

" સંપ્રદાયની મમત્વમયી દ્રષ્ટિએ કદાચ જૈનશાસ્ત્રો અનાદિનાં મ-

નાતાં હોય અકૃત્રિમ જેવાં સધાતાં હોય અને અપરિવર્તિત રહેતાં હોય તો ભલે."

આવો અણછાજતો અસત્ય આક્ષેપ કરે ત્યારે તેમનામાં અસત્યશીલતા અને અસદ્દાગ્રહ શિવાય બીજી કઇ વસ્તુની કલ્પના આપણે કરી શકીએ? કદાચ સ્થાને સ્થાને આવતા "[1]इत्येषा द्वादशांगी न कदाचिन्नासीत्, न कदाचिन्न भविष्यति, न कदाचिन्न भवति" આવા ઉલ્લેખોથી જો તે તેવો આક્ષેપ કરવા તૈયાર થયેલ હોય તો આ સ્થળે મારે કહેવુંજ પડે છે કે તેમણે જૈનસમાજના કીંમતી દ્રવ્યનો દુરૂપયોગ કરવા સાથે બનારસ પાઠશાળાને કેવલ કલંકિત કરવાનું જ કામ કીધું છે.

સઘળી જૈનસમાજ એ વાતથી તો સુપરિચિત છે કે દરેક તીર્થંકરદેવો પાસેથી ત્રિપદી પામીને દરેક ગણધરદેવો દ્વાદશાંગીની રચના કરે અને તેની આજ્ઞા પ્રમાણેજ ઉન્નતિના અર્થી આત્માઓ વર્તે અને સંપ્રાપ્ત થયેલી શુભ સામગ્રીઓને સાર્થક કરી શિવસુખના સંગી બને. એટલે તે સમ્બન્ધમાં તે સમાજને અધિક કહેવાની જરૂર નથી તે છતાં પણ તે આક્ષેપનો રદીઓ આપવા ઇચ્છનાર માટે નીચે મૂકવામાં આવતો ભગવાન્ હરિભદ્રસૂરિજીનો ઉલ્લેખ ઘણોજ ઉપયોગી છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજી આવશ્યકવૃત્તિમાં જણાવે છે કે:-

"तत्र द्रव्यास्तिकनयालोचनायामागमस्य नित्यत्वात् कर्तुरभाव एव, "इत्येषा द्वादशाङ्गी न कदाचिन्नासीत्, न कदाचिन्न भविष्यति, न कदाचिन्न भवति" इतिवचनात्। पर्यायास्तिकनयालोचनायां चानित्यत्वात्तत्सद्भाव इति। तदपालोचनायां तु

---

૧. આ દ્વાદશાંગી કોઇ વખત ન હતી, નહિ હશે યા ન હોય એમ નથી.

सूत्रार्थोभयरूपत्वादागमस्य अर्थापेक्षया नित्यत्वात् सूत्ररचनापेक्षया चानित्यत्वात् कथंचित् कर्तृसिद्धिरिति ”

અર્થાત્—દ્રવ્યાસ્તિક નામના નયની અપેક્ષાએ વિચાર કરીએ તો કર્તાનો અભાવજ છે કારણ કે આગમોમાં એવું કથન છે કે ‘ આ દ્વાદશાંગી કોઈ વખત ન હતી ન હશે અને નહિ હોય એમ નથી, પરન્તુ શાશ્વતી છે. ’ અને પર્યાયાસ્તિકનયની અપેક્ષાએ વિચાર કરીએ તો તે અનિત્ય હોવાથી તેનો કર્ત્તા છે પરન્તુ તત્ત્વદૃષ્ટિએ નિહાળતાં આગમો સૂત્ર અને અર્થરૂપ હોવાથી કથંચિત્ એટલે અર્થની અપેક્ષાએ નિત્ય હોવાથી તેનો કર્ત્તા નથી અને સૂત્રરચનાની અપેક્ષાએ અનિત્ય હોવાથી તેનો ( આગમનો ) કર્ત્તા છે.

આ વસ્તુસ્થિતિને સમજ્યા પછી આપણે બેચરદાસને સંભળાવી દેવું જોઇએ કે સૂત્રકૃતાંગની ટીકામાં શ્રીશીલાંકસૂરિજીએ અને વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ( ભગવતીજી )માં શ્રીઅભયદેવસૂરિજીએ આ સમ્બન્ધમાં જે ઉલ્લેખો કીધા છે તે અનાદિતાના બચાવની ખાતર નહિ પણ જૈનદૃષ્ટિએ અનાદિતાનું સ્વરૂપ સમજાવવાની ખાતર કીધા છે. સાથે એ પણ જણાવી દેવું જોઇએ કે અમે જૈનો વેદાન્તીઓની માફક અપૌરૂષેયવાદને માનનારા નથી કે જેથી તમારા માનેલ ઇતિહાસની અમને જરૂર પડે.

ઉપર્યુક્ત બીના જણાવવા સાથે ધર્મિ વાંચકોએ બેચરદાસને એ પણ સંભળાવી દેવાનું છે કે ‘ અમારી પેઢી એટલે શ્રી જિનશાસન તે તો અનાદિનુંજ છે. ભલેને તમારા જેવાને અમારૂં તે જયવંતુ જિનશાસન આજે પણ હયાતિ નથી ભોગવતું એમ લાગતું હોય. બિચારા ઘુવડોને માટે કયારેય પણ સૂર્યનો ઉદય નથી હોતો અને આ શાસનના ઉપાસક ઉત્તમ આત્માઓ,

તમારા જેવા શાસ્ત્રવિરોધીઓના સંસર્ગથી અલગજ રહેવા માગે છે અને તેમાંજ અમે તો તેમનું અને બીજાનું કલ્યાણ સમજીએ છીએ.'

શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુ સ્વામીજી, શ્રીમાન્ હરિભદ્રસૂરિજી, કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી વિગેરે અનેક આચાર્યોએ યથાર્થ રીતિએ આલેખેલ શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીના જીવનચરિત્રમાં અસત્ય આશંકાઓ ઉઠાવવી તેમાં વર્ણવેલી આધ્યાત્મની બાબતોના રહસ્યને સમજ્યા વિના તે ઉપર અસત્યતાનો આરોપ મૂકવો એ કોઈ વિદ્વતાનું કે બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. આ વાતને જૈનસમાજ સારી રીતિએ જાણતી હોવાથી કોઈ અજ્ઞાની તે સમ્બન્ધમાં ગમે તેમ બોલે યા લખે તેની તરફ તે તેની અસંસ્કાર્ય અજ્ઞાનતાનોજ પ્રભાવ છે એમ માની ઉપેક્ષાવૃત્તિજ ધારણ કરે છે તો પછી તે સમ્બન્ધમાં બેચરદાસે કરેલા આક્ષેપો તરફ મારે પણ તે રીતિએ ઉપેક્ષાવૃત્તિનુંજ અવલંબન કરવું એ સમુચિત છે. તે છતાં પણ જો બેચરદાસ પોતાના કહેવા પ્રમાણે જૂદો નિબંધ પ્રસિદ્ધ કરશે ત્યારે વળી જરૂર જણાશે તો તે સમ્બન્ધમાં ઉચિત યત્ન કરીશ.

રવીન્દ્રનાથ ઠક્કુર કે દત્ત ભલેને પોતાના વિષયમાં વિદ્વાન્ હોય તે છતાં પણ તે ભગવાન્ મહાવીરદેવના જીવનથી અને તેમના સિદ્ધાન્તથી સુપરિચિત ન હોય એ સ્વાભાવિક છે અને તેઓને પરમાત્માના જીવનથી અને તે અલૌકિક આત્માના અનુપમ આદર્શોથી સુપરિચિત માનવાને કંઈ પણ કારણ નથી. હું તો એમ પણ માનું છું કે જો તેઓને પણ આ સમ્બન્ધમાં પૂછવામાં આવે તો તેઓ પણ એમજ જણાવે. એટલે એ સમ્બન્ધમાં તેમના ઉલ્લેખો ઉપર વજન રાખવામાં આવે એ તો દેખીતીજ ભૂલ ગણાય.

ગૃહસ્થોને આગમો વાંચવાની મના આપણા પરમ ઉપકારી તીર્થંકરદેવોએ શા માટે કરી છે એના રહસ્યને નહિ સમજનારા અજ્ઞાનીજીવો મરજી મુજબ બડબડાટ કરે તેના ઉપર આપણે ધ્યાન દેવાની જરૂર નથી. આપણે તો તે પવિત્ર આજ્ઞા મુજબજ ચાલવાનું છે, કારણ કે આપણે એમાંજ આપણી ઉન્નતિને જોઈ શકીએ છીએ પણ બીજામાં નહિજ. તે છતાં પણ બેચરદાસે આપણા આચાર્યપ્રવરોને સ્વાર્થિ અને તેને અંગે અસત્યવાદીજ નહિ પણ સત્યના વિરોધ તરીકે ઓળખાવવાની ખાતર પોતાની અસત્યશીલતા અને અસદાગ્રહની સાથે અવનતિના ઉંડા ખાડામાં ઉતારનારી અજ્ઞાનતાનો આવિર્ભાવ જગજાહેર કરવા માટે શાસ્ત્રોના જે ઉલટા અર્થો કીધા છે તે સઘળાનો પ્રતિકાર આપણે તે સ્થાન પ્રાપ્ત થયેથી અવશ્ય કરીશું અને દીપકની માફક પ્રકાશિત કરીશું કે બેચરદાસનો એકપણ મુદ્દો સત્યનો સાથી નથી પરંતુ ભાંપણુ અસત્યવાદની છાયાથી જ છવાયેલો છે. આ સ્થાને તો આપણે એજ કહેવાનું છે કે આગમોજ નહિ પરન્તુ શ્રુતજ્ઞાનમાત્ર આપણે આપણા સદ્‌ગુરૂઓની પાસેથીજ લેવાનું છે નહિ કે આપોઆપ યોગ્યતા પ્રાપ્ત કર્યા વિનાજ. વિના યોગ્યતાની કરેલી ઉતાવળ કેટલું નુકશાન કરે છે તે આપણે હમણાંજ બેચરદાસના દૃષ્ટાન્તથી જોઇશું પણ આ સ્થાને આપણે એજ જોવું છે કે, ' ચૈત્યવંદનસૂત્ર ' ઉપર ' લલિતવિસ્તરા ' નામની વૃત્તિમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી શું કહે છે:—

" प्रायोऽधिकृतसूत्रोक्तेनैव विधिनोपयुक्तस्याऽऽशंसादोषरहितस्य सम्यग्दृष्टेर्भक्तिमत एव सम्यक्करणं, नान्यस्य, अनधिकारित्वाद्, अनधिकारिणः सर्वत्रैव कृत्ये सम्यक्करणाभावात्, श्रावणेऽपि तत्रोऽस्याधिकारिणो मृग्याः ? को वा किमाह ? एवमेवैतत्, न

केवलं श्रावणे, किं तर्हि ? पाठेऽपि, अनधिकारिप्रयोगे प्रत्युतानर्थसम्भवात्, 'अहितं पथ्यमप्यातुरे' इति वचनप्रामाण्यात्, .... यद्येवमुच्यतां के पुनरस्याधिकारिण इति, उच्यते॥ एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयश्च,.... तदेतेऽधिकारिणः परार्थप्रवृत्तैर्लिङ्गतोऽवसेयाः,.... लिङ्गानि चैषां तत्कथाप्रीत्यादीनि, तद्यथा—तत्कथा प्रीतिः, निन्दाऽश्रवणम्, तदनुकम्पा, चेतसो न्यासः, परा जिज्ञासा, तथा—गुरुविनयः, सत्कालापेक्षा उचितासनं युक्तस्वरता पाठोपयोगः, तथा—लोकप्रियत्वं, अगर्हिता क्रिया, व्यसने धैर्यं, शक्तितस्त्यागो, लब्धलक्षत्वं चेति । एभिस्तदधिकारितामवेत्यैतदध्यापने प्रवर्तेत,.... एवं हि कुर्वता आराधितं वचनं, बहुमतो लोकनाथः, परित्यक्ता लोकसंज्ञा, अङ्गीकृतं लोकोत्तरयान, समासेविता धर्मचारितेति, अतोऽन्यथा विपर्यय इत्यालोचनीयमेतदतिसूक्ष्माभोगेन, नहि वचनोक्तमेव पन्थानमुल्लङ्घ्यापरो हिताप्त्युपायः"

સારાંશ—ચૈત્યવંદનસૂત્રની વ્યાખ્યામાં કહેલી વિધિપૂર્વક વર્ત્તનાર, આશંસા દોષથી રહિત અને ભક્તિમાન્ સમ્યગ્દૃષ્ટિ—અરિહન્તદેવ ને અરિહન્તદેવના માર્ગમાં ચાલનાર અનગાર આચાર્ય આદિ ઉત્તમ પુરૂષોની આજ્ઞાનુસાર પોતાનો જીવનનિર્વાહ કરનાર આત્માજ સમ્યક્પ્રકારે ચૈત્યવંદન આરાધી શકે કારણકે એવોજ આત્મા ચૈત્યવંદનનો અધિકારી છે પણ બીજો નહિ. અધિકાર વિનાના આત્માઓ કાર્યમાત્રને માટે અયોગ્ય છે, તેવા આત્માઓ એકપણ કાર્યને સુંદર રીતિથી કરી શકતા નથી. આ વાતનું શ્રવણ કરી જિજ્ઞાસુ પ્રશ્ન કરે છે કે:-'તો શું સંભળાવવાને માટે પણ અધિકારીઓ શોધવા પડે?' ઉત્તરમાં મહાત્માશ્રી જણાવે છે કે જરૂર શોધવાજ પડે. એમાં શું કોઇ પણ શંકા કરી શકે તેમ

છે? અર્થાત્ નહિજ. કેવલ સંભળાવવા માટેજ અધિકારીઓ શોધવા પડે એમ નહિ પણ પાઠમાત્ર આપવા માટે પણ અધિકારીઓની ગવેષણા કરવીજ પડે કારણકે અનધિકારી આત્માઓને તે પણ આપવાથી લાભને બદલે ઉલટો અનર્થ થવાની સંભાવના છે. 'રોગીને માટે હિતકર વસ્તુ પણ વિના વિચારે યા વૈદ્યની આજ્ઞા વિના આપવાથી અહિતકર નીવડે છે' આ વાતને કોઇ પણ અપ્રામાણિક ઠરાવી શકે નહિ. જો એમજ હોય તો કહો કે આ ચૈત્યવંદનસૂત્રના અધિકારી કોણ ? મહાત્માશ્રી કહે છે કે—પ્રથમ તો ચૈત્યવંદનસૂત્રની ઉપરજ બહુમાનથી ભરેલા, વિધિમાર્ગમાં તત્પર અને ઉચિતવૃત્તિના ઉપાસક હોય તેજ આ સૂત્ર માટે અધિકારી છે. માટે પરમાર્થપરાયણ આત્માઓએ સુલક્ષણોથી તે અધિકારીઓને ઓળખી લેવા. તે અધિકારી આત્માઓનાં ચિન્હો એ છે કે તેઓને પ્રથમતો ૧–ચૈત્યવંદનસૂત્રના આરાધકોની કથા ઉપર પ્રીતિ હોય, ૨–ચૈત્યવંદનસૂત્રના આરાધકોની નિંદાને ન સાંભળે, ૩–નિંદા કરનારની ઉપર અનુકમ્પા–દયા આણે કે બીચારા રાજસ્ તામસ્ પ્રકૃતિથી પરાધીન બનેલા અને હિતકાર્યને સમજવા માટે મૂઢ બનેલા પ્રાણીઓ આવી રીતિએ અનિષ્ટ ચેષ્ટાઓ કરીને આ અમૂલ્ય માનવજીવનની નિરર્થક બરબાદી કરી નાખે છે, ૪–ચિત્તને તન્મય—ચૈત્યવન્દનામાં તલ્લીન બનાવે. અને ૫–ચૈત્યવંદના જાણવાની તીવ્ર ઇચ્છાવાળા હોય. અથવા ૧–ગુરૂઓ તરફ વિનયથી વર્ત્તન કરનારા હોય, ૨–ઉચિત અવસરના ઉપાસક હોય, ૩–અન્યને અશાન્તિજનક સ્વરના ઉચ્ચારનારા ન હોય અને ૪–પાઠ પ્રત્યે દત્તચિત્ત હોય. તેમજ ૧–લોકપ્રિય હોય, ૨–અનિંદિત ક્રિયાના કરનારા હોય, ૩–આપત્તિના અવસરે પણ ધીર હોય, ૪–શકિતના પ્રમાણમાં ત્યાગના આસેવક હોય અને ૫–લક્ષ સુધી પહોંચનારા હોય. આવા અનુપમ સદ્ગુણોથી અધિકારિતાનું અવલોકન કરી ચૈત્યવન્દનાસૂત્રનું અધ્યયન કરાવવા

માટે પ્રવૃત્તિ કરે. આ પ્રમાણે કરનાર ૧-આગમવચનનો આરાધક , ૨ ભગવાન્ તીર્થંકરદેવ ઉપર બહુમાન રાખનાર, ૩-લોકહેરી—ગાડરીઓ પ્રવાહ-તેનાથી અલગ રહેનાર, ૪-લોકોત્તર પ્રવૃત્તિ—સર્વોત્તમ પ્રવૃત્તિનો સ્વીકાર કરનાર અને ધર્મમય આચારોને અમલમાં મૂકનાર ગણાય.

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજશ્રીના આ સુંદર સદુપદેશથી વિપરીત ચાલનાર સન્માર્ગના આસેવક શી રીતિએ બની શકે? તે મહાત્માશ્રી તો કહે છે કે શ્રુતજ્ઞાનનો અર્થી આત્મા પ્રથમ તો તેની કથામાત્રમાં પ્રીતિ રાખનારો હોય, નિંદાનું તો શ્રવણ પણ ન કરે અને કરતો હોય તેની ઉપર અનુકંપા આણે. ત્યારે બેચરદાસ આજે કથામાત્રની મશ્કરી કરે છે. સૂત્રોની અને સૂત્રકર્ત્તાઓની નીચમાં નીચ અને હડહડતી અસત્ય નિંદા કરે છે અને કરવાને ઉપદેશ કરે છે. શ્રમણપતિ શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોની અને સાક્ષાત્ પરમાત્મા શ્રી મહાવીરદેવનું પણ તે મોહમૂઢાત્મા ઉપહાસ્ય કરે છે.

વાચકગણ ! ઉતાવળ ન કરશો આ સઘળી વાતો આગળ જતાં સ્પષ્ટ થઈ જશે. ભગવાન્ હરિભદ્રસૂરિજીએ બતાવેલા “ [1] यतितव्यमुत्तमनिदर्शनेष्विति श्रेयोमार्गः ” આ કલ્યાણપથને ઠોકર મારનાર આત્માને તેજ મહર્ષિના કહેવા પ્રમાણે સુંદરમાં સુંદર દેશના નજ રૂચે કારણકે [2] શુદ્ધદેશના ક્ષુદ્રપ્રાણીરૂપી મૃગના ટોળાને ભયભીત કરનાર સિંહનાદ—સિંહગર્જના સમાન છે. ક્ષુદ્ર આત્મા તેવી શુદ્ધદેશનાથી લાભ નજ ઉઠાવી શકે માટે આપણા માટે તો તેજ કલ્યાણપથ છે કે, શુદ્ધ આજ્ઞાનુસાર પ્રવૃત્તિ કરીને જેઓએ પોતાનું જીવન સફલ કર્યું છે અને જેઓ વર્તમાનમાં કરી રહ્યા છે તેઓનાજ પગલે ચાલવું.

---

૧ ઉત્તમપુરૂષોના દૃષ્ટાન્તોમાં યત્ન કરવો એ કલ્યાણનો માર્ગ છે.
૨ शुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनादः

ઉત્તમપુરૂષોથી ઉલટા માર્ગે ચાલનાર તાત્ત્વિકજ્ઞાનની પ્રાપ્તિ નજ કરી શકે એતો સંદેહ વિનાની વાત છે. એ નિશ્ચય તો આપણને થઈજ ચૂકેલો છે. એનો સાક્ષાત્કાર પોતાના આત્માનું સત્યાનાશ વાળીને પણ બેચરદાસે આપણને કરાવ્યો છે તેથી આપણી 'વિના યોગ્યતાની કરેલી ઉતાવળ કેટલું નુકશાન કરે છે તે આપણે હમણાંજ બેચરદાસના દૃષ્ટાન્તથી જોઈશું' આ પ્રતિજ્ઞાની સાર્થકતા થવા સાથે આપણને એ પણ સમજાય છે કે:—'અધિકારવિના આગમો ન વાંચવાની' પરમાત્માની આજ્ઞા ઉપર પગ મૂકવાનું પામરકર્મ કરનારા પામરો પોતાના આત્માને અજ્ઞાનના એવા ઊંડા અને અંધારીયા અવટ–કુવામાં ઉતારે છે કે જેથી તે બીચારા આત્માઓ અનંતકાલ સુધી રીબાયાજ કરે.

પરિસ્થિતિ ઉપર્યુક્ત છતાં પણ પોતાને સકલ આગમના અભ્યાસી માનનાર અને મનાવનાર બેચરદાસ રવીન્દ્રનાથ ઠક્કુર અને:દત્તના ઉપરચોટીઆ ઉલ્લેખ ઉપર ભાર મૂકીને જણાવે છે કે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં આવેલ 'યજ્ઞીય' અને 'હરિકેશીય' અધ્યયન ઉપરથી એમ સાબીત થાય છે કે–'બ્રાહ્મણ, ક્ષત્રિય, વશ્ય અને ક્ષુદ્ર એ કોઇ પ્રકારની જાત નથી.'!

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં સ્થળે સ્થળે અને બેચરદાસે બતાવેલાં 'યજ્ઞીય' અને 'હરિકેશીય' અધ્યયનમાં પણ જાતિ અને કુલને સુચવનારાં અનેક સૂક્તો (કે જેમાંનાં માત્ર ત્રણજ નીચે મૂકવામાં આવ્યાં છે) હયાત છતાં પ્રસંગવશાત્ કરવામાં આવેલ તાત્ત્વિક વર્ણનને અવલંબીને તે સૂત્રના આધારે જાતિ અને કુલ માત્રનો નિષેધ કરવા તૈયાર થવું એના જેવી અજ્ઞાનતા અને અસત્યપ્રિયતા બીજી કેવી હોતી હશે?

૧. ચંડાલકુલમાં ઉત્પન્ન થયેલ, જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રણ ગુણોને ધારણ કરનાર, જિનેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન કરનાર અને જિતેંદ્રિય એવા હરિકેશબળ નામના ભિક્ષુ હતા.

૨. આપણે બન્ને દશાર્ણદેશમાં દાસ હતા, કાલંજર નામના પર્વત ઉપર હરણીઆં હતાં, મૃતગંગા નદીના તટ ઉપર હંસ હતા અને કાશી (વાણારસી) નગરીમાં ચંડાલપણે ઉત્પન્ન થયા હતા.

૩. બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયેલો મહાયશસ્વી જયઘોષ નામનો વિપ્ર અહિંસા, અસ્તેય,: બ્રહ્મચય અને અપરિગ્રહરૂપી યમયજ્ઞ કરનારો યતિ થયો.

આવા આવા અનેક ઉલ્લેખો શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં છે તેવીજ રીતે અન્યસૂત્રોમાં પણ હયાત છે. આચારાંગ આદિ સૂત્રોમાં મુનિઓ ભિક્ષા માટે કયા કયા કુલમાં જઈ શકે તે માટે કુલોની ગણના કરી છે અને વિધાન કર્યું છે કે અમુક અમુક કુલમાં મહાત્માઓ ભિક્ષા અર્થે જાય અને અમુક અમુક કુલમાં ન જાય. આચાર્યોના ગુણોનું વર્ણન કરતાં 'जातिमान्' અને 'कुलवान्' આવા આવા સ્પષ્ટ ઉલ્લેખો સ્થળે સ્થળે દષ્ટિ-

---

१ सोवागकुलसंभूओ गुणुत्तयधरो मुणी ।
हरिएसबलो नाम, आसी भिक्खू जिइंदिए ॥ १ ॥

२ दासा दसन्नए आसी, मिया कालिंजरे नगे ।
हंसा मयगतीराए, चंडाला कासभूमिए ॥ २ ॥

३ माहणकुलंमि संभूओ, आसी विप्पो महाजसो ।
जायाइ जमजण्णंमि जयघोसित्ति नामओ ॥ ३ ॥

ગોચર થાય છે. સૂત્રમાં અને અનેક ઉપદેશક ગ્રંથોમાં મનુષ્યભવની દુર્લભતાના વર્ણન સાથે આર્યદેશ, આર્યજાતિ અને આર્યકુલની પણ દુર્લભતાનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું છે. આ હકીકત શ્રદ્ધાળુસમાજને સુવિદિત હોવાથી તે ઉલ્લેખો અત્રે ટાંકવાની જરૂર જણાતી નથી પરન્તુ જરૂર પડે એવા સંખ્યાબંધ સૂત્રોના અને પ્રામાણિક ગ્રંથોના ઉલ્લેખો રજુ કરવા હરકોઈ ગીતાર્થ શક્તિમાન છે.

બેચરદાસ કહે છે કે "વર્ધમાન સ્વભાવે દયાળુ ન હતા તેમ અદયાળુ પણ ન હતા. તેઓ અત્યંત મિતભાષી હતા. તેઓએ પોતાના ચારિત્ર્યમાં યથાખ્યાત માર્ગનેજ અવલંબ્યો હતો.........અને પોતાના અનુયાયિઓને જણાવ્યું હતું કે, णो लोगस्सेसणं चरे એટલે લોકૈષણાને-લોકવાદને અનુસરશો નહીં—દુનીયાની દેખાદેખી કરશો નહીં."

મહાશયો ! બેચરદાસની બુદ્ધિ કેવો કેવો પ્રકાશ કરે છે એ ખાસ ધ્યાનમાં રાખશો. પ્રકાશના નામે તેમના આત્મામાં અંધારૂ થાય એમાં આપણે મુઝાવા જેવું નથી કારણકે ઉન્માર્ગગામી આત્માઓના અંતરમાં આલોકને અવકાશ હોતોજ નથી. જ્યારે ભગવાન્ મહાવીરસ્વામી દયાળુ ન હતા ત્યારે શા માટે તેમના કહેવાપ્રમાણે તેઓ મિતભાષી અને યથાખ્યાત ચારિત્રના ઉપાસક બન્યા હતા ? યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ કયારે અને કયા ગુણસ્થાનકે થાય ? શા માટે તે લોકોત્તરપુરૂષ ચારિત્રનો સ્વીકાર કરે છે અને તેમાં સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરીને જીંદગીપર્યંતને માટે સર્વ સાવદ્યયોગનું-સર્વપાપમયવ્યાપારનું ત્રિવિધે ત્રિવિધે પ્રત્યાખ્યાન કરે છે ?

ઉપર્યુક્ત પ્રશ્નપરંપરા બેચરદાસના અંતરમાં ઉપસ્થિત ન થઈ અને વિનાવિચારે તેઓએ પોતાની અયોગ્ય ધારણાને

ફલવતી બનાવવા જેમ મરજીમાં આવ્યું તેમ લખી નાખ્યું પરન્તુ આપણી તો ફરજ છે કે બેચરદાસના તે બનાવટી ઉલ્લેખ ઉપર આપણે ઉચિત ઉહાપોહ કરવો.

બેચરદાસ કહે છે કે-'વર્ધમાન સ્વભાવે દયાળુ ન હતા' અને આપણે કહીએ છીએ કે ભગવાન્ વર્ધ્ધમાનસ્વામી કરૂણાના સમુદ્ર હતા. તે લોકોત્તર આત્માના જીવનમાં એવો એક પણ પ્રસંગ મળી શકે તેમ નથી કે જેમાંથી અવસ્થા પ્રમાણે દ્રવ્ય અને ભાવદયાનો અખંડ ઝરો વહેતો ન હોય. જે લોકોત્તર આત્માનું જીવનજ સદાને માટે વિશ્વવલ્લભ બની રહ્યું છે તે દયાની મૂર્તિ માટે 'વર્ધમાન સ્વભાવે દયાળુ ન હતા' આ શબ્દો લખનારનો આત્મા કેવી દશાનો હશે? આ પ્રશ્ન ઉપર વિચાર કરવાનું કામ હું ધર્મપ્રેમીઓનેજ સોંપું છું.

બેચરદાસ કહે છે કે 'તેઓ અત્યંત મિતભાષી હતા' આપણે કહીએ છે કે સઘળા તીર્થંકરદેવોની માફક શ્રમણભગવાન્ મહાવીરસ્વામી મહારાજા પણ 'કેવલજ્ઞાન' થતાં પહેલાં પ્રાયઃ મૌન અવસ્થાનાજ ઉપાસક હતા અને 'કેવલજ્ઞાન' થયા બાદ સુરગણ વિરચિત સમવસરણમાં વિરાજી પ્રહરના પ્રહર સુધી ક્રોડો આત્માઓને પોતાની વચનસુધાનું અસ્ખલિતપણે પાન કરાવી શાશ્વતસુખના રસિઆ બનાવતા. સમવસરણની ને છત્ર-ચામરાદિની વાત જ્યારે ખુદ સમવાયાંગ સરખા અંગ અને ઉ-વવાઈ રાયપસેણી જેવા ઉપાંગના મૂલમાં જણાવી છે તો પછી બેચરદાસ જેવાના કથનમાં કયો સુજ્ઞજન ભરોંસો રાખે?

બેચરદાસ કહે છે કે 'તેઓએ પોતાના ચારિત્ર્યમાં યથાખ્યાત માર્ગનેજ અવલંબ્યો હતો' પરન્તુ આપણે માનીએ છીએ કે પરમાત્મા શ્રી મહાવીરદેવનો આત્મા-તીર્થંકરઅરિહન્ત પદનો ભોકતા થવાનો હોવાથી તેમનો આત્મા આત્મિક આનંદમાંજ

મશગુલ રહેતા પરન્તુ યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ તો દશમા ગુણસ્થાનક પછી થતી હોવાથી પરમાત્મા શ્રી મહાવીરદેવને બારવરસના ચારિત્ર પાલન પછી કેવલજ્ઞાન થતા પૂર્વે એક અંતરમુર્હૂર્ત્ત કાળથી આરંભીને થઈ હતી પણ તે પૂર્વે નહિ. સમવાયાંગે ભગવતીજી વગેરે સૂત્રોમાંજ સ્પષ્ટપણે જ્યારે તીર્થંકરોનું અને શ્રી વીરપરમાત્માનું સ્વયંબુદ્ધપણું જણાવ્યું છે તો પછી તેઓશ્રી બીજાના કથનને અનુસરતા હતા એવું ગર્ભિતપણે જણાવનારને કેવો ગણવો તે આસ્તિકો પોતેજ વિચારી લેશે.

ત્યારબાદ બેચરદાસે ' णो लोगस्सेसणं चरे ' આ અક્ષરો મૂકી અને એનો જે અસંગત અર્થ કરી જનતાને ઉલટે માગે દોરવાનો પ્રયત્ન કર્યો છે તેની ઉપર વિસ્તારથી ઉહાપોહ કરવાની જરૂર છે. ઉપરના ઉહાપોહથી અને નીચે કરવામાં આવતા ઉહાપોહથી વાંચકવર્ગ ઘણીજ સારી રીતિએ સમજી શકશે કે બેચરદાસને આગમોના રહસ્યની કે આપણા વિશ્વવલ્લભ શ્રી વીરશાસનની સુંદર ખુશબો જરા પણ સ્પર્શિ શકી નથી અને એનોજ એ પ્રતાપ છે કે પંડિતાઈના મદમાં છકી જઇ પોતાનાજ હસ્તે પોતાનો આત્મઘાત કરવાનો ધીકતો ધંધો તેઓ આદરી બેઠા છે. અસ્તુ, આગળ વાંચો એટલે ' नो लोगस्सेसणं चरे ' આ અક્ષરોનો તેઓએ કરેલા ઉલટા અર્થનો સાચો અર્થ શો છે તે સમજાશે.

' नो लोगस्सेसणं चरे ' આ અક્ષરો શ્રી આચારાંગસૂત્રના એકસો સતાવીસમા ( ૧૨૭ ) સૂત્રમાં આવે છે. તે અક્ષરોનો બેચરદાસે કેવો અર્થ કર્યો છે તે તો આપણે તેમનાજ અક્ષરોમાં જોઈ ગયા છીએ એટલે ફરીથી અત્રે તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. અસંગત અને અસત્ય અર્થો કરવા એતો બેચરદાસનું જીવનસૂત્ર હોય એમાં કોઈપણ સુજ્ઞ આનાકાની કરી

શકે એમ નથી કારણકે અભિમાની આદમીઓ પંડિતમાં ખપવા માટે એવા અસત્યો સિવાય બીજું કરી પણ શું શકે? અને તેમ ન કરે તો તેમની ધારણાઓ ધૂળમાં મળવા સાથે તેમની નીચે ઉતરવાની અભિલાષા પણ સફલ શી રીતિએ થઈ શકે ? આ પ્રસંગે તેનો વાસ્તવિકભાવ પ્રામાણિક આધાર સાથે બહાર મુકવોજ જોઇએ કારણકે તેમ કર્યાં વિના સમાજનો મોટો ભાગ તેઓની અયોગ્યતા અને અજ્ઞાનતાને ઓળખી ન શકે. સાથે સમાજને માટે એ પણ પુન: યાદ દેવડાવવાનું છે કે આપણા ઉપકારી પુરૂષોએ વિના યોગ્યતાએ અને અવિધિથી સૂત્ર આદિ વાંચવાનો જે નિષેધ કર્યો છે તે એકાન્તે ઉપકારકજ છે. પણ તે બીના આગળ ઉપર બેચરદાસની દલીલોની પોગલતાનું પ્રદર્શન ખુલ્લું મૂકવા માટે કહેવીજ પડવાની છે માટે તેને અંગે અત્રે સ્થાન રોકવાની જરૂર નથી.

શ્રી આચારાંગસૂત્રનું એકસો સત્તાવીસમું (૧૨૭) સૂત્ર-સમ્યક્ત્વની પ્રાપ્તિ પછી શું કરવું જોઇએ તે દેખાડવા માટે રચવામાં આવ્યું છે. માટેજ તે અક્ષરોનો ભાવ સ્પષ્ટ કરતાં શ્રીશીલાંકસૂરિજી લખે છે કે:—

" 'लोकस्य' प्राणिगणस्यैषणा—अन्वेषणा इष्टेषु शब्दादिषु प्रवृत्तिरनिष्टेषु तु हेयबुद्धिस्तां ' न चरेत् ' न विदध्यात्. "

અર્થાત્—'લોક-પ્રાણિગણ તેની એષણા કહેતાં અન્વેષણા એટલે પ્રિય જે શબ્દરૂપાદિ પાંચ ઇંદ્રિયના વિષયો તેમાં પ્રવૃત્તિ અને અનિષ્ટ શબ્દાદિ વિષયોમાં ત્યાગની બુદ્ધિ ન આચરે' અર્થાત્ ઇષ્ટ કે અનિષ્ટ ઉપર સમભાવશીલ બને એટલે પૌદ્ગલિક ઇષ્ટ ઉપર રાગી અને અનિષ્ટ ઉપર દ્વેષી ન બને. લોકૈષણાનો વાસ્તવિક ભાવ આ છે.

આટલા ઉપરથી વાંચક મહાશયો સ્પષ્ટપણે સમજી શકે કે પરમાત્મા શ્રીમહાવીરદેવનો ઉપદેશ, પ્રામાણિક, હિતકર અને ઉપયોગી એવા લોકરૂઢમાર્ગનું ઉન્મૂલન કરનાર નથીજ અને હોય પણ નહિ. એક સામાન્ય પણ વસ્તુસ્થિતિને સમજનાર વ્યક્તિના હસ્તે પણ તેવું અનુચિત કામ ન થાય તો પછી એક લોકોત્તર મહાપુરૂષ કે જે સંપૂર્ણ જ્ઞાની અને સઘળી બાહ્ય તેમજ અભ્યંતર સંપત્તિના સ્વામી હતા? તેઓશ્રીના હસ્તે એવું બનેજ કેમ? પરમાત્માશ્રી મહાવીરદેવના સુંદરતમ સદુપદેશને જો ઉચ્છૃંખલો–ઉપકારી પુરૂષો ઉપર પણ અપકારક વર્ત્તન ચલાવનારા અને સદ્‌ગુરૂની સેવાનો તિરસ્કાર કરનારા સમજી શકતા હોત તો વિશ્વમાં મહાપુરૂષોનીજ રૂર પણ શી હતી ?

બેચરદાસ તાત્ત્વિક જ્ઞાનથી કેટલા વંચિત રહ્યા છે એ સમજવું દુષ્કર નથી. વિશ્વભરમાં એક ચાર્વાકને મૂકીને એવું કયું દર્શન છે કે જે 'મોક્ષ' યા 'નિર્વાણ' ની ઉદ્ઘોષણા ન કરતું હોય? દરેકે દરેક દર્શન રૂપાંતરે તે શબ્દોનો સ્વીકાર કરે છે એટલે 'મોક્ષ' યા 'નિર્વાણ' માત્ર આ શબ્દો ઉપરથી દરેકનું એક લક્ષ્ય હતું એમ કહેનાર સત્યથી તદ્દન અજ્ઞાત છે એમ કહેવું અતિશયોક્તિયુક્ત તો નથીજ. તેવીજ રીતિએ ભગવાન્ મહાવીરસ્વામી અને બુદ્ધના તત્ત્વજ્ઞાનથી સુપરિચિત નીચે મુજબ લખનારને મૂર્ખચક્રવર્ત્તી કહે તો કંઇ નવાઈ જેવું ન ગણાય.

બેચરદાસ લખે છે કે:—"બન્ને (બુદ્ધ અને ભગવાન મહાવીર) નિર્વાણવાદી મહાપુરૂષો હતા અને તે બન્નેનું લક્ષ્ય એકજ હતું.

આ પ્રમાણે લખનાર ભગવાન્ મહાવીરદેવના માર્ગને કેવો સમજનાર છે એ સહજમાં સમજી શકાય તેમ છે. ક્યાં બુદ્ધનો ક્ષણિકવાદ તથા આત્માના નાશરૂપ નિર્વાણ અને ક્યાં ભગવાન્ મહાવીરદેવનો સર્વમાન્ય સ્યાદ્વાદસિદ્ધાન્ત અને સાદિઅનંત

ભાંગે સિદ્ધિપ્રાપ્તિરૂપ મોક્ષ? ક્યાં બુદ્ધે બતાવેલી માત્ર નામની મનોમાત્રની અહિંસા અને ક્યાં કરૂણાના સમુદ્ર ભગવાન્ મહાવીરદેવે બતાવેલી તાત્ત્વિક ત્રિકરણની દ્રવ્ય અને ભાવ અહિંસા! બિચારા બાળકો તેમાં રહેલા અંતરને કંઈ બુદ્ધિથી સમજી શકે? માટેજ શાસ્ત્રકારો કહે છે કે મહાનુભાવો! બાલચેષ્ટા ન કરો, સદ્‌ગુરૂની સેવા કરો અને તત્ત્વને સમજો તેના સિવાય કોઈ કાળે મુક્તિ નથીજ થવી. તત્ત્વના યથાર્થ અવબોધ શિવાય સાચી સામ્યતા નથી આવવી અને તેના આવ્યા શિવાય મોક્ષની પ્રાપ્તિ રસ્તામાં નથી પડી.

પોતાના પાખંડને પોષવા માટે બહેચરદાસ કહે છે કે–"એકજ લક્ષ્યને સાધવાના અનેક સાધનો સંભવી શકે છે એથી સાધનભેદમાં વિ- રોધનો ગંધ પણ હોતો નથી. તેમના ( ભગવાન્ મહાવીરદેવના ) સમયમાં તેમનો અનુયાયી વર્ગ એકલક્ષ્યી હતો, પણ તે બધાના માર્ગો જુદા જુદા હતા."

વાત સાચી છે કે મોક્ષની સિદ્ધિ માટે સાધનો અનેક છે પણ પ્રભુ વીરના માર્ગને સમજનારા એક પણ સાધનની અવગણના કરતા નથી. દૃષ્ટાન્ત તરીકે વિનયવાન્ જ્ઞાન પ્રત્યે જેટલો આદર- ભાવ રાખે છે તેટલોજ આદરભાવ જ્ઞાનીપ્રત્યે રાખે છે. સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે નીચેનાં વાક્યો લખી બેચરદાસે પોતાની સ્વચ્છંદતાનેજ પ્રગટ કરી છે:–

"આજની પેઠે ( ભગવાન્ મહાવીરના સમયમાં ) કોઇની એક હત્થુ સત્તા ન હતી, જેથી સૌ કોઇને એકજ પ્રવાહે વળવું પડે."

આ વાતમા લેશ પણ સત્યાંશ નથી. ખુદ ભગવાન્ ગૌતમ- સ્વામી જેવા પણ પરમગુરૂ મહાવીરસ્વામીની આજ્ઞા સિવાય એક પગલું પણ આગળ વધતા નહતા કારણ વિનયને તો પ્રભુ મહા- વીરે विणयमूले धम्मे જણાવી શાસનના મૂળ પાયા તરીકે ઓળ-

ખાવેલ છે. પ્રભુ મહાવીરના તે કથનને સમજનારા દરેક મુનિવરો ગુરૂઆજ્ઞાને મસ્તક ઉપર રાખીનેજ વિચરતા હતા કોઈ પણ કામ તેમની આજ્ઞા સિવાય તે મહાત્માઓ આચરતા નહતા. ઉપકારી પુરૂષોએ તો ત્યાં સુધી ફરમાવ્યું છે કે [1] ગુરૂઆજ્ઞા સિવાય આખનો પટપટારો પણ ન કરી શકાય એટલાજ માટે સાધુઓને પ્રાતઃકાલે પ્રતિક્રમણાનન્તરજ 'બહુવેલ સંદિસાહુ' અને 'બહુવેલ કરશું' આ અનુપમ ભાવવાહી આજ્ઞા માગી લેવાની છે.

સમસ્થિતિવાળા દરેક મહાત્માઓનો પ્રવાહ એક સરખોજ હતો અરે એટલુંજ નહિ પણ દરેકને માટે નીચે બતાવવામાં આવતો માગ તો એક સરખોજ હતો એમાં જરાપણ ફેરફાર નહતો:—

---

१–" इहरा विवज्जतो खलु इमस्स सव्वस्स होइ जं तेणं। बहुवेलाइकमेणं, सव्वत्थापुच्छणा भणिया ॥२९॥" (इति सामाचारीप्रकरणनाम्नि द्वादशम पंचाशके भगवान् हरिभद्रसूरिः)

व्याख्यायां श्रीमन्तोऽभयदेवसूरयः–

"इतरथा–गुरोरनापृच्छायां, विपर्ययः खलु–विपर्यास एव, अस्य पूर्वोक्तस्यापृच्छाजन्यगुणसंदोहस्य, सर्वस्य–समस्तस्य, भवति जायते। यत्–यस्मात्, तेन–तस्मात् कारणात् किमित्याह–बह्वीर्वेला–वारा अभीक्ष्णमित्यर्थः, यत्कार्यमुन्मेषनिमेषोच्छ्वासादि विधियते, प्रतिवेलं प्रष्टुं न शक्यते तद्बहुवेलेत्यभीधीयते, तदादिर्यः क्रमो व्यवस्था स बहुवेलादिक्रमोऽतस्तेन। आदिशब्दात् प्रष्टुं शक्यः कार्यपरिग्रहः। सर्वत्र सामान्यविशेषरूपे कार्ये आपृच्छना आपृच्छा। भणिता प्रवचने विधेयतयोक्ता। अयमभिप्रायः–यद्विशेषप्रयोजनं तत्प्रति साक्षादापृच्छां विदधति। यच्च मुहुर्मुहुः कार्यतया प्रष्टुमशक्यं तद्बहुवेलासंदेशनत आपृच्छन्तीति गाथार्थः ॥ २९ ॥"

'જૈનશાસનમાં ગુરૂઓ કેવા માનેલા છે' આ વાત જણાવવા માટે [1] યોગશાસ્ત્રમાં કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્ર સૂરિજી કહે છે કે:–પાંચ મહાવ્રતને ધારણ કરનારા, તેનું પાલન કરવામાં ધીર, ભિક્ષા માત્રથી પોતાની આજીવિકા ચલાવનારા સામાયકમાં રહેનારા–એટલે જ્ઞાન, દર્શન, અને ચારિત્રની આરાધના કરનારા તેમજ ધર્મનોજ ઉપદેશ કરનારા પણ બીજા નહિ.

આવીજ રીતિએ શ્રાવકોએ પણ પોતાનાં અનુષ્ઠાનો નિયમિતપણે કરવાંજ જોઇએ. ભગવાન્ મહાવીરદેવના પરમશ્રાવકો કે જેઓ એકાવતારી હતા તેઓ પણ બારવ્રતનો સ્વીકાર કરી દરરોજ ત્રિકાલપૂજા, ગુરૂસદ્ભાવે ગુરૂવંદન, વ્યાખ્યાનશ્રવણ, પર્વતિથિએ પૌષધ, પ્રતિમાઓનું પાલન જેવાં કાર્યોમાં કદી પણ પ્રમાદ કરતા ન્હોતા, કારણકે તેઓ પણ પોતાની તે અવસ્થામાં તે કાર્યોનેજ સાધક માનતા. શાસ્ત્રકારો સ્પષ્ટપણે સમિતિ ગુપ્તિઆદિને ધર્મ તરીકે બતાવે છે અને ચેષ્ટા નિરોધની આવશ્યકાદિકમાં મનાઈ કરે છે છતાં આવા લેભાગુઓને કંઇ સુઝે નહિં તેમાં માર્ગગામિઓને તો આશ્ચર્ય થતુંજ નથી. સંસારના કીચડમાં પડી રહેવું, આરંભ સમારંભ કરતાં ન અચકવું અને પૂજા વિગેરે ઉપર બતાવેલ કાર્યના સમયે તે તે ક્રિયાઓનો આદર ન કરતાં પદ્માસન લગાવી ધ્યાની બનવાનો ડોળ કરવો એ નાશની નિશાની નહિ તો બીજું શું છે? છઠ્ઠા ગુણસ્થાનકે વર્ત્તતા સાધુઓ જો પોતાની આવશ્યકાદિ ક્રિયાઓમાં પ્રમાદી બને તો તેને પણ ઉપકારી પુરૂષો મિથ્યાત્વથી મોહિત તરીકે ઓળખાવે છે, માટે બેચરદાસ જેવાની વાગ્જાલમાં ફસી જઇ આત્મહિતકારક અનુષ્ઠાનોથી વિમુખ ન બનવા અને સન્માર્ગે ચાલવા દરેકે

---

૧ "महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः। सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥१॥"

દરેક આત્મહિતૈષીને ભલામણ છે. શ્રી ઉમાસ્વાતિવાચકજી મહારાજ તો જેઓ પ્રતિક્રમણાદિ ક્રિયાથી રહિત હોય અને શ્રદ્ધાવિનાના હોય તેવાઓને શ્રાવક કહેવાની પણ મનાઈ કરે છે, કારણકે 'सम्यग्दर्शनसंपन्नः षड्विधावश्यकनिरतः श्रावकः, એવી રીતે શ્રદ્ધાવાળા અને પ્રતિક્રમણાદિ કરવાવાળાનેજ શ્રાવક કહે છે.

સાધુઓ યા શ્રાવકો માટે બતાવવામાં આવેલાં અનુષ્ઠાનોને આચારમાં મૂકવાનો એજ ઉદ્દેશ છે કે તે લોકોત્તર અનુષ્ઠાનોદ્વારા આત્માનો વિકાસ થાય. અનુષ્ઠાનો ઉપર ઉચિત વિચારણા ચલાવવામાં આવશે તો તેમાંના દરેકે દરેક વિભાગમાં સ્પષ્ટપણે દેખાઇ આવશે કે તેની યોજના માત્ર પુદ્ગલાનંદી આત્માને પુદ્ગલાનંદના પાશમાંથી છુટો કરી આત્માનંદી બનાવવા માટેજ થયેલી છે. એવાં અદ્વિતીય અનુષ્ઠાનો તરફ ઘૃણાની નજરે જો નારાઓ કેવી ભૂલ કરે છે તે વિચારવાનું કામ આત્માર્થિઓનેજ સોંપું છું કારણકે આત્માર્થ શિવાયના તેવો વિચાર કરવાને માટે સદાને માટે અનધિકારીજ છે. વર્તમાન સમયમાં એવા એવા ઉચ્છૃંખલો ઉત્પન્ન થયા છે કે જેઓ સ્વાતંત્ર્યના નામે સ્વાચ્છંદના ઉપાસક બની સુધારાના નામે એવા કુધારાઓ ફેલાવવાની કોશેશ કરે છે કે જેનો અટકાવ કર્યા શિવાય આત્માર્થિઓ માટે બીજો કોઈ ઉપાયજ નથી. અજ્ઞાન બાળક મરણપથારીએ સૂતેલો છતાં કુપથ્યની યાચના કરે યા લેવા દોડે અને મોંમાં મૂકવા તૈયાર થાય તો માતા કે પિતા યા હરકોઈ હિતૈષીની એ ફરજ છે કે તેની યાચના ન કરવા સમજાવવો, લેવા દોડે તો પકડી રાખવો અને મોંમાં મૂકવા તૈયાર થયેલાને તેમ નજ કરવા દેવું કારણકે તેમાંજ તેનું શ્રેય સમાયેલું છે. જો કે તે સમયે તે બાળકને ઘણુંજ દુઃખ થશે ને હૃદયથી ખીજશે, તીરસ્કાર પણ કરશે, છેવટે એનાથી બનતું કરવા યત્ન કરશે તે છતાં પણ હિતૈષીઓ

પોતાના કાર્યમાં કદીજ મોળા નહિ પડે. તેવીજ રીતિએ ગમે તે યત્ને તેઓને અટકાવવાની ફરજ છે કે જેઓ સત્યને અસત્ય રૂપે ઓળખાવવા અને આચરવા ઉજમાળ થયા છે. પછી ભલે તેઓ એમ માને અને બડબડે કે આ તો ધર્મના નામે કલહ કરનારા છે, પ્રજાના બળને ક્ષીણ કરનારા છે અને અમારા વિકાસને અટકાવનારા છે તેમજ ધર્મના હાઉથી ડરાવી દઇ અમને બોલતા બંધ કરવાનો ધંધો આદરી બેઠા છે. તેઓના એવા બડબડાટથી આત્માર્થિઓએ તેમ કરતાં લેશમાત્ર પણ મોળા પડવાનું નથી પણ તેઓએ તો હિતબુદ્ધિથી નિરંતર તેઓને ઉન્માર્ગી બનતા અટકાવવા પ્રયત્નશીલ રહેવુંજ જોઇએ, કારણકે તેઓનું તે મુખ્ય કર્ત્તવ્ય છે.

સંપૂર્ણ આત્મશ્રેય, સંપૂર્ણ આત્મવિકાસ એટલે મોક્ષની પ્રાપ્તિ, તેનેજ માટે આત્માર્થિ પુરૂષોનો સઘળો પ્રયત્ન છે. આત્મશ્રેયને સાધનારાં, આત્મવિકાસને કરનારાં અને મોક્ષની સ્થિતિએ પહોંચાડનારાં અનુષ્ઠાનોને આચારમાં મૂકવા મૂકાવવા માટે ઉચિત પ્રયત્ન કરવો એ ભૂલ, આગ્રહ કે જોહુકમી નથીજ. તેવા યત્નને પણ ભૂલ, આગ્રહ કે જોહુકમી તરીકે ઓળખાવનારા કેવા રાંકડા છે તેની કલ્પના સહજમાંજ થઇ શકે તેમ છે. તે રાંકડાઓ શાંતિમાં કલેશ અને કલેશમાં શાન્તિ, આરોગ્યના સ્થાને મંદવાડ ને મંદવાડને સ્થાને આરોગ્ય, શ્રીમંતતામાં કંગાલીયત અને કંગાલીયતમાં શ્રીમંતતા અને સ્વાતંત્ર્યમાં ગુલામગિરિ અને ગુલામગિરિમાં સ્વાતંત્ર્યને જોતાં શીખ્યા છે, એટલે તેઓને કદાચ આ લોકમાં નરક કરતાં પણ ભયંકર યાતનાઓ સહવી પડે એ સ્વાભાવિકજ છે. એ રાંકડાઓને કોઈ એવો ગ્રહ વળગ્યો છે કે જેથી તે બિચારા નથી તો સમજી શકતા કે નથી કંઇ વિચારી શકતા. તેઓનું એટલું પણ સદ્‌ભાગ્ય નથી રહેવા

પામ્યું કે જેથી તેઓ મહાત્મા પુરૂષોના ઉપાસક બની તત્ત્વમાર્ગનું શ્રવણ કરવા પણ ઉત્સુક બને કે જેથી તેઓ સારાસારની પરીક્ષા કરી શકે.

જે દરદી યોગ્ય વૈદ્યની હિતશિક્ષાને પણ ન માને તે દરદી દુઃખી થાય એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? દુધ પચાવવા જેટલી શક્તિ આવી ન હોય તે પહેલાંજ મિષ્ટાન્ન ખાવા દોડે એ તે કેટલો કાળ જીવી શકે ? વૈદ્યની સલાહ શિવાયજ પોતાની મેળેજ ધાર્યું કરવા દોડે એ તો પથારીમાંથી ઉઠવાનાં કે તેમાંજ સડયા કરવાનાં લક્ષણો ?

ચોક્કસ તંબોળી જો પાનને ન ફેરવે તો સડી જાય, ઘોડાને બાંધી મૂકવામાં આવે તો તેની પણ ગતિ કરવાની સ્ફૂર્તિ શિથિલ થઈ જાય અને રોટલીને પણ અવસરે અવસરે ફેરવવામાં ન આવે તો તે બળીજ જાય, પણ આ સાથે એટલું તો ધ્યાનમાંજ રાખવું જોઇએ કે પાનને ફેરવનાર પણ સાચો તંબોળી જ હોવો જોઇએ અને ઘોડાને ફેરવનારા તે ગધેડાં હાંકનાર ગોલા કે કુંભાર ન હોવા જોઇએ તેમજ રોટલીને ફેરવવાનું કામ કુઅડને તો નજ સોંપાય, કારણકે તેમ કરવાથી પાનનો કરંડીઓ આબાદ ન રહી શકે, ગોલા કે કુંભારના હાથમાં સોંપેલો અશ્વ પોતાના અશ્વત્વને તો નજ સાચવી શકે તેમજ કુઅડને ફેરવવા આપેલી રોટલી પ્રાયઃ ભાગ્યેજ નીચે ઉતરવા પામે અને ક્ષુધાદેવી શાન્ત થાય.

પરિસ્થતિ પ્રમાણે ફેરફાર કરવાની ઉદ્ઘોષણા કરનારાઓએ પ્રથમ તો પરિસ્થિતિ ઉપર ધ્યાન દેવાનું છે, કેમકે તે વિના વાયડી વાતો કરવાથી કે લાંબા લચરક લેખો લખવાથી કંઈજ થવું નથી. બુદ્ધિ કે શક્તિને તેવી વાતો કરવામાં કે તેવા નકામા

નાશક લેખો લખવામાંજ ફેંકી દેવી એ કંઈ વિચક્ષણતા નથી. એમ કરવાથીજ સુધારક કે વિચારકની કક્ષામાં પ્રવિષ્ટ થઇ જવાશે એવી ધુનમાં ને ધુનમાં ઉન્મત્ત બની જવા કમર ન કસવી. પરમાત્મા શ્રીમહાવીરદેવનું શાસનજ એવું ઉત્તમ છે કે તેમાં ઉન્મત્તોને માટે તો સ્થાનજ નથી. તે શાસનના સ્વરૂપને સમજનારાઓ તેની સેવામાંજ મશગુલ છે, ચાલુ પરિસ્થિતિને પણ તેઓ ઘણીજ સારી રીતિએ ઓળખી શકે છે. તેઓ પોતાના વડીલોને પોતાની સમાન કોટિમાં મૂકી દેવા જેવી નીચતા પ્રાણાન્તે પણ કરવા તૈયાર નથી. તેઓ તો નિરંતર એજ ઝંખના કરે છે કે કયારે અમારામાં તે મહાપુરૂષોના પગલે ચાલવાની તાકાત આવે કે જેથી સંપ્રાપ્ત થયેલી આ દુર્લભ સામગ્રીઓની સફળતા અમે સાધી શકીએ પણ એ તો એક નિયમજ છે કે વિષ્ટાના કીડાને ગુલાબની સુગંધ અનુકૂલ નજ આવી શકે અને એ વિષ્ટા શિવાય રહી પણ ન શકે.

એ તો નિશ્ચિતજ છે કે સત્યને નહિ પરખી શકનારા સ્વપર ઉભયનો વિનાશ કરનારજ નીવડે છે, તેમાં પણ જો તેઓ પાછા સ્વાર્થનાજ ઉપાસક બને એટલે તો પછી પૂછવુંજ શું ! એટલા માટે તો આપણા ઉપકારી પુરૂષો આપણા હિતની ખાતર કહે છે કે સમ્યક્ત્વ વિનાની સારામાં સારી પણ ક્રીયા ઇચ્છિત આત્મીય ફલ આપવાને કદીજ શક્તિમાન્ નથી અને તેનું સ્વરૂપ પણ સ્થાને સ્થાને પ્રતિપાદન કરે છે તેમજ તેનું સંરક્ષણ કેવી રીતિએ થાય યાને તેમ કરવા કેવા કેવા પ્રકારના આચાર વિચાર રાખવા વિગેરે વિગેરે ઘણીજ સ્પષ્ટ રીતિએ સમજાવવામાં જરા પણ કમી રાખી નથી પરન્તુ કહેવું પડે છે કે દુર્ભાગ્યે આજકાલના કેટલાક ઉન્મત્તોને એમાં પણ ગુલામીજ દેખાય છે. પાપી પેટ ભરવાની ઉપાધિમાં પડેલા તેઓને સમ્યકત્વને નિર્મલ કરનારાં આપણાં

પવિત્ર તીર્થો, પ્રભુનાં મંદિરો અને તેમાં દૃષ્ટિગોચર થતી ઉજ્વળતા એટલી બધી અસહ્ય થઇ પડી છે કે તેના રક્ષણને માટે તનતોડ પ્રયત્ન કરતા મુનિવરો ઉપર, પાણીની માફક પૈસાનો પ્રવાહ વહેરાવનારા ઉદારદિલના શ્રીમંતો ઉપર અને તેવીજ ઉત્તમ શક્તિનો સદુપયોગ કરનારા ધર્મરસિક વક્તાઓ, લેખકો અને શ્રોતાઓ ઉપર તેઓ ધૃણાની નજરે જોતાં શીખ્યા છે. તેવાઓની દૃષ્ટિમાં ધર્મગુરૂઓના પ્રવેશમહોત્સવો અને વ્યાખ્યાનહોલમાં દેખાતા સુંદરમાં સુંદર છોડ અને તોરણો ખુંચતા હોય એમાં નવાઈ જેવું શું છે? ગુરૂગુણથી રંજિત થયેલ સહૃદય શ્રાવિકાસમુદાયનો ગુરૂગુણને ઝરાવતો રવ તેઓના કર્ણયુગલમાં કંટકની માફક ભોંકાતો હોય એ શું સ્વાભાવિક નથી! જેમ એક ઇર્ષ્યાળુ દરિદ્રી શ્રીમંતને દેખીને બળે તેમ કેટલાક સંસારના વિષમય વિલાસોમાં વ્યામૂઢ બનેલાઓ સંસારકારાગૃહમાંથી છુટતા એક ભવ્યાત્માને દેખી બળી ઉઠે છે! સમય તારી પણ બલિહારી છે! પણ અધિક દુ:ખનો વિષય તો એ છે કે તેઓ 'પેટનો બળ્યો ગામ બાળે' આ ઉક્તિનો સાક્ષાત્કાર કરાવવા બહાર પડયા છે. સદુપદેશ તો તેમને માટે એક ઝેરરૂપ થઇ પડયો છે. મહાન્ તીર્થોને અને પ્રભુની પ્રતિમાઓને 'પાષાણના ઢગલાઓ' કહેવામાંજ તેઓ પોતાની મુક્તિ માની રહ્યા છે અને પાછા વિશ્વોદ્ધારકની પદવી લેવાની ઉત્સુકતા ધરાવે છે! વાહ! તમારા દેદાર! ધન્ય છે તમારા જેવાઓની જનેતાને! કે જે બિચારી તમારા જેવા સુપુત્રના પ્રભાવે અખિલ વિશ્વમાં નામ ઠામ વિના પણ વગોવાણી!

બેચરદાસ પોતાની 'ન્યાયતીર્થ' ની ઉપાધિનો પરિચય આપતાં જણાવે છે કે:—

" યુગલિક મનુષ્યો પોત પોતાની મર્યાદામાં રહી ખેતી ઉપરજ ગુજારો કરતા હતા,... શ્રીવર્ધમાન પરમનિવૃત્તિના ઉપાસક હતા, ભલે આપણે, એમના ઉપર ' સવી જીવ કરૂં શાસનરસી ' નો આરોપ કરીએ પણ તેઓ એવા આરોપને પાત્ર ન હતા. તેના ઉપર લોકકલ્યાણકરનો આરોપ માત્ર તેનો યશોવર્ધક છે. શ્રી વર્ધમાનની આ પરિસ્થિતિ આચારાંગસૂત્રના ( જુઓ નવમું અધ્યયન ) અને સૂત્રકૃતાંગ સૂત્રના ( જૂઓ વીરસ્તુતિનામક પ્રકરણ ) અનાડમ્બરી લખાણ ઉપરથી તારવી શકાય છે. એવા શ્રી વર્ધમાનને હસ્તેજ આપણું ધર્મબંધારણ કે સંઘબંધારણ થવું મને તો સર્વથા અશક્ય લાગે છે. "

બેચરદાસને આગમના અભ્યાસી અને હિન્દના સર્વમાન્ય સાક્ષર માનનારા હવે બેચરદાસનો બચાવ શી રીતિએ કરે છે એજ જોવાનું છે ? કોઇપણ જૈન સાહિત્યમાંથી યુગલિક મનુષ્યો ખેતી કરતાં અને પોતાનો ગુજારો ચલાવતાં એમ બેચરદાસ યા તેમની વિદ્વત્તામાં મુગ્ધ થયેલાઓ સાબીત કરી શકે તેમ છે ? શાસ્ત્રોમાં તો યુગલિક મનુષ્યોને દેવતાધિષ્ઠિત કલ્પવૃક્ષોની સહાયથી પોતાના જીવનનો નિર્વાહ કરતા જણાવેલ છે; સાથે સાથે તેઓને અસિ-હથિયારનો ઉપયોગ, મસિ-કલમની કરામત અને કૃષિ-ખેતી આ ત્રણે પ્રકારના વ્યવહારથી રહિતજ જણાવે છે. અને તેથીજ તેઓને નિયમથી દેવગતિમાંજ જનારા જણાવે છે.

ભગવાન્ વર્દ્ધમાનસ્વામી જેવી રીતે પરમનિવૃત્તિના ઉપાસક હતા તેવીજ રીતિએ પરમનિવૃત્તિના પ્રકાશક પણ હતા. પરમનિવૃત્તિમાર્ગનો પ્રકાશ કરવા સાથે ઉન્નતિની અભિલાષાથી સમાનકોટિના પરન્તુ વીર્યની ન્યૂનતાવાળાઓને તેજ માર્ગે પહોંચાડનાર અન્ય અન્ય પણ માર્ગો તે કરૂણાના સમુદ્ર ભગવાન્ મહાવીરસ્વામી દર્શાવતા હતા. દરેક તીર્થંકરદેવો ' સવી જીવ કરૂં શાસનરસી ' આ ઉત્તમોત્તમ ભાવદયાના બળેજ પોતાના

તીર્થંકર નામકર્મને નિકાચિત કરે છે અને તે કર્મને ભોગવવાની ખાતરજ તીર્થની–ચતુર્વિધ સંઘની સ્થાપના કરે અને દેવગણ–વિરચિત સમવસરણમાં બેસી યોજનગામિની પાંત્રીસ ગુણમયી વાણીથી દેશના આપી અનેક ભવ્યાત્માઓને શિવસુખના ઉપાસક બનાવે છે. આચારાંગ આદિ અંગોમાં અને અન્ય પણ ઉપાંગ આદિ શાસ્ત્રોમાં જ્યાં જ્યાં શ્રી વર્દ્ધમાનસ્વામીનું વર્ણન યા તે પરમોપકારીની સ્તુતિ વિગેરે કરવામાં આવી છે તે દરેકમાંથી ઉપરોક્ત બીના ઝળકી આવે છે. તે છતાં પણ બેચરદાસના બુદ્ધિરૂપ આદર્શમાં એવું નિર્મલ વસ્તુસ્વરૂપ પ્રતિબિંબિત નથી થયું એ કોઈ એમની શુભદિશાનું યા તો સદ્ભાગ્યનું નિશાન નથી. પણ એ તો દેખીતીજ વાત છે કે સૂર્યની પ્રકાશક શક્તિ પણ ઘુઅડ–ઉલ્લુને તો અંધકારમાંજ ધકેલનારી નીવડે છે, તે છતાં પણ દુનિયા તો એમજ કહે છે કે જેના ભાગ્યમાંજ અંધકાર હોય ત્યાં પ્રકાશક શક્તિ પણ શું કરે ? જ્યારે આખી દુનિયા આનંદિત બને અને પોતપોતાના ઉચિત કાર્યમાં લાગી જાય ત્યારે બિચારૂં પેલું ઘુઅડ પોતાની બૂરી દશાનું અનુભવ કરતું જ્યાં ત્યાં આથડયા કરે, કારણકે એના ભાગ્યમાંજ આથડવાનું નિર્માણ થયેલું છે.

યુગલિક મનુષ્યોનું વર્ણન કરતાં શ્રી જીવાભિગમ તથા શ્રી જંબૂદ્વીપપન્નત્તિમાં સૂત્રકાર ભગવાન્ લખે છે કે:–

“ अत्थि णं भंते ! असीइ वा मसीइ वा किसीइ वा वणिएत्ति वा पणिएत्ति वा वाणिज्जेइ वा ? गोयमा ! णो इणट्ठे समट्ठे, ववगयअसिमसिकिसिवणिअपणिअवणिज्जाणं ते मणुआ पण्णत्ता. ”

સારાંશ—હે ભગવન્ ! યુગલિકક્ષેત્રમાં એવું છે કે ત્યાંના મનુષ્યો તલવારથી, લેખકકલાથી, ખેતીથી કે વ્યાપાર વિગેરેથી

પોતાની આજીવિકા ચલાવે ? ઉત્તરમાં ભગવાન્ કહે છે કે હે ગૌતમ ? એ વાત ઠીક નથી કારણકે તે મનુષ્ય શસ્ત્રકલા, લેખકકલા, કૃષિકલા અને વણિકકલા વિગેરેથી રહિત હોય છે. એકોરૂકાદિ અંતરદ્વીપો અને બીજાં યુગલિકક્ષેત્રોની માફકજ સુષમસુષમાદિ કાલનાં યુગલિકો હોય છે એ વાત તો સૂત્રસિદ્ધજ છે. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે એક જૈનનો બાલક પણ સમજે છે કે યુગલિકોના વખતમાં અગ્નિની હયાતી નહોતી ને અગ્નિ તો ફક્ત શ્રીરૂષભદેવજીના વખતમાં થયો તો પછી આ બેચરદાસની માનેલી અસિમષીને કૃષિનાં ઓજારોની હયાતી કયાંથી થઇ ?

શ્રી જંબૂદ્વીપપન્નત્તિનો ઉપરનો ઉલ્લેખ વાંચ્યા પછી બેચરદાસના કહેવા પ્રમાણે ' યુગલિક મનુષ્યો માત્ર ખેતી ઉપરજ પોતાનો ગુજારો કરતા હતા ' આ વાતને માનવા કોણ તૈયાર થશે ? શાસ્ત્રોને ।શરસાવંદ્ય માનનાર તો કોઇજ ન થાય અને તેવા મહાભાગોને હું ખાત્રી આપું છું કે આપણા વિશાળ અને પ્રામાણીક સાહિત્યમાં જ્યાં જ્યાં યુગલિક મનુષ્યોનું વર્ણન આવે છે ત્યાં ત્યાં સઘળે સ્થાને એવાને એવાજ ઉલ્લેખો કરવામાં આવેલ છે અને એજ કારણે હું કહું છું કે બેચરદાસને એક પણ જૈનશાસ્ત્રના સાચા રહસ્યની ખબર નથી અને વિદ્વાન્ વિચારક તેમજ સુધારકમાં ખપવું છે એનીજ આ બધી ઉપાધિ ઉભી થઇ છે અને તે ઉપાધિના ભાર નીચે તેઓ પોતે તો કચડાઈ રહ્યા છે અને બીજાને પણ કચડી નાખવાની કનિષ્ટ કોશીશ, એક નીચમાં નીચ મનુષ્યના હસ્તે જે ન થઇ શકે, તેવી તેઓ કરી રહ્યા છે અને તેમાંજ તેઓ પોતાની નિર્ભયતા માની રહ્યા છે અને તેમના સાથીઓ-જૈનપત્ર ને મહાવીરના અધિપતિ વિગેરે વિગેરે તાળીઓની ગર્જનાથી તેમને આનંદ મનાવી રહ્યા છે એજ ખરેખર તેમના માટે ખાસ શોચનીય છે.

બેચરદાસ કહે છે કે–" ભલે આપણે એમના (ભગવાન્ મહાવીર) ઉપર ' સવી જીવ કરૂં શાસનરસી ' નો આરોપ કરીએ પણ તેઓ એવા આરોપને પાત્ર ન હતા. "

બેચરદાસના આ આક્ષેપ ઉપર પણ સમાધાન થઈ ચૂકયું છે તે સમાધાન ઉપર આપણે આપણા આરાધ્યપાદ આચાર્યશ્રીની અનુમતિ તેમના લેખથી દર્શાવીએ કે જેથી બેચરદાસનું સદ્ભાગ્ય જો થોડાઘણા અંશે પણ જાગતું હોય તો તેઓના અંતરમાં પણ સત્ય વસ્તુસ્થિતિનું ભાન થઇ જાય અને તેમ થાય તો તેઓ પોતાના આત્માનું શુભ કરી શકે.

પંચસંગ્રહની ટીકામાં પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી મલયગિરિજી મહારાજા આધાર સાથે લખે છે કે:—

" यो भावि भगवांस्तीर्थंकृत् स औपशमिकाद्यन्यतमसम्यक्त्वावाप्तौ सत्यां सकलस्यापि संसारस्यादिमध्यावसानेष्वत्यन्तं नैर्गुण्यमवधार्य महाशयः तथाभव्यत्वविशेषयोगत एवं चिन्तयति, अहो चित्रमेतत् ! यत्सत्यपि पारमेश्वरे प्रवचने स्फुरत्तेजसि दुःखपरीतचेतसो जन्तवः संसारगहने महामोहान्धकारविलुप्तसत्पथे मूढमनस्काः उच्चैः परिभ्रमन्ति, तदहमेतानतः संसारादनेन प्रवचनेन यथायोगमुत्तारयामीति । एवं च चिन्तयित्वा स महात्मा सदैव परार्थव्यसनी करुणादिगुणोपेतः प्रतिक्षणं परार्थकरणप्रवर्द्धमानाशयो यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते । तत इत्थं सत्त्वानां तत्तत्कल्याणसम्पादनेनोपकारं कुर्वंस्तीर्थकरनाम समुपार्ज्य परं सत्त्वार्थसाधनं तीर्थकरत्वमवाप्नोति । "

સારાંશ—જે ભવિષ્યમાં ભગવાન્ તીર્થંકરદેવ થનાર છે તે ઔપશમિકાદિ સમ્યક્ત્વમાંથી કોઇપણ એક સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી સકલ સંસારના આદિમાં મધ્યમાં અને અન્તમાં અસારતાજ ભરેલી છે એવો નિશ્ચય કરીને તે મહાશય તેવા વિશેષ પ્રકારના ભવ્યત્વના યોગથી બતાવવામાં આવે છે તે રીતિએ ચિન્તવન કરે છે કે:-' અહો આ આશ્ચર્યની વાત છે કે સ્ફુરાયમાન છે તેજ જેનું એવું પારમેશ્વર પ્રવચન-સર્વજ્ઞોક્ત સિદ્ધાન્ત વિદ્યમાન છતાં પણ દુ:ખથી વ્યાપ્ત ચિત્તવાળા જીવો મહામોહરૂપ અન્ધકારે કરીને સન્માર્ગ જેમાં લુપ્ત થઇ ગયો છે એવા આ ગહન સંસારમાં મૂઢ મનવાળા તે પરિભ્રમણ કરે છે, તેથી હું એ જીવોને આ અસાર સંસારથી આ શાસ્ત્રના આલંબનથી યોગ્યતા પ્રમાણે પાર ઉતારૂં એમ ચિંતવે છે. આ પ્રમાણે વિચાર કરીને તે મહાત્મા હમ્મેશને માટે પરાર્થવ્યસની કરૂણાદિ ગુણોના સ્વામી અને દરેકક્ષણે પરમાર્થ કરવા માટે વૃદ્ધિ પામતો છે આશય જેમનો એવા તે તેવા તેવા પ્રકારની ચેષ્ટા કરે છે જેથી બીજાઓનો ઉપકાર થાય. તેથી આ પ્રમાણે તે કલ્યાણને કરવાથી ઉપકાર કરતા એવા તે મહાત્મા તીર્થંકરનામકર્મનું સમ્યક્ પ્રકારે ઉપાર્જન કરીને જીવોના ઉત્તમ અર્થને સાધનારૂં તીર્થંકરપણું પામે છે. તત્ત્વાર્થભાષ્યકાર શ્રીમાન્ ઉમાસ્વાતિવાચકજી પણ જણાવે છે કે 'भावितभावो भवेष्वनेकेषु' તથા 'सत्त्वहिताभ्युद्यतोऽचलितसत्त्वः' અર્થાત્ શ્રીવીરભગવાન્ અનેક ભવોથી પરહિતની શુભ ભાવનાથી ભાવિત હતા ને તે માટેજ ઉદ્યમવાળા હોવા સાથે અવર્ણનીય દૃઢતાવાળા હતા.

ઉપરના ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ સાબીત થાય છે કે ઉત્તમ આત્માઓ ' સવી જીવ કરૂં શાસનરસી ' આ અનુપમ ભાવના અને તદનુસાર પ્રવૃત્તિ કરવાથી સર્વોત્તમ તીર્થંકરનામકર્મનું

ઉપાર્જન કરે છે તેમજ તેના પ્રભાવે સર્વ જીવના કલ્યાણમાટે સાધનરૂપ એવા તીર્થંકરપણાને પામે છે. આ ઉત્તમોત્તમ તીર્થંકરપણાના પ્રતાપે ભગવાન્ તીર્થંકરદેવો સમગ્ર વિશ્વ ઉપર ઉપકાર કરે અને વિશ્વોપકારી કહેવાય એમાં શું આશ્ચર્ય છે ?

વિશ્વોપકારી માટેજ વિશ્વવલ્લભ એવા આપણા વીરપરમાત્માએ અખિલ વિશ્વના ઉપકાર માટે પ્રધાનપણે બે પ્રકારનો ધર્મ પ્રકાશ્યો એક તો સાધુધર્મ અને બીજો ગૃહસ્થધર્મ. આ બન્ને પ્રકારના ધર્મના સ્વરૂપને જાણવા અને સમજવા માટે આજે પણ આપણા વિશાલ જૈનસાહિત્યમાં અનેક ગ્રન્થો વિદ્યમાન છે. ગુરૂગમદ્વારા તેનું રહસ્ય સમજવું ખાસ જરૂરનું છે. સમજ્યા પછી તેના ઉપર જે પ્રેમ થશે એ કોઈ જુદોજ હશે, કારણકે એના જેવી ઉત્તમ અને હિતકર વસ્તુ વિશ્વમાં બીજી એક પણ નથી. એ બે ધર્મો પૈકી આપણા મુનિધર્મ ઉપર બેચરદાસે અસત્ય આક્ષેપો કરી આપણા ધર્મકથાનુયોગ કે જે અનુયોગ દરેક પ્રાથમકલ્પિક જીવોને ઉપકારી છે તેને અસત્ય અને કલ્પિત બનાવવાની ઘણીજ કોશેશ કરી છે અને એ કોશેશનો આબેહુબ ચિતાર તો તે મહાભાગે પોતાના ત્રીજા અને ચોથા મુદ્દાની વચમાં લગભગ બાવીશ પૃષ્ટ રોકીને આપ્યો છે, તેની સમીક્ષા તો આપણે અનુક્રમે તે વિષય આવશે ત્યારે ઘણીજ સ્પષ્ટતાથી કરીશું પરન્તુ આ સ્થાને એટલું તો જાણીજ લેવું જોઈએ કે આપણા પૂજ્ય મુનિવરોમાં પણ બે કલ્પ હોય છે એટલે કેટલાક સામર્થ્યશાલિ આત્માઓ પોતાના નિવિડ કર્મને ખપાવવા માટે ખાસ જિનકલ્પનો સ્વીકાર કરે છે ત્યારે બાકીના સ્થવિરકલ્પીજ હોય છે. જિનકલ્પનો સ્વીકાર કરનાર કોણ કેવા અને કયા કાળમાં હોય એ સઘળું પ્રસંગે જાણવામાં આવશે. આ બે કલ્પના યથાસ્થિત સ્વરૂપને સમજ-

નાર મનુષ્ય બેચરદાસની સઘળી આક્ષેપપરમ્પરાને માત્ર અજ્ઞાનજન્ય બાલચેષ્ટા સમજીને હસીજ કાઢશે. સર્વજ્ઞશાસનમાં જેટલી મુખ્યતા ભાવનાની છે તેટલીજ આચારની પણ છે એટલાજ માટે ભાવચારિત્રી મહાત્માઓ કે જેઓને કેવલજ્ઞાન પણ ઉત્પન્ન થયું હોય તેઓ પણ દેવતાએ અર્પણ કરેલા મુનિવેષનો સ્વીકાર કરે છે અને ત્યારપછીજ એટલે કે મુનિવેષનો સ્વીકાર કર્યા બાદ તે મહાત્માઓ પૃથ્વીતલને પાવન કરતા વિચરે છે પરન્તુ તે પૂર્વે નહિ. ભાવલિંગની સાથે દ્રવ્યલિંગની કેટલી જરૂર છે એ વાત પ્રસન્નચંદ્ર રાજર્ષિ જેવા મહર્ષિઓની જીવનઘટનાથી સુપરિચિત જૈનસમાજને સમજાવવાની બીલકુલ જરૂર નથી. એક હસવા જેવી વાત છે કે અખિલ આગમના અભ્યાસીજ નહિ પણ તેના જાણકાર તરીકે પોતાને ઓળખાવનાર બેચરદાસ દ્રવ્યલિંગની આવશ્યકતાના ઉત્તમ ઉદ્દેશને સમજી પણ શકતા નથી. એ અજ્ઞાનતાનોજ પ્રતાપ છે કે તેઓએ કૂર્માપુત્રના ચરિત્રમાંથી ઇંદ્ર મહારાજાએ એક જ્ઞાની મહાત્માને પૂછેલો પ્રશ્ન જેવો કે 'એ કૂર્માપુત્ર કેવલી મહાવ્રતી કયારે થશે ?' આ પ્રશ્ન આગળ કરીને આપણા સંપૂર્ણ કથાસાહિત્ય ઉપર અને તેના રચયિતા મહાપુરૂષો ઉપર તદ્દન અણછાજતા અને અસત્ય આક્ષેપો કર્યા છે પરન્તુ શાણી જૈનસમાજ તે આક્ષેપો ઉપર ધ્યાન નહિ આપતાં તેવા ઉપર અનુકંપા કરવામાં તત્પર બને અને તેવા આક્ષેપ કરનાર આત્માના ઉદ્ધારનો ઉપાય શોધે એજ તેને માટે સમુચિત છે કારણકે શાસનરસિક આત્માઓનું એજ મુખ્ય કાર્ય છે.

એ તો આજે સહુ કોઈ સમજે છે કે સાક્ષાત્‌તીર્થંકરદેવોની ગેરહાજરીમાં તો ઉન્નતિના અભિલાષીઓ માટે તે પરમ ઉપકારી પુરૂષોની મૂર્તિઓ અને તેમનાં આગમોજ એક આધારભૂત છે. તેમાં પણ તીર્થભૂમિઓ અને તે સ્થાને ઉભાં થયેલાં અનેક

સુરમ્ય તીર્થો આત્માને નિર્મલ બનાવવા માટે અદ્વિતીય સાધનો છે. એના આધારે અનેક પુણ્યશાલિ પ્રાણીઓ આજે પણ પોતાનું આત્મશ્રેય સાધી રહ્યા છે. પરમાત્માની મૂર્તિઓ, તેમનાં આગમો અને પરમપવિત્ર તીર્થો કે જે આત્મકલ્યાણ માટે અદ્વિતીય ઉપકારી છે તેની રક્ષા માટે ઉદાર દિલના ધર્માત્માઓએ અર્પણ કરેલી લાખોની મીલકતોનો વહીવટ કરવો અને તેની રક્ષા માટે સર્વસ્વનો ભોગ આપવો એનાથી ઇંદ્રાસનની પ્રાપ્તિ થવી એ તો સહજજ છે. સમ્યક્ત્વરત્નને નિર્મલ કરનારી પરમાત્માની પૂજા અનેક પ્રકારે થઈ શકે છે. શાસ્ત્રાજ્ઞાને અનુસરી પરમાત્માની પૂજામાં પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવો એ શિવસુખના રસિઆઓ માટે તો આનંદનોજ વિષય છે. સન્માર્ગને સમજનારાઓ એ તો સારી રીતિએ સમજે છે કે આંગી વિગેરેની રચના કરી અવનવા અલંકારોથી પરમાત્માની મૂર્તિને અલંકૃત કરી પુદ્ગલાનંદી આત્માઓને પણ તેના દર્શનનો લાભ આપી સન્માર્ગના અનુયાયિ બનાવવા એ પણ એક ઉત્તમમાં ઉત્તમ કામ છે. આપણા આ વિચારો અને આચારો ભવાભિનંદી આત્માઓને અસહ્યજ થઈ પડવાના. તેઓની સ્થિતિજ એ છે કે આત્માનંદીઓના આચારો અને વિચારોથી અલગાજ રહેવું. ગમે તેવા સુંદરમાં સુંદર આચારો કે વિચારો આત્માનંદીઓના હો પરંતુ તે પુદ્ગલાનંદીઓને નહિ રૂચવાના તે નહિજ રૂચવાના. તેઓ તો તે આચારો અને વિચારોમાં રહેલી સુંદરતાને અસુંદરરૂપ આપતાં નહિજ અચકાય. એટલે આત્માર્થિઓએ તેઓની અને તેમના મનગમતા પ્રલાપોની દરકાર નહિ કરતાં સદ્ગુરૂઓની સેવામાં રહી શાસ્ત્રોનું રહસ્ય સમજી તેની આજ્ઞાને અનુસરી પોતાની સુંદર અને ભાવપૂર્ણ તેમજ પોતાના સ્વાભાવિક સ્વરૂપને સહજમાં સંપ્રાપ્ત કરાવનાર પ્રવૃત્તિઓમાંજ શતદિન મચ્યા રહેવું.

શ્રીભગવતીજી નામના પાંચમા અંગમાં વીસમા શતકના આઠમા ઉદ્દેશામાં ભગવાન્ ગૌતમસ્વામીજીના પ્રશ્નના ઉત્તરમાં સાક્ષાત્ ભગવાન્ મહાવીરસ્વામીજી પોતેજ પ્રતિપાદન કરેછે કે:-

" गोयमा ! अरहा ताव नियमं तित्थकरे, तित्थं पुण चाउवन्नाइन्ने समणसंघो, तं०—समणा समणीओ सावया सावियाओ ॥ (सूत्रं ६८१ ) "

અર્થાત્–હે ગાતમ ? અરિહન્ત નિયમથી તીર્થંકર હોય અને તીર્થ એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર પ્રકારનો શ્રમણસંઘ.

વસ્તુસ્થિતિ આ છતાં બેચરદાસ કહે છે કે:—" વર્ધમાનના હસ્તેજ આપણું સંધબંધારણ થવું મને તો સર્વથા અશક્ય લાગે છે. "

મહાનુભાવ વાચકગણ ! છે હવે કોઈ અશક્યતાના તાનમાં આવેલા આ અસત્યવાદીને સમજાવનાર વીરનર ? જે ભગવાન્ મહાવીરના વચનને ન માને તે બીજાના વચનને કદી પણ માને ? આવો સાક્ષર અધાવાધ સાંભળવામાં આવ્યો છે ? આવા ઉન્મત્તોને સાક્ષર કે પંડિતજ નહિ પણ આગમના એક અપૂર્વ અભ્યાસી માનનારી વ્યક્તિઓ, મંડલો અને સંસ્થાઓ સમાજને અને પોતાના આત્માને કેવી શ્રાપરૂપ છે એ તો સુજ્ઞો સમજેજ છે.

બસ આ સ્થળે બેચરદાસના ઉપોદ્ઘાતનો ઉહાપોહ ખતમ થાય છે તે છતાં તેમાંની બે બાબતો ઉપર મારા વાંચક મહાશયનું લક્ષ્ય ખેંચવાનું રહી જાય છે, તેમાં એક તો ટીપ્પણમાં 'અંગસાહિત્ય કઈ કઈ સ્થિતિઓમાંથી પસાર થઇ આપણી પાસે આવ્યું છે ' આ વાત બતાવવાને માટે લગભગ ચાર પેજ લખ્યાં

છે તે છે અને બીજું તેણે પોતાનો નિબંધ પૂરો થતાં સુધી ખાસ ધ્યાનમાં રાખવા માટે બાંધેલું વિકૃતસ્થિતિનું લક્ષણ છે.

બેચરદાસના લખાણમાં કંઈપણ અસત્યની છાયા વિનાનું હોય એ તો બનવુંજ અશક્ય ! આ અશક્યતાના કારણે પ્રથમની બાબત એટલે 'અંગસાહિત્ય કઈ કઈ સ્થિતિઓમાંથી પસાર થઇને આપણી પાસે આવ્યું છે' આ બાબત બતાવવા માટે પોતાના ખાસ જુદા નિબંધ ઉપરથી પોતે ઉપયોગી માનીને ચાર્પેજમાં આપેલો કેટલોક ભાગ છે. તેમાં પણ અસત્યની છાયા તો પડેલીજ છે પરન્તુ હજુ તો તે એ વિષયમાં પ્રયાસ કરે છે અને કહે છે કે:–" તે પ્રયાસનું પરિણામ 'જિનશ્રુત' ના નામે પણ પ્રકટ થશે." તેથી જ્યારે તે પ્રકટ થશે ત્યારે શાસન પ્રેમિઓને પણ તેનો ઉત્તર દેવા તૈયાર રહેવામાં હરકત રહેવાનીજ નથી પરન્તુ બીજી બાબત ઉપર તો આપણે આ સ્થાનેજ કંઇક વિચાર કરવો પડશે. કારણકે મુંબઇની માંગરોલ જૈનસભામાં કાપડીઆ મોતીચંદ ગીરધરના પ્રમુખ પણા નીચે તા–૨૧–૧–૧૯૨૧ ના રોજ 'જૈનસાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' આ વિષય ઉપર આપેલ ભાષણના સમર્થન માટે લખવા શરૂ કરેલ અસત્યપોષક પોથામાં લખવું શું ? પોતાનો એ વિષય જનતાને સત્ય તરીકે મનાવવો શી રીતિએ? એ હાથમાં ન આવવાથી તે અસત્યના સાથીને એ અજ્ઞાનતાસૂચક લક્ષણ ચીતરવું પડ્યું છે. પોતાના ભાષણની અસત્યતાને જાહેર કરનારા થયેલા પ્રામાણિક લખાણો ઉપર વિચાર નહિ કરતાં પોતાના પ્રકાશેલા અસત્યનેજ વળગી રહેવું અને ભદ્રિક તેમજ શાસ્ત્રથી અપરિચિત જનોને ભ્રમિત કરનારૂં લક્ષણ બાંધીને કેવલ અસત્યનોજ પોથો ભરતાં પણ ન અચકાવું એ તે કેવી અસત્યપ્રિયતા ! અહા ! એક અસત્ય કેટલાં અસત્ય કરાવે છે–એક પાપને

પોષવા માટે કેવાં કેવાં પાપો કરવાની જરૂર પડે છે એ વાત સ-મજુઓને તો સમજાવવાની જરૂરજ ન પડે. એક અસત્યને સત્ય બનાવવા માટે અનેક અસત્યોની ઉપાસના કરવા છતાં પણ અન્તમાં તે અસત્ય તો અસત્યરૂપેજ ઉઘાડું પડી જાય છે. કહેવત છે કે પાપને આદમી ચાહે તેટલું છુપાવવા ચાહે તો પણ પાપ તો 'પીંપળે ચઢીને પોકારે છે' બિચારા બેચરદાસને દુનિયામાં રહેલું આ સત્ય ક્યાંથી સમજાય?

આજે પણ સમગ્ર દુનિયા એજ માને છે અને કહે છે કે 'સાધન વિના સાધ્યની સિદ્ધિ કદીજ નથી થતી–કારણ વિના કાર્યની ઉત્પત્તિ થઈજ નથી શકતી' ઘટના આર્થીએ ઘટ યોગ્ય મૃત્તિકા તેને માટે જરૂરી ચક્રચીવર આદિ સકલ સામગ્રી મેળવવીજ જોઇએ અને મેળવે તોજ ઘટને મેળવી શકે પણ મૃત્તિકાની સાથે ચક્રચીવર આદિ જરૂર સામગ્રીને ભેગી કરવાની કોશેશ ન કરે યા મૃત્તિકાને બદલે કેવલ રેતીનો પિંડ કરવાની અને ચક્ર ઉપર ચઢાવવાની માથાકુટ જીંદગી પર્યંત કરે તોપણ તે ઘટ મેળવી નજ શકે. આવી જગપ્રસિદ્ધ વાત ઉપર પણ ધ્યાન નહિ આપતાં શાસ્ત્રો અને શાસ્ત્રકારોને અસત્યવાદી કહી શકાય અને બિચારા ભોળાઓને ભ્રમમાં નાખી શકાય એ દુષ્ટ ઈરાદાથી પોતાના વિનાશક પોથામાં નીચેનું લક્ષણ બાંધી પોતાનો આ-ખોએ નિબંધ પૂરો થાય ત્યાં સુધી વાંચકોને તે લક્ષણ બરાબર ધ્યાનમાં રાખવાની ભલામણ કરે છે.

મહાશયો! વાંચો બેચરદાસે બાંધેલું લક્ષણ અને કરેલી ભલામણ:—

"જે રચનાશૈલીમાં લક્ષ્ય તરફ દુર્લક્ષ્ય કરી માત્ર સાધનોની તકરારોનો ઘોંઘાટ જણાતો હોય તે વિકૃતસ્થિતિની છે. આ નિબંધ પૂરો થતાં સુધી મારૂં આ લક્ષણ વાચકોએ બરાબર ધ્યાનમાં રાખવાનું છે."

આ લક્ષણ જો શુદ્ધ દૃષ્ટિએ બાંધવામાં આવ્યું હોત તો જરૂર સાધક નીવડત પણ કહેવાય છે કે અનધિકારિઓને માટે શાસ્ત્ર પણ શસ્ત્રનુંજ કામ કરે છે. સંયોગો ઉપરથી બેચરદાસને પણ આપણે એમાંનાજ એક માનીએ છીએ. જે શાસ્ત્રોના પ્રતાપે અનેક આત્માઓ ભૂતકાલમાં ઉન્નતિના શિખર ઉપર આરૂઢ થઈ શકયા છે, વર્ત્તમાનમાં પણ થઇ રહ્યા છે અને ભવિષ્યમાં પણ થઈ શકશે તેજ શાસ્ત્રો ઉપર આજે બેચરદાસ પોતાની અધમતાને પ્રકટાવી રહ્યા છે અને એમાંજ પોતાની ગમે તે પ્રકારે બનારસમાં ઉપાર્જેલી ઉપાધિઓની સાર્થકતા સમજી રહ્યા છે. શું આ સ્થિતિ આપણને એમ મનાવવાને આગ્રહ નથી કરતી કે બેચરદાસ શાસ્ત્રોમાં વર્ણવેલા અનાધિકારિઓમાંના એક છે?

બેચરદાસે ઉપરનું લક્ષણ બાંધીને આપણા આરાધ્ય પુરૂષો કે જેઓ આપણે શરૂઆતમાંજ જોઇ ગયેલા આદર્શથી સહજ પણ ચલિત થવામાં પોતાનો અધ:પાત સમજતા અને એ આદર્શની ઉપાસનામાંજ પોતાની ઉન્નતિ માનતા. આ વાત આજે પણ એ મહાપુરૂષોની કૃતિઓમાં 'तत्त्वं तु तत्त्वविद्रो वदन्ति' આવાં આવાં વાકયોથી ઝળકી રહીછે અને જે આપણા જીવનમાં કોઈ અનુપમ ચૈતન્ય રેડવા સાથે આપણા મનોમંદિરમાં લોકોત્તર ભાવનાઓનો આવિર્ભાવ કરી રહી છે—તે મહાત્માઓને સ્વચ્છંદી, દુરાગ્રહી વિગેરે વિગેરે ઉપનામોથી ઓળખાવવાની ધૃષ્ટતા કરીને પણ 'જૈનસાહિત્ય'ને વિકારી તરીકે સમજાવવાની અધમાધમ અભિલાષા રાખે છે અને તે અભિલાષાની સાર્થકતા માટે તેઓ આપણા આરાધ્યપાદો તરફથી સાધનો માટે થયેલા ઉલ્લેખો ઉપર કટાક્ષો કરવા અને શાસ્ત્રોમાં છતી વસ્તુને નથી એમ બતાવવા મથ્યા છે, તેના ઉપર ઉચિત ઉહાપોહથી આપણે તેમનાં લક્ષણ ઉપર કરવા ધારેલો ઉહાપોહ સહેલાઈથી થઈ શકે તેમ છે એટલે આપણે હવે

અહિંથી તેમના લક્ષણની વાતને પડતી મૂકી તેજ વાતને હાથ ધરીએ તો તે અસ્થાને કે અયોગ્ય નહિજ ગણાય.

આપણા આરાધ્યપાદ આદર્શો ઉપર તે પોતાના પ્રલાપની સિદ્ધિની ખાતર આક્ષેપ કરતાં લખે છે કે:—

" સૂત્રગ્રંથોમાં સ્પષ્ટપણે અચેલકતાનું વિધાન છે. છતાં અચેલક શબ્દનો 'અનુદરા કન્યા' ની જેવો પોતાને અનુકૂળ અર્થ કરે છે."

બેચરદાસે કરેલા ઉપરના આક્ષેપની અસત્યતા ઉપર વિચાર કરવા બેસીએ તો પાર પણ આવે એમ નથી. જેની વાતે વાતમાં એની એ વસ્તુ ભરેલી હોય તેના ઉપર વિચારજ શો કરવો ? એની ઉપર ઉપેક્ષા અને એના ઉપાસકની ઉપર અનુકંપા ધારણ કરીને સત્ય વસ્તુસ્થિતિને પ્રકાશમાં મૂકવી એજ આ સ્થાને તો આપણી ફરજ છે, તો જોઇએ કે આપણા આદર્શો એ બાબતમાં શું શું કહે છે:—

આરાધ્યપાદ આત્મારામજી મહારાજ, જેમને બેચરદાસે પોતાના ગ્રંથમાં અર્પણપત્રિકા દીધી છે, તેઓ પોતે રચેલા તત્ત્વનિર્ણયપ્રાસાદમાં ૫૪૦ મા પેજમાં પ્રસંગોપાત ખુલાસો કરતાં લખે છે કે:—

" मुखवस्त्रिका रजोहरण वर्जके परिहरनेके सर्ववस्त्ररहित सर्वोत्कृष्ट जिनकल्पीकी अपेक्षा अचेल धर्म है; और जीर्ण अल्पमोलके वस्त्र रखने यह भी अचेल धर्मही है, परंतु एकांत वस्त्ररहितकाही नाम अचेल धर्म है, ऐसा जैनमतके शास्त्रोका अभिप्राय नही है. क्यों कि, जैनमतके शास्त्रोंमें ठिकाने ठिकाने वस्त्रादि ग्रहण करनेका विधि कथन करा है, यदि अचेलशब्दका अर्थ नग्न ऐसाही जैनमतके शास्त्रोंको सम्मत होवे तो, वस्त्रग्रहणविधि क्यों लिखते हैं? इस वास्ते

अचेल शब्दसें कुत्सित अर्थात् जीर्णप्रायः वस्त्रका ही अर्थ करना उचित है. क्योंकि, नञ् (नकारको) षट (६)अर्थमें विद्वानोंने माना है."

આવશ્યકવૃત્તિમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજ પણ નીચે મુજબ લખે છે:—

"न वैदेहमध्यमतीर्थकरतीर्थसाधवः पुरिमपश्चिमतीर्थकरतीर्थवर्तिसाधुवत् अचेलत्वे स्थिताः, कुतः?—तेषां ऋजुप्राज्ञत्वात् महाधनमूल्यविचित्रादिवस्त्राणामपि परिभोगात्, पुरिमपश्चिम तीर्थकरतीर्थवर्तिसाधूनां तु ऋजुवक्रजडत्वात् महाधनमूल्यादिवस्त्रापरिभोगाज्जीर्णादिपरिभोगाच्च अचेलकत्वमिति। आह—जीर्णादिवस्त्रसद्भावे कथमचेलकत्वम्? उच्यते, तेषां जीर्णत्वात् असारत्वात् अल्पत्वात् विशिष्टार्थक्रियाऽप्रसाधकत्वात् असत्त्वाविशेषात् इति, तथा चेत्थंभूतवस्त्रसद्भावेऽपि लोकेऽचेलकत्वव्यपदेशप्रवृत्तिर्दृश्यते, यथा काचिदङ्गना जीर्णवस्त्रपरिधाना अन्याभावे सति तद्भावेऽपि च समर्पितसाटकं कुविन्दं तन्निष्पादनमन्थरं प्रति आह—'त्वर कोलिक! नग्निकाऽहमिति' १।"

અર્થાત્-વિદેહમાં ઉત્પન્ન થયેલા અને પહેલા અને છેલ્લાની મધ્યમાં ઉત્પન્ન થયેલા ભગવાન્ તીર્થંકરદેવોના તીર્થમાં વર્તતા સાધુઓ પહેલા અને છેલા તીર્થંકરદેવના તીર્થમાં વર્તતા સાધુઓની માફક અચેલકકલ્પમાં સ્થિત નથી, કારણકે તેઓ સરલ અને વિચારક હોવાથી મોટી કિંમતવાળાં અને વિચિત્રવર્ણીવસ્ત્રોનો ઉપભોગ કરી શકે છે અને પહેલા તેમજ છેલ્લા તીર્થંકરદેવના તીર્થમાં વર્ત્તતા સાધુઓ સરલજડ અને વક્રજડ હોવાથી તેઓનું અચેલકપણું એથીજ મનાય છે કે તે મહાત્માઓ મોટી

કિંમતવાળાં અને વિવિધવર્ણી વસ્ત્રોનો પરિભોગ નથી કરતા અને જીર્ણશીર્ણ વસ્ત્રોનો પરિભોગ કરે છે. જીર્ણ અને શીર્ણ પણ વસ્ત્રના સદ્દભાવે તેઓને અચેલક કેમ કહેવાય ? આ પ્રશ્નના સમાધાનમાં મહાત્માશ્રી ખુલાસો કરતાં જણાવે છે કે–તેઓએ ધારણ કરેલાં વસ્ત્રો જીર્ણ, અસાર, અલ્પ, વિશિષ્ટ અર્થક્રિયાનાં અસાધક અને નહિ જેવાં હોવાથી એમ કહી શકાય. લોકવ્યવહારમાં પણ તેવા વસ્ત્રની હયાતી છતાં એવો વ્યપદેશ કરી શકાય છે, જેમ જીર્ણવસ્ત્ર પહેરનારી કોઈ સ્ત્રી બીજા વસ્ત્રના અભાવે પોતે પહેરેલું જીર્ણવસ્ત્ર મોજુદ છતાં તે સ્ત્રી સાળવીને–કે જે સાળવીને પોતે પોતાની સાડી આપી છે અને જે વિલંબ કરે તેને–કહે છે કે હે કોલિક ! જલદી કર ! હુ નગ્ન અવસ્થામાં છું.

શ્રીસ્થાનાંગજી સૂત્રના મૂલ પાઠથી ખુદ કેવલજ્ઞાની મહારાજને પણ વસ્ત્રોપકરણો હતાં તે સાબીત થાય છે તથા શ્રીજંબૂદ્વીપપન્નતિ વિગેરેનાં વાક્યોથી ખુદ તીર્થંકરોને દેવદૂષ્ય વસ્ત્ર ઇંદ્રોએ આપ્યાની વાત સ્પષ્ટ છે, તો પછી શાસનવિરોધી બહેચરદાસ સરખાના વચનને વિશ્વાસપાત્ર કોઇ નજ ગણે.

આવીજ રીતિએ જ્યાં જ્યાં 'અચેલક' નું વર્ણન કરવામાં આવે છે તે સઘળે સ્થાને સઘળા સૂરીશ્વરો આવો એકજ આશયનો ઉલ્લેખ કરે છે. હું વાંચકોને ખાત્રી આપું છું કે ગુરૂમુખે યથાસ્થિત રીતિએ વિધિપૂર્વક આગમોના ભાવને સમજનાર એવી એક પણ વ્યક્તિ નહિ નીકળે કે જે આપણા એક પણ આગમમાંથી યા બીજા કોઈ પણ પ્રામાણીક શાસ્ત્રોમાંથી વિરોધ કે વિસંવાદને તારવી શકે. આપણા આદર્શના ઉપાસકોએ એવી સુરમ્ય શૈલી સ્વીકારી છે કે જેના પ્રતાપે વિરોધ કે વિસંવાદને અવકાશજ ન મળે. આદર્શથી ઉલટા ચાલનારાઓને શાસનમાં ઉભા પણ ન રહેવા દીધા, એનું કારણજ એ કે જેથી વિરોધ કે વિસંવાદ ઉભો ન થાય, બાકી પાપાત્માઓ પોતાની પાપી

પ્રવૃત્તિને ન છોડે અને પોતાનું તેમજ બીજાનું સત્યાનાશ વાળવા કમ્મર કસે એને કોઈ શું કરે? માટે મારી દરેકેદરેક હિતૈષી આત્માને ભલામણ છે કે ઉન્માદી આત્માઓના ઉન્માદ તરફ ધ્યાન નહિ આપતાં પોતાના હિતની ખાતર આપણા પરમ ઉપકારી મહાત્માઓની સેવામાં રહી શાસ્ત્રોના રહસ્યને સમજી ઉપાદેયની ઉપાસના કરી અમૂલ્ય જીવનની સાર્થકતા કરવામાં જ પ્રયત્નશીલ રહેવું અને એમાંજ ઉન્નતિ માનવી.

'અચેલક' ના સમ્બન્ધમાં ઉપર બતાવવામાં આવ્યા એવા એવા સ્પષ્ટ ઉલ્લેખો સ્થળે સ્થળે વિદ્યમાન છતાં અને આચારાંગ, સુયગડાંગ, પ્રશ્નવ્યાકરણ આદિ અંગસૂત્રોમાં અને ઉપાંગ આદિ અનેક સૂત્રગ્રંથોમાં વસ્ત્ર પાત્ર આદિ ગ્રહણના અનેક ઉલ્લેખો મોજુદ છતાં પણ જેનું આપણે ઉન્મૂલન કરી આવ્યા એવા અસત્ય આક્ષેપની સાબીતી માટે બિચારા બેચરદાસને કેવાં કેવાં બાથોડીઆં મારવાં પડે છે, એ પણ આપણે સાથે સાથે જોઈ લેવા જેવું છે. તેઓને પોતાના તે અસત્ય આક્ષેપને સત્યસ્પર્શિ બનાવવા માટે લખવું પડે છે કે:—

"(ભગવાન્ મહાવીરના સમયમાં) ઘણા ખરા સાધુઓ નગ્ન રહેતા હતા. છતાં જેઓ લજ્જાને જીતી શક્યા ન હતા તેઓ માત્ર એકજ વસ્ત્ર (કાછડી) ને ધારણ કરતા હતા."

પ્રિય વાંચકો! તમે એમ માનવાને તૈયાર છો કે પરમાત્મા શ્રી મહાવીરદેવના પ્રથમ ગણધર ભગવાન્ ગૌતમસ્વામીજી સહનશીલ યા શાક્તસંપન્ન ન હતા? હું તો નથી માનતો કે આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં કોઈ પણ ધર્માત્મા યા ભગવાન્ ગૌતમસ્વામીજીના જીવનથી સુપરિચિત 'હા' એમ કહેનાર નીકળે. એવા અનેક લબ્ધિસંપન્ન ભગવાન્ ગૌતમસ્વામીજીનું વર્ણન કરતાં ભગવાન્ મહાવીરદેવના પાંચમા ગણધર ભગવાન્ સુધર્માસ્વામીજી શ્રીભગવતીસૂત્રમાં કહે છે કે:—

" तए णं से भगवं गोयमे छट्ठक्खमणपारणगंसि पढमाए पोरिसीए सज्झायं करेइ बीयाए पोरिसीए झाणं झियायइ तइयाए पोरिसीए अतुरियमचवलमसंभंते मुहपोत्तियं पडिलेहेइ पडिलेहित्ता भायणाइं वत्थाइं पडिलेहेइ पडिलेहित्ता भायणाइं पमज्जइ पमज्जइत्ता भायणाइं उग्गाहेइ उग्गहित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ उवागच्छित्ता समणं भगवं महावीरं वंदइ नमंसइ. "

સારાંશ—ભગવાન્ ગૌતમસ્વામીજી છઠ્ઠના પારણાના દિવસે પહેલી પોરિસિમાં સ્વાધ્યાય કરે છે, બીજી પોરિસિમાં ધ્યાન ધ્યાવે છે અને ત્રીજી પોરિસિમાં અત્વરિત અચપલ અસંભ્રાન્તપણે મુખવાસ્ત્રકાનું પડિલેહણ કરે છે, પડિલેહણ કરીને ભાજનો પાત્રો અને વસ્ત્રોને પડિલેહે છે, પડિલેહીને પાત્રોની પ્રમાર્જના કરે છે, પ્રમાર્જના કરીને પાત્રોને ગ્રહણ કરે છે, ગ્રહણ કરીને જ્યાં ભગવાન્ મહાવીરસ્વામીજી વિરાજમાન છે ત્યાં આવે છે, આવીને શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીને વંદન નમસ્કાર કરે છે.

તેજ અંગસૂત્રમાં ભગવાન્ સુધર્માસ્વામીજી તુંગીયાનગરીના શ્રાવકોનું વર્ણન કરતાં જણાવે છે કે:—

" समणे निग्गंथे फासुएसणिज्जेणं असणपाणखाइमसाइमेणं वत्थपडिग्गहकंबलपायपुंछणेणं पीढफलगसेज्जासंथारएणं ओसहभेसज्जेण य पडिलाभेमाणा आहापडिग्गएहिं तवोकम्मेहिं अप्पाणं भावेमाणा विहरंति ॥ ( सू० १०७ ) ॥ "

અર્થાત્—( તુંગીયા નગરીના શ્રાવકો ) શ્રમણ નિર્ગ્રંથોને પ્રાસુક—અચિત્ત અને એષણીય—નિર્દોષ અશન—ભોજનયોગ્ય વસ્તુઓ, પાણી, ખાદિમ, સ્વાદિમે કરીને અને વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોંછનવડે તેમજ પીઠ—પાટપાટલા, ફલક—પાટીયું, શય્યા,

સંસ્તારકે કરીને પ્રતિલાભતા-વહોરાવતા અને શક્તિમુજબ ગ્રહણ કરેલા તપકર્મથી આત્માને વાસિત કરતા વિચરે છે.

બસ આટલાજ ઉલ્લેખથી વાચકમહાશયો સમજી શકશે કે બેચરદાસે પોતાના પ્રલાપની સિદ્ધિ ખાતર ગપ્પીદાસ બનવાનો પણ નિશ્ચય કર્યો છે, અન્યથા આવા સ્પષ્ટ ઉલ્લેખો સાક્ષાત્ અંગસૂત્રોમાં મોજુદ છતાં ઉપરના તદ્દન અસત્ય આક્ષેપો શી રીતિએ કરી શકે? અથવા આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાક્ષાત્ અંગસૂત્રો પણ તેને માન્ય નથી-છતાં પણ તે માન્ય છે એમ એટલાજ માટે તેને કહેવું પડે છે કે જેથી ભોળાઓ પોતાની પ્રપંચજાળમાં ફસે પણ તેને માલુમ નથી કે ભોળાઓને બચાવવા માટે ઘણાએ ઉપકારી મહાપુરૂષો પ્રભુ મહાવીરદેવના શાસનમાં આજે પણ વિરાજી રહ્યા છે કે જેઓની જીવનચર્યા પરમાત્માની આજ્ઞારૂપ શીતલ છાયાથી વ્યાપ્ત હોવાથી સમગ્ર ભૂમંડલને અનુકરણીય છે; અન્યથા જો તે હૃદયપૂર્વક અંગસૂત્રોને પણ માન્ય રાખતા હોત તો તેના હસ્તે પોતાના આત્મિક ગુણોનું નિકંદન કરનાર પુસ્તક-કે જેના માટે આપણે આ પ્રસ્તુત લેખ લખવો પડે છે-તે બનવા ન પામત અને તેમાં પણ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વિગેરે ઉપર અને તેના કર્ત્તા મહાપુરૂષો ઉપર પામરતાનો પ્રસ્તાર કરવા જેવી દુશ્ચેષ્ટા કરી તે કદીજ ન થતી, કારણકે સાક્ષાત્ સૂત્રકાર ભગવાન્ સુધર્માસ્વામીજી ભગવતીજી નામના પાંચમા અંગસૂત્રમાં અનુયોગની વિધિ દર્શાવતાં જણાવે છે કે:—

"सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसिओ भणिओ।
तइओ य निरवसेसो, एस विही होइ अणुओगे ॥ १ ॥"

અર્થ—પ્રથમ સૂત્રનો અર્થ દેવો, બીજી વખત નિર્યુક્તિ સહિત દેવો અને ત્રીજી વખત નિરવશેષ-સંપૂર્ણ-સઘળા ઉહાપો-

જીની સાથે દેવો. આ અનુયોગનો વિધિ ભગવાન્ મહાવીરસ્વામીએ કહેલો છે.

શ્રી ભગવતીજીની આ આજ્ઞાને શિરોધાર્ય સમજનાર અંગસૂત્રો અને બીજાં પણ સૂત્રો ઉપર બનેલી નિર્યુક્તિઓ તેની ઉપર થયેલી ભાષ્યો અને તેની ઉપર રચાએલી ટીકાઓને અપ્રમાણ કહેવા સાથે અઘટિત આક્ષેપો શું કરી શકે ? અર્થાત્ નજ કરી શકે. તેમ કરનાર વ્યક્તિમાં અજ્ઞાનતા તે પણ જેવી તેવી નહિ કિન્તુ ઝેરી અજ્ઞાનતાનોજ વાસ આપણે તો માનીએ અને આ બાબતમાં મધ્યસ્થ જનતા કદીજ વાંધો ન ઉઠાવી શકે.

વાંચકોએ ખાસ ધ્યાનમાં રાખવું કે નિર્યુક્તિકાર મહર્ષિ ચૌદપૂર્વના જાણકાર એટલે જેઓ શ્રુતજ્ઞાનના બલે કરીને સાક્ષાત્ કેવલજ્ઞાનીની સમાન કોટિમાં ઉભા રહી પદાર્થ કહી શકે એવા હતા. જેઓની દેશના કેવલજ્ઞાનીના જેવી હોય છે, જેઓ કેવલજ્ઞાનીની માફક શ્રુતજ્ઞાનના પ્રતાપે ત્રિકાલદર્શિ હોય છે. તેઓનીજ નિર્યુક્તિ વર્ત્તમાનમાં પણ મોજુદ છે, તે મહર્ષિ ભદ્રબાહુસ્વામીજીએ સૂત્રોના ગૂઢ ભાવોને એવા તો સ્પષ્ટ કરીને વર્ણવ્યા છે કે આજસુધીના સઘળા આચાર્યો તેઓશ્રીનો ઉપકાર માની સાભાર હૃદયે તેઓશ્રીના અક્ષરદેહને પૂજતા આવ્યા છે અને વર્ત્તમાનમાં પૂજી રહ્યા. છે. ત્યાર પછીના ઉપકારી ભાષ્યકારો અને ટીકાકારોએ પણ ઉપકારની અવધિ કરી છે. આવા આવા પ્રામાણિક અને પરમ ઉપકારી પૂજ્યતમો ઉપર બેચરદાસે પોતાની પંડિતાઇ બતાવવા જે નિંદાનો કલ્પાન્તકાલીન મેઘ વરસાવ્યો છે તેનું અવલોકન કરતાની સાથેજ મારૂં તો અંતર વિંધાઇ જાય છે અને હું તો માનુંછું કે એવો એક પણ જૈનબચ્ચો ન હોવો જોઇએ કે જેનું અંતર આ એક કાઠીયાવાડીના કરપીણ કામથી ન કંપી ઉઠે! શાસનમાં ઘણાએ આસુરીવૃત્તિના ઉપાસકો ઉત્પન્ન

થયા છે, પરન્તુ તેમાંનો એક પણ આ બેચરદાસ નામના શખ્સ સાથે સરસાઈ કરી શકે એવો ઉત્પન્ન નથી થયો. આપણી મૂર્ત્તિઓ ઉપર અને શાસ્ત્રો ઉપર મુસલમાનો તરફથી ઉત્પન્ન થયેલા અત્યાચારો સાંભળતાં જેટલું અંતર બળી ઉઠે છે તેટલુંજ નહિ બલ્કે તેથી પણ અધિક આજે બેચરદાસની કરપીણ લેખિનીનો સાક્ષાત્કાર થતાં કકળી ઉઠે તેમ છે, પરન્તુ ' पापः पापेन पच्यते ' આ ન્યાયને કોઇ ઉલટાવી શકે તેમ નથી. માટે પરમાત્માની આજ્ઞાનુસાર માધ્યસ્થભાવના સાથે કારૂણ્યભાવનાના ઉપાસક બનીને એક 'પાપીના પાપમાં બીજા પણ ન ફસાય' આવા શુભ ઈરાદાથી ઉચિત ઉદ્ઘોષણાઓ કરીને જનતાને જાગતી કરવા અને રાખવા પોતાથી બનતું સઘળું કરી છુટવું એમાંજ શ્રેય છે.

આપણે શ્રીભગવતીજીના આધારે જાણી ચૂકયા છીએ કે ભગવાન્ ગૌતમસ્વામીજી પણ વસ્ત્રો અને પાત્રો રાખતા તેમજ તુંગીયા નગરીના સુશ્રાવકો-કે જેઓ સારા વિદ્વાન્, ધર્મના જાણકાર અને દૃઢપ્રતિજ્ઞ હતા-તેઓ પણ શ્રમણનિર્ગ્રંથોને આહારપાણીની સાથે વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોંછન, પાટ, પાટલા, શય્યા અને સંસ્તારક, ઔષધ વિગેરે સઘળું નિર્દોષ રીતિએ વહોરાવતા, તે છતાં પોતાના પ્રલાપને સાબીત કરવાની ખાતર વળી પાછું લખે છે કેઃ—

"અંગસૂત્રોમાં મેં સાધુઓના આચાર સંબંધે ઘણું વાંચ્યું છે, તેમાં તો દીક્ષા લેનારાઓ માત્ર બેજ ઉપકરણો (એક પાત્ર અને બીજું રજોહરણ) રાખતા જણાયા-વર્ણવાયા છે."

આ આક્ષેપ પણ આપણા ઉપરના ઉલ્લેખો આગળ ટકી શકે તેમ નથી, તે છતાં પણ વાંચકોના સમાધાનની ખાતર-એટલે તદ્દન સ્પષ્ટતાની ખાતર વસ્ત્ર અને પાત્ર વિગેરેના સંબંધમાં પણ

અંગસૂત્રોનાજ અમુક પાઠો આપી આ આક્ષેપની અસત્યતા સાબીત કરી આપવાની મારી ઇચ્છા રહે છે.

શ્રા પ્રશ્નવ્યાકરણ નામના દશમા અંગસૂત્રમાં પાંચમા ધર્મદ્વારમાં ભગવાન્ સુધર્માસ્વામીજી જણાવે છે કે:—

"पडिग्गहधारिस्स भवति भायणभंडोवकरणं पडिग्गहो, पांदबंधणं पाद्केसरीया पांदठवणं च पडलाई तिन्नेव रयंत्ताणं च गोच्छाओ तिन्नेव च पच्छागा रयोहरण चोलपट्टक मुहणंतकमादीयं"

અર્થાત્—સપાત્રસાધુને-ભાજન-પાત્ર, ભાંડ-માટીનું વાસણ અને ઉપકરણ હોય છે. તેનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે-પાત્ર, પાત્રબન્ધન, પાત્રને પુંજવાનું વસ્ત્ર, પાત્રસ્થાપન કરવાનો કંબલનો ટુકડો, પડલા-ગોચરી જતાં પાત્ર ઉપર ઢાંકવા માટે વસ્ત્રના ત્રણ ટુકડા, પાત્ર ઉપર વીંટવાનું વસ્ત્ર, ગોચ્છક-પાત્ર ઉપર રહેલ વસ્ત્રને પ્રમાર્જન કરવા માટે કંબલનો ટુકડો, બે સુતરનાં અને એક ઉનનું એમ કરીને ત્રણ કપડા-ઓઢવાનાં વસ્ત્રો, રજોહરણ, ચોલપટ્ટો, મુખવસ્ત્રિકા અને માત્રક.

શ્રીભગવતીજીસૂત્રના આઠમા શતકના ૬ ઠ્ઠા ઉદ્દેશામાં શ્રમણોપાસકો પાત્રવિગેરેથી મુનિને નિમંત્રણા કરે એમ કહીને જણાવવામાં આવ્યું છે કે:—

" एवं गोच्छगरयहरणचोलपट्टगकंबललट्ठीसंथारगवत्तव्वयाय भाणियव्वा जाव दसहिं संथारएहिं उवनिमंतेज्जा."

અર્થાત્—એવીજરીતિએ એટલે જેમ પ્રથમ આહાર પાત્ર વિગેરેની નિમંત્રણા કરી તેવીજરીતિએ ગોચ્છક, રજોહરણ, ચોલપટ્ટક, કંબલ, લઠ્ઠી સંસ્તારકની વક્તવ્યતા કહેવી યાવત્ દશ સંસ્તારકે કરીને નિમંત્રણા કરે.

સ્થાનાંગસૂત્રમાં ચોથા સ્થાનમાં પ્રથમ ઉદ્દેશામાં સાધ્વીઓને ચાર સંઘાડીઓ-ઉત્તરીયવસ્ત્ર રાખવાનું કહ્યું છે તે આપ્રમાણે-

"कप्पंति निग्गंथीणं चत्तारि संघाडीओ धारित्तए वा परिहरित्तए वा तं जहा–एगं दुहत्थवित्थारं, दो तिहत्थवित्थारा, एगं चउहत्थ वित्थारं। ( सू. २४६ )"

અર્થ સાધ્વીઓને ચાર સંઘાડીઓ પાસે રાખવા અને પહેરવા માટે કલ્પે તે આ પ્રમાણે:—એક બેહાથવિસ્તારવાળી, બે ત્રણત્રણહાથવિસ્તારવાળી અને એક ચારહાથવિસ્તારવાળી.

સ્થાનાંગસૂત્રમાં ચોથા સ્થાનમાં ત્રીજા ઉદ્દેશામાં ૩૩૧મા સૂત્રમાં ચાર પ્રકારની પ્રતિમા એટલે અભિગ્રહવિશેષ વસ્ત્રયાચના સંબંધી દર્શાવ્યા છે—

"चत्तारि सिज्जपडिमाओ पं० चत्तारिवत्थपडिमाओ पं० चत्तारि पायपडिमाओ पं० चत्तारि गणपडिमाओ पं० (सू. ३३१)"

ચાર શય્યાપ્રતિમા, ચાર વસ્ત્રપ્રતિમા, ચાર પાત્રપ્રતિમા અને ચાર સ્થાનપ્રતિમા કહી છે.

સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનમાં ત્રીજા ઉદ્દેશામાં સાધુ-સાધ્વીઓને પાંચ પ્રકારનાં વસ્ત્રો રાખવાનાં કહ્યાં છે તે આ પ્રમાણે-

"कप्पइ णिग्गंथाण वा णिग्गंथीण वा पंचवत्थाइं धारित्तए वा परिहरेत्तते वा, तं जहा–जंगिते, भंगिते, साणते, पोत्तिते, तिरिडपट्टते नाम पंचमए "

અર્થ—સાધુ સાધ્વીઓને પાંચ પ્રકારનાં વસ્ત્ર રાખવાં અને

પહેરવાં કલ્પે તે આ પ્રકારે-૧ જંગિક-કંબલાદિ વસ્ત્ર ૨ ભાંગિક-અતસીમય વસ્ત્ર ૩ સાનક-સણનું વસ્ત્ર ૪ પોતક-સૂતરનું વસ્ત્ર ૫ વૃક્ષની છાલનું બનેલું વસ્ત્ર.

અંગસૂત્રોમાં આવા આવા વિધાનાત્મક અનેક ઉલ્લેખો વિદ્યમાન છે. આચારાંગ નામના પ્રથમ અંગસૂત્રમાં તો આખું 'વસ્ત્રૈષણા' નામનું અધ્યયન રચવામાં આવ્યું છે. આવા અનેક ઉલ્લેખો વિદ્યમાન છતાં જ્યારે બેચરદાસના દેખવામાં તે નથી આવતા અને તે કહેવા તૈયાર થાય છે કે ' અંગસૂત્રોમાં માત્ર બેજ ઉપકરણોનું વિધાન કરવામાં આવ્યું છે. ' તો શું આ તેની અસત્યપ્રિયતાને આભારી નથી?

એ તો શાસ્ત્રકારો પણ પોકારી પોકારીને કહે છે કે સઘળાં અનુષ્ઠાનો એટલાજ માટે કરવાનાં છે કે પોતાના આત્મા ઉપર ચઢી ગયેલા કર્મરૂપ કીચડને દૂર કરી આત્માને અમલ (નિર્મલ) બનાવી પોતાને રહેવા માટે યોગ્ય એવા મોક્ષસ્થાને પહોંચવું છે. વસ્ત્ર પાત્ર તો શું પણ ચારિત્રની પાલના કે શરીરની રક્ષા પણ ખાસ મોક્ષની પ્રાપ્તિ માટેજ છે પણ આક્ષેપની ધુનમાં ચઢેલા અને ગમે તે પ્રકારે ' જૈનસાહિત્ય ' ને વિકારી તરીકે ઓળખાવવામાંજ ઉન્નતિ માનનાર બેચરદાસ કોઈ પણ શાસ્ત્રના રહસ્યને સમજવાની પરવા કરવા વિના જેમ મનમાં આવે તેમ બોલવા અને લખવામાંજ પંડિતાઈ મનાવવા બહાર પડેલા છે. આવા આદમી ગમે તેવા ગપ્પગોળા ગબડાવે એમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી. વર્તમાન સાધુસમુદાય ઉપર, શાસ્ત્રવિહિત પરમાત્માની પૂજા ઉપર, સુશ્રાવક શ્રાવિકા સમુદાય તરફથી થતી સદ્દગુરૂઓની સેવા ઉપર, મહાત્માઓના વૈરાગ્યપોષક સદુપદેશ અને કોઈક ભવ્યાત્માઓ તરફથી કરાતા સંસારત્યાગની ઉપર,

દેવદ્રવ્યની શ્રીસંઘો તરફથી થતી સુરક્ષા તરફ અને મંદિરો તેમજ તીર્થરક્ષા માટે પૂજ્ય મુનિવરો અને શ્રીસંઘો તરફથી થતા સુપ્રયાસો તરફ તે નામચીન બેચરદાસે પારવિનાના પ્રહારો કર્યા છે, એ સંબન્ધમાં હું ટુંકાણમાં પ્રથમ શાસ્ત્રાનુસારિણી હિતકર ભલામણો કરી ગયોછું, કારણકે એના સમાધાનમાં જો ભિન્ન ભિન્ન લખવામાં આવે તો પ્રસ્તુત પુસ્તકના પ્રમાણમાં અસાધારણ વધારો થઈ જાય અને એનું સમાલોચનનું કાર્ય તો અધુરૂં અને અધુરૂંજ રહે માટે એ બાબતમાં તો એટલાથીજ સંતોષ માની નીચેના આક્ષેપમાં સ્પષ્ટરૂપે દેખાઇ આવતી અમાનુષી વૃત્તિનું અવલોકન કરીને પછીથી આપણે બેચરદાસે કલ્પેલા ચાર મુદ્દા અને તેની ઉપર દોઢસોથી પણ અધિક પેજમાં કરેલી વાગરણા ઉપર ટુંકામાં વિચાર કરીશું અને અસત્યનું ઉન્મૂલન કરવા સાથે શાસ્ત્રાધારોથી સત્યનું પ્રકાશન કરીશું.

'કુર્માપુત્ર કેવલજ્ઞાની થયા પછી ઘરમાં ગૃહસ્થના વેષે રહેલા હોવાથી ઇંદ્રમહારાજે તે કાળમાં વિચરતા તીર્થંકરભગવાનને પુછયું છે કે પ્રભો! એ કૂર્માપુત્ર કેવલજ્ઞાની મહાવ્રતી કયારે થશે ?'

ઉપરના, આશયનો ઉલ્લેખ કૂર્માપુત્ર ચરિત્રમાં તેના કર્ત્તાએ કરેલો છે. આ ઉલ્લેખને સમજ્યા વિનાજ બેચરદાસ પોતાની આક્ષેપકવૃત્તિને આધીન બનીને લખે છે કે:—

"ગમે તેવા અગમ્ય જંગલમાં, ગમે તેવી ભીષણ ગુહામાં કે ગમે તે પર્વતના દુર્ગમ શિખર ઉપર ભાવના ભાવતાં કેવળજ્ઞાન પામેલા પુરૂષ યા સ્ત્રીને જૈની દીક્ષા માટે શાસનદેવ (?) વસ્ત્ર પહેરાવે છે!!! અને વસ્ત્ર વિનાના કેવળિને અમહાવ્રતી તથા અચારિત્રી કહેતાં પણ અચકાતા નથી—તેઓના મનમાં કોઇ નવસ્રું રહે તે ગમતું નથી—જાણે વસ્ત્ર પાત્ર વિના કોઇનો આરોજ ન હોય!!!...જૈનકથાનુયોગની આ વિચિત્રતા જોવા જેવી છે."

આશય ન સમજવાથી કેવી અથડામણ થાય છે એનો આ એક નમુનો છે, પરંતુ પરમાત્માની આજ્ઞા ઉપર પાદપ્રહાર કરનાર પામર, શાસ્ત્રો અને શાસ્ત્રકારો ઉપર અધમાધમ આક્ષેપોને કરનાર અધમાત્મા, ભગવાન્ પાર્શ્વનાથ સ્વામીના શિષ્યરત્નોનો ઉપહાસ્ય કરનાર ઉગ્રકર્મા સત્ય આશયને ન સમજી શકે એ તો સહજ છે એમાં વળી આશંકાજ શી? ભાવની સાથે દ્રવ્યલિંગની પણ મહત્તા સમજનાર ઇંદ્રમહારાજા એવો પ્રશ્ન પૂછે એમાં 'શ્રીજિનશાસન'ની શૈલીને સમજનાર તો આશ્ચર્ય નજ પામે. ભાવચારિત્રની રક્ષા માટે દ્રવ્યલિંગની કેવી અનિવાર્ય આવશ્યક્તા છે, એ સમજનારને માટે તો એ પ્રશ્નની ઉત્પત્તિ સ્વાભાવિક છે. એ પ્રશ્નમાં છુપાએલા સુંદરમાં સુંદર રહસ્યને તેઓ તો એ પ્રશ્ન સાંભળતાં કે વાંચતાંની સાથેજ સમજી શકે છે. વળી વાચક મહાશયોની સમક્ષ આવશ્યકવૃત્તિમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજાએ આલેખેલું એવુંજ એક આખ્યાનનું અધ્યયન કરાવી ઉપરના પ્રશ્નમાં રહેલા સુંદર ભાવને સમજાવી પ્રતિજ્ઞાત કાર્યની શરૂઆત કરવામાં વિલમ્બ નહિ થવા દઉં:—

"भगवतो निव्वाणं गयस्स आययणं काराविय भरहो अउज्झमागओ, कालेण य अप्पसोगो जाओ, ताहे पुणरवि भोगे भुंजिउं पवत्तो, एवं तस्स पंच पुव्वसयसहस्सा अइक्कंता भोगे भुंजंतस्स, अन्नया कयाइ सव्वालंकारभूसिओ आयंसघरमतिगतो, तत्थ य सव्वंगिओ पुरिसो दीसइ, तस्स एवं पेच्छमाणस्स अंगुलिज्जयं पडियं, तं च तेण न नायं पडियं, एवं तस्स पलोयंतस्स जाहे सा अंगुली दिट्ठिमि पडिया; ताहे असोभंतिआ दिट्ठा, ततो कडगंपि अवणेइ, एवमेक्केक्कमवणेंतेण सव्वाभरणमवणीअं, ताहे अप्पाणं उज्झियपउमं व पउमसरं असोभंतं पेच्छिय संवेगावण्णो परिचिंतिउं पयत्तो—आगं-

तुगदव्वेहिं विभूसियं मे सरीरगं ति न सहावसुंदरं, एवं चिन्तन्तस्स अपुव्वकरणज्झाणमुवट्ठिअस्स केवलनाणं समुप्पण्णं ति सक्को देवराया आगओ भणति—दव्वलिंगं पडिवज्जह, जाहे निक्खमणमहिमं करेमि, ततो तेण पंचमुट्ठिओ लोओ कओ, देवयाए रओहरणपडिग्गहमादि उवगरणमुवणीअं,दसहिं रायसहस्सेहिं समं पव्वइओ....सक्केण वंदिओ, ताहे भगवं पुव्वसयसहस्सं केवलिपरियागं पाउणित्ता परिणिव्वुडो।"

અર્થાત્—ઋષભદેવ ભગવાન્‌નું નિર્વાણ થયા પછી આયતન-મંદિર કરાવીને ભરતચક્રવર્તિ અયોધ્યામાં આવ્યા, કાળે કરીને શોક ઓછો થયો એટલે પાછા ફરીથી ભોગો ભોગવવાને પ્રવર્ત્ત-માન થયા, એ પ્રમાણે ભોગોને ભોગવતાં ભોગવતાં પાંચલાખ પૂર્વ જેટલો કાલ વ્યતીત થયો. ત્યારબાદ કોઇ એક દિવસે સર્વ અલંકારોથી વિભૂષિત થઇને પોતાના આરિસાભુવનમાં આવ્યા કે, જે ભુવનમાં સર્વાંગસંપૂર્ણ પુરૂષ દેખાય છે, તેમાં પોતાનું નિરીક્ષણ કરતા ભરતચક્રવર્તિની મુદ્રિકા-વીંટી નીચે પડી, પરન્તુ તેઓએ જાણી નહિ. હવે જોતાં જોતાં પોતાની આંગળી ઉપર દૃષ્ટિ પડી અને શોભાવિનાની દેખવામાં આવી, તેથી પોતાના હાથ ઉપર રહેલા કડાને ઉતાર્યું, એમ ક્રમપૂર્વક એક એક અલંકા-રને ઉતારતાં ઉતારતાં અન્તમાં સર્વ આભરણો પોતાના અંગ ઉપરથી ઉતારી નાખ્યાં, એટલે પોતાના શરીરને પદ્મવિનાના પદ્મ-સરોવરની માફક અશોભતું જોઇને સંવેગ-વૈરાગ્ય પામ્યા અને વિચાર કરવા લાગ્યા કે-મારૂં શરીર સ્વભાવથી સુંદર નથી પણ આગન્તુક-અન્ય પદાર્થોથીજ આભૂષિત-વિભૂષિત-શોભતું હતું. આ પ્રકારની વૈરાગ્યવર્ધક વિચારશ્રેણિમાં આરૂઢ થયાથી પરિણામે અપૂર્વકરણધ્યાનમાં ઉપસ્થિત થવાથી કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે શક્ર ઇન્દ્ર-દેવતાઓનો સ્વામી આવ્યો અને કહે છે કે-આપ

દ્રવ્યલિંગને અંગીકાર કરો, એટલે હું આપનો નિષ્ક્રમણ મહિમા કરૂં. તે પછી ભરતચક્રવર્તિએ પંચમુષ્ટિક લોચ કર્યો અને દેવતાએ રજોહરણ, પાત્ર વિગેરે ઉપકરણ લાવીને હાજર કર્યા, એટલે ભરતચક્રવર્તિએ દસહજાર રાજાઓની સાથે પ્રવ્રજ્યા અંગીકાર કરી. ત્યાર બાદ શક્રઇંદ્રથી પૂજિત ભગવાન્ ભરતચક્રી એક લાખ પૂર્વ વરસ જેટલો કાલ કેવલજ્ઞાની પર્યાયનું પાલન કરીને નિર્વાણપદને પામ્યા.

વિચારક વાચક મહાશયો સમજી ચૂકયા હશે કે શક્ર નામના સુરપતિએ, જેમ કેવલજ્ઞાન પામેલા ભગવાન્ ઋષભદેવસ્વામીના પુત્રરત્ન શ્રી ભરતચક્રવર્તિને કેવલજ્ઞાન થયા પછી પણ વ્યવહારનયના સમર્થનની ખાતર દ્રવ્યવેષ સ્વીકાર કરવાની વિનંતિ કરી અને કેવલજ્ઞાની ભરતચક્રીએ લોચ કરી રજોહરણ, પાત્ર વિગેરેનો સ્વીકાર કર્યો તથા પ્રવ્રજ્યા અંગીકાર કરી, તેવીજ રીતિએ કૂર્માપુત્રના સંબંધમાં તે સમયમાં વર્ત્તમાન તીર્થપતિના શ્રીમુખે કેવલજ્ઞાન થયાની બીના સાંભળી અને ગૃહસ્થના વેષમાં છે, એમ સાંભળીને ભાવચારિત્રી છતાં પણ દ્રવ્યવેષના સમર્થનની ખાતર ઇંદ્રમહારાજાએ પ્રભુને એવો પ્રશ્ન પુછયો હોય. એમાં વળી કુકલ્પનાઓ શી ? આવાં આવાં ઉત્તમ આખ્યાનો ઉપરથી મળી શકતા ઉત્તમ અવબોધને અવગણીને અવનતિનો પંથ પકડનાર પામરને પરમર્ષિઓ દુર્ભવ્ય-બહુલસંસારી તરીકે ઓળખાવે છે અને આપણે ઓળખીએ છીએ. આ સ્થાને મને નીચેનું સુંદર ભાવવાહી પદ્ય સ્મૃતિમાં આવે છે અને તેને આ સ્થાને જરૂરી સમજી વાંચકોની સમક્ષ રજુ કરૂં છું:—

“ अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं, ब्रह्माऽपि तं नरं न रञ्जयति ॥ १ ॥”

અર્થાત્—અજ્ઞાન-અનભિજ્ઞની આરાધના સુખે કરીને થાય

છે-અભણને સરલતાથી સમજાવી શકાય છે અને વિશેષજ્ઞ-જાણકાર-શાણાને અત્યંત સરલતાથી આરાધી-સમજાવી શકાય છે, પરન્તુ જ્ઞાનના લવથી દુર્વિદગ્ધ-દોઢડાહ્યા પાંડિત્યાભિમાની બનેલા માણસને બ્રહ્મા પણ રાજી ન કરી શકે-સમજાવી ન શકે.

આ બધા ઉલ્લેખોનો આશય એ છે કે સાધનની શુદ્ધિથીજ સાધ્યની સિદ્ધિ થઈ શકે છે. સાધક ચાહે તેવો મજબુત હોય પરન્તુ તેને સાધન વિના નથીજ ચાલી શકતું. સાધકની સાધ્યસિદ્ધિ શુદ્ધ સાધનના ઉપરજ અવલંબી રહેલી છે. જેટલી મજબુતાઇ સાધકમાં હોય, તેટલીજ બલ્કે તેથી પણ અધિક મજબુતાઇ સાધનમાં હોવી જોઇએ અને તેમ હોય તોજ સાધ્યની સિદ્ધિ થઇ શકે, અન્યથા કદીજ ન થઈ શકે. સાધન તો એવુંજ શોધવું જોઇએ કે સાધક ડગે પણ સાધન તો અડગનું અડગજ રહે, એટલાજ માટે આપણા પરમર્ષિઓએ કહ્યું કે 'ज्ञानक्रियाभ्यां मोक्षः' આ આદર્શને અડગપણે વળગી રહેનારો અને તેનો ઉચિત રીતિએ અમલ કરનારો અવશ્ય આત્માનું શ્રેય સાધી શકે છે. આ આદર્શને અમલમાં રાખવાની ખાતર એટલે સાધનની શુદ્ધતાને જાળવી રાખવા માટે-સાધનોને સ્પષ્ટ રીતિએ સમજાવવાને માટે ઉપકારી પૂર્વાચાર્યોએ પણ અનેક પ્રયત્નો કર્યા છે-અનેક ગ્રન્થોની રચના કરી છે. સાધનોની શુદ્ધિ સાચવી રાખવા માટે મક્કમપણે મંથન કરનાર તે મહર્ષિઓ ઉપર આક્ષેપો કરવાનો ઈરાદો રાખનાર અને તેમ કરીને સમસ્ત 'જૈનસાહિત્ય' ઉપર 'વિકારીપણાની' છાપ મારવાની ખાતર મરજી આવે તેવાં મોહક લક્ષણો બાંધનાર અને જૈનસમાજ જેવી વસ્તુસ્થિતિને સમજનારી, અખુટ શ્રદ્ધાબળવાળી અને ધર્મની ખાતર પોતાના પ્યારામાં પ્યારા પ્રાણોને પણ પાથરનારી તેમજ દેવોમાં અરિહન્તને, ગુરૂઓમાં નિર્ગ્રંથ-પાંચ મહાવ્રતધારીને અને અરિહન્તદેવે તેમજ તેમના માર્ગમાં વિચરતા મુનિવરોએ કહેલાજ ધર્મની ઉપાસક

જૈનસમાજને ભરમાવવાની આશા રાખનાર, અને એવી અનિષ્ટ આશાનો ઉપાસક સાચી જૈનપ્રજાને ભરમાવી શકે તેમ નથી, એવી મને તો સંપૂર્ણ આશા છે. બસ હવે આપણે પ્રતિજ્ઞા પ્રમાણે બેચરદાસના અસત્ય મુદ્દાઓનું ઉન્મૂલન અને શાસ્ત્રાધારોથી શાસ્ત્રાનુસારી સત્યનું પ્રકાશન કરવા માટે પ્રવૃત્ત થઇએ.

બેચરદાસે ભૂમિકા ચિતર્યા પછી દોઢસોથી અધિક પેજમાં ચાર મુદ્દાઓ ચીતર્યા છે, તેમાં પ્રથમ મુ ો 'શ્વેતાંબર દિગંબર વાદ ' આ નામનો છે અને તેમાં દિગમ્બરો અને દિગમ્બરોના આચાર્યોની સાથે શ્વેતામ્બરો, શ્વેતામ્બરોના આચાર્યપ્રવરો ઉપર આક્ષેપો કરવા સાથે ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોની મશ્કરી વિગેરેનો સમાવેશ કર્યો છે.

બીજો મુદ્દો 'ચૈત્યવાદ' નામનો છે તેમાં ચૈત્યશબ્દનું બીન-જરૂરી પીંજણ, મૂર્તિપૂજા વિગેરે ઉપર મનમાનતા પ્રહારો, આ-ચાર્ય હરિભદ્રસૂરિજી જેવાને શબ્દશાસ્ત્રના વિરોધિ અને આચાર્ય-શ્રી અભયદેવસૂરિજી અને આચાર્યશ્રી મલયગિરિજી મહારાજ જેવાને શબ્દશાસ્ત્રના વિરાધક વિગેરે વિગેરે જેમ ફાવે તેમ લખ-વામાં આવ્યું છે.

ત્રીજો મુદ્દો 'દેવદ્રવ્યવાદ'નો છે તેમાં મૂર્તિવાદ અને મૂર્તિ-પૂજાનું ઉત્થાપન, દેવદ્રવ્ય શાસ્ત્રવિરોધિ છે, હરિભદ્રસૂરિજી મ-હારાજ ઉપર આરોપની આગાહી, કુંવરજીભાઇના નિબંધ ઉપર ધમપછાડા અને વચમાં જૈનકથાનુયોગની મશ્કરી વિગેરેનો સમા-વેશ કરવામાં આવ્યો છે.

ચોથો મુદ્દો 'આગમ-વાચનવાદ' નામનો રાખવામાં આવ્યો

છે એમાં સાધુઓ ઉપર સ્વાર્થિપણાનો આરોપ, શાસ્ત્રોની ગાથાઓના કપોલકલ્પિત અર્થો અને આગમો વાંચવાની મનાઇ કરનારા બધાએ આચાર્યો ઉપર જિનાજ્ઞાના વિરોધિપણાનો આરોપ મૂકી, પોતાને આગમાનુસારિ અને સર્વશાસ્ત્રના જાણકાર તરીકે જણાવી, તે મુદ્દાને સંપૂર્ણ કરવા સાથે ઉપસંહારના એક પેજમાં ગાંધીજીનું સ્મરણ કરી, જૈનસમાજને ગાંધીના શરણે જવાની ભલામણ કરી, કાળાને ધોળું બતાવવાની અતિનીચ કોશીશ કરવામાં આવી છે. ! ! !

પ્રથમ મુદ્દા ઉપર વિચાર કરવાની શરૂઆતમાં આપણે એ જાણી લેવું જોઇએ કે શ્વેતાંબરોના સેવકોને શ્વેતામ્બર અને દિગમ્બરોના ઉપાસકોને દિગમ્બર કહેવામાં કોઇપણ જાતનો પ્રત્યવાય આવી શકતો નથી. શ્વેતામ્બરોના ભક્તો પોતાને શ્વેતામ્બર કહેવરાવવા માટે અને દિગમ્બરો પોતાને દિગમ્બર કહેવરાવવા માટે કંઇ વ્યુત્પત્તિશાસ્ત્રને શોધવા નથી નીકળતા, પરન્તુ બેચરદાસ તો એ બે શબ્દો ઉપર વ્યુત્પત્તિશાસ્ત્રની છાપ શોધવા નીકળ્યા છે ! વિદ્વાનોની એજ ખુબી હોય છે પરન્તુ અધિક ખુબી તો એ છે કે શ્વેતામ્બર અને દિગમ્બર શબ્દ ઉપર વ્યુત્પત્તિશાસ્ત્રની છાપ શોધવા નીકળેલા બેચરદાસ 'तीर्थं करोतीति तीर्थंकरः' અર્થાત્ તીર્થને કરે તેનું નામ તીર્થંકર આવી શુદ્ધ વ્યુત્પત્તિ અને તેની સાબીતી માટે અનેક પ્રમાણો તેમજ ખાસ અંગસૂત્રોના પણ ઉલ્લેખો મોજુદ છતાં, તે શુદ્ધ વ્યુત્પતિનો અને તેને લગતા પ્રામાણિક ઉલ્લેખોનો વિરોધ કરવા અર્થાત્ તેને અસત્યસ્પર્શિ અને કપોલકલ્પિત જેવા મનાવવાની મહેનત કરી છે. બેચરદાસની પંડિતાઇમાં આથી અધિક ખુબી વાચકોએ કઇ જોવી છે ? તેમનું આખું પુસ્તકજ આવી ખુબીઓનો તો ભંડારજ છે, છતાં તેનીજ તપાસ કરવા બેસીએ તો આપણું કામ અહિંનું અહિંજ અટકી

પડે એવું છે, માટે વાચકો આટલાથીજ સંતોષ માને
હું ઇચ્છું છું.

બેચરદાસના કહેવા પ્રમાણે શ્વેતાંબરોનાં શાસ્ત્રો નબ
સુકુમાર અને રોગીઓ માટેજ વસ્ત્રોનું વિધાન કરે છે એમ
કિન્તુ તે શાસ્ત્રો સાધુમાત્રને માટે વસ્ત્રોનું વિધાન કરે છે. શ્વે
મ્બરોનાં શાસ્ત્રો જો નબળા, સુકુમાર અને રોગીઓ માટેજ વ
વિધાન કરતાં હોત તો સાક્ષાત્ અંગસૂત્રોમાં કેવળજ્ઞાનીઓ
સમ્બન્ધમાં પણ વસ્ત્રોના ઉલ્લેખો ન હોત, પરન્તુ સ્થળે
તેવા ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે. તેમાંનો નમુના દાખલ એ
ઉલ્લેખ નીચે મૂકવામાં આવે છે. શ્રીભગવતીજીના સાતમા શત
સાતમા ઉદ્દેશમાં એવો ઉલ્લેખ છે કે:—

" संवुडस्स णं भंते ! अणगारस्स आउत्तं गच्छमाणस्स
आउत्तं तुयट्टमाणस आउत्तं वत्थं पडिग्गहं कंबलं पायपुंछणं गे
णस्स वा निक्खिवमाणस्स वा तस्स णं भंते ! किं इरियावहिया
रिया कज्जइ संपराइया किरिया कज्जइ ? गोयमा ! संवुडस्स णं
गारस्स जाव तस्स णं इरियावहिया किरिया कज्जइ णो संपर
किरिया कज्जइ त्ति । "

અર્થાત્—હે ભગવન્! ઉપયોગપૂર્વક ચાલતા, ઉપયોગ
બેસતાં, ઉપયોગપૂર્વક વસ્ત્ર, પાત્ર, કંબલ અને પાદપ્રોંછન
અને મૂકતાં કેવળજ્ઞાની મુનિને ઇરિયાપથિકિ ક્રિયા લાગે
સાંપરાયિકી ક્રિયા લાગે? ઉત્તરમાં ભગવાન્ મહાવીરસ્વામ
કહે છે કે-હે ગૌતમ ! તેવા પ્રકારના કેવળજ્ઞાની અણગારને ઇ
પથિકિ ક્રિયા લાગે પણ સાંપરાયિકિ ક્રિયા ન લાગે.

આ ઉપરથી સમજી શકાય તેમ છે કે સાક્ષાત્ કેવળજ્ઞાની

પણ વસ્ત્ર પાત્ર વિગેરે સંયમની રક્ષા માટે રાખતા હતા. જિનકલ્પિઓના આઠ ભેદ છે, તેમાં સઘળાથી પ્રથમ ભેદમાં આવતા એટલે ઉંચામાં ઉંચા પણ જિનકલ્પી મુનિ રજોહરણ અને મુખવસ્ત્રિકા આ બે ઉપકરણો તો અવશ્ય રાખે એવું વિધાન છે. તે સિવાયના ત્રણ ભેદોમાં રજોહરણ અને મુખવસ્ત્રિકા સાથે એક બે અને ત્રણ એવા ક્રમપ્રમાણે વસ્ત્ર રાખવાનું વિધાન છે અને બાકીના ચાર ભેદમાં આવતા જિનકલ્પિ મુનિવરો માટે વસ્ત્રો અને પાત્રો ઉભય રાખવાનું વિધાન છે, આ સઘળી બીના આગળ ચાલતાં તદ્દન સ્પષ્ટ થઈ જશે.

વસ્તુસ્થિતિ આ છતાં પણ કોઈપણ શ્વેતામ્બરશાસ્ત્ર એમ નથી કહેતું કે વસ્ત્રવિનાનામાં ચારિત્ર નજ હોય યા તેને કેવળજ્ઞાનની પ્રાપ્તિ નજ થાય, કારણકે જે શાસ્ત્રો ગૃહસ્થાવાસમાં ગૃહસ્થના વેષમાં રહેલા પણ ઉત્તમ ભાવનાશ્રેણીએ વિરાજતા ઉત્તમ આત્માઓને ભાવચારિત્રની કે કેવળજ્ઞાનની ઉત્પત્તિ થવામાં હરગીજ વાંધો નથી ઉઠાવતાં, તે શાસ્ત્રો નગ્નાવસ્થામાં રહેલા વિશુદ્ધ આત્માને ભાવચારિત્રની કે કેવળજ્ઞાનની ઉત્પત્તિમાં વાંધો ઉઠાવેજ શાનાં? પરન્તુ તે શાસ્ત્રો એ બાબતને તો તદ્દન સ્પષ્ટપણે કહે છે કે મુનિવેષવિના ચારિત્રી કે કેવલજ્ઞાની બનવાનો રાજમાર્ગ નથીજ. એ તો કોઈ વિરલાજ સંસારમાં રહેવા છતાં પૂર્વે કરેલી આરાધનાના બળે અને ઉત્તમ ધ્યાનથી મુનિવેષવિના પણ ચારિત્ર યા કેવલજ્ઞાનને ઉપાર્જિ શકે છે, તે છતાં પણ તે ભાવચારિત્રી યા કેવળજ્ઞાની વંદન યા પૂજનને યોગ્ય તો ત્યારેજ બને કે જ્યારે તેઓ મુનિવેષનો સ્વીકાર કરે અને એવા દરેક ભાવચારિત્રીઓએ અને કેવળજ્ઞાનીઓએ એ રાજમાર્ગનો લોપ નથી કર્યો પણ તે મુનિવેષનો સ્વીકારજ કર્યો છે. એ વાતની સાબીતી જ્યાં જ્યાં એવા પ્રસંગો બન્યા છે તે દરેક પ્રસંગો આપ-

વાને તૈયાર છે. એક બે બનાવો તો આપણે આ પુસ્તકમાં પણ જોઈ ગયા છીએ એટલે એ સંબંધમાં અત્રે કંઇપણ કહેવાની જરૂર રહેતી નથી અને વાત પણ સાચી છે કે એવા અમુક બનાવોની ખાતર રાજમાર્ગનો લોપ કરવામાં આવે, એટલે સાધનોનો નાશ યા સાધનોની અવગણના કરવામાં આવે તો વ્યવસ્થાનો લોપ થવા સાથે આત્માઓના ઉદ્ધારનો માર્ગજ નષ્ટપ્રાય: થઈ જાય અને એ બનાવ શ્રીસર્વજ્ઞના શાસનમાં તો નજ બની શકે.

આ ઉલ્લેખ ઉપરથી બેચરદાસ અને બેચરદાસના અનુયાયીઓ એમ સમજાવવાની કોશેશ કરશે કે 'જોયાં શ્વેતામ્બરોનાં શાસ્ત્રો! મુનિવેષવિનાના ભાવસાધુઓને અને કેવળજ્ઞાનીઓને પણ વન્દન નમસ્કારને અયોગ્ય જણાવે છે અને તેઓને પણ ત્યારેજ વંદન નમસ્કારને યોગ્ય જણાવે છે કે જયારે સાધુલિંગનો સ્વીકાર કરે!' પણ તેમ કહેનારાઓને તો જૈનો મુખતોડ જવાબ આપી શકે એમ છે કે 'જો એ વ્યવસ્થા શાસ્ત્રોમાં ન હોત તો કયારનાએ તમારા જેવા સ્વકપોલકલ્પિત રચના કરનારાઓ ભાવચારિત્રી-ભાવસાધુઓ બનીને બેઠા હોત!! અને કેવળજ્ઞાની તરીકે ઓળખાવવાનો અને કહેવરાવવાનો આડંબર કરવા ચુકયા ન હોત!!! આજે તમને મુશ્કેલીજ એ પડે છે કે જૈનશાસનમાં તો શાસ્ત્રોની અને ગુરૂઓની આજ્ઞાને અનુસરીનેજ ચાલવું પડે તેમ છે. આ વાત તમારા જેવા સ્વેચ્છાચારીઓને નથી પાલવતી, એનોજ આ બધો ઉધમાત છે એ અમે સારી રીતિએ સમજીએ છીએ, માટે 'ખાંડ ફાકો અને દુનિયામાં ખેલો.' આવા મુખતોડ જવાબની આગળ બેચરદાસ અને બેચરદાસના ભાઈબંધોને મનમાંને મનમાંજ બળવું અને જળવું પડશે, માટે અમારે કંઈપણ કહેવા જેવું રહેતું નથી.

બેચરદાસને જ્ઞાન અજ્ઞાનરૂપે કેવું પરિણમ્યું છે તે જણાવવાની આ સ્થાને ખાસ જરૂર છે, કે ખુદ હરિભદ્રસૂરિજી મહારાજ

વજ્રર્ષભનારાચસંઘયણવાળા અને નવપૂર્વીને જ્યારે પ્રતિમા અંગીકાર કરવાનું જણાવે છે ત્યારે તેઓશ્રીના વચનનેજ નહિં સમજતાં આ બેચરદાસ જણાવે છે કે શ્રી 'હરિભદ્રસૂરિજી સંબોધ-પ્રકરણમાં પ્રતિમાથી લાજનારને પાસત્થા કહેછે, એટલે શ્રીહરિ-ભદ્રસૂરિજીના સમયમાં સાધુઓ પ્રતિમાવહન કરતા હતા' પણ આ તેઓની માન્યતા સૂત્રગ્રંથોથી વિરૂદ્ધ છે, એટલુંજ નહિં પણ શ્રીહરિભદ્રસૂરિજી મહારાજના વચનથી પણ વિરૂદ્ધ છે તે વાત આગળ દર્શાવવામાં આવતા પંચાશકના પાઠથી સ્પષ્ટ થશે, પણ પ્રસ્તુતમાં પ્રતિમાશબ્દથી કાયોત્સર્ગ અને અભિગ્રહ અર્થ લેવાનો છે તે તેઓએ ખરેખર ધ્યાનમાં રાખવાનું છે. જો તેમ હોત તો શ્રાવકની પાંચમી પ્રતિમાને પ્રતિમાપ્રતિમા કેમ જણાવી અને તેજ સંબોધપ્રકરણમાં વ્રત અને પ્રતિમા નામના બે ભેદો નિયમના કેમ બતાવ્યા છે? વળી શુદ્ધ સાધુનું ત્યાં સ્વરૂપ બતાવ્યું છે તેમાં સાધુઓની પ્રતિમા વહન કરવાની વાત પણ જણાવી નથી, માટે બેચરદાસે આવી કપોલકલ્પનાથી વિરમવાની જરૂર છે, છતાં બેચરદાસ પોતાની 'નબળા, સુકુમાર અને રોગિયો માટેજ શ્વેતામ્બરશાસ્ત્રોમાં વસ્ત્રનું વિધાન છે' આ માન્યતાના સમર્થન માટે ભગવાન્ હરિભદ્રસૂરિજીએ પોતાના સંબોધપ્રકરણ નામના ગ્રંથરત્નમાં પાસત્થા આદિ પાંચ ભેદોના વર્ણન માટે લખેલી અનેક ગાથાઓમાંથી નીચે મૂકવામાં આવતી એક ગાથા લઇને સમજાવે છે કે:—

" कीवो न कुणइ लोयं, लज्जइ पडिमाइ जल्लमुवणेइ ।
सोवाहणो य हिंडइ, बंधइ कडियपट्टमकज्जे ॥ "

( સંબોધ પ્રકરણ પૃ. ૧૪. )

"પોતાના સમયના કુસાધુઓનું સ્વરૂપ દર્શાવતાં શ્રી હરિભદ્ર-સૂરિજીએ ઉપલી ગાથામાં જણાવ્યું છે કે, "ક્લીબ—દુર્બળ (શ્રમણ) લોચ

કરતા નથી, પ્રતિમાનું વહન કરતાં લાજે છે, શરીરનો મેલ ઉખાડે છે, જોડા પહેરીને હિંડે છે અને કાય વિના ( પ્રયોજન વિના ) કટિપટ્ટ ( કટિવસ્ત્ર-કાછડી ) ને બાંધે છે."

આ ઉલ્લેખ ઉપર પ્રથમ તો આપણે એજ વિચાર કરવાનો છે કે બેચરદાસને પોતાની અસત્ય માન્યતાને સત્ય મનાવવા માટે શાસ્ત્રોના પાઠોનો કેવો દુરૂપયોગ કરવો પડે છે? પાસત્થા આદિ કુસાધુઓના સામાન્ય વર્ણન પ્રસંગે સ્થાપન કરેલી ગાથા કે જે આપણે બેચરદાસના ઉલ્લેખમાં વાંચી લીધી, તેને આગળ કરીને એમ સમજાવવાની કોશેશ કરવી પડી કે એ ગાથામાં શ્રી હરિભદ્રસૂરિજી પોતાના સમયના કુસાધુઓનું સ્વરૂપ દર્શાવે છે. હવે જો આપણે તેની એ વાતનો સ્વીકાર કરીએ તો આપણે પણ અસત્યના ઉત્તેજક કહેવાઇએ, માટે આપણે તો એની અસત્યવાતમાં સામેલ થઇજ ન શકીએ, પણ હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે–આપણે એ ગાથાને પાસત્થાઆદિના સામાન્ય વર્ણનમાં દાખલ કરીએ છીએ અને બેચરદાસ ભગવાન્ હરિભદ્રસૂરિજીના સમયના કુસાધુઓના વર્ણનમાં દાખલ કરે છે, આ બન્ને વાતમાં અમુક વાત સત્ય છે અને અમુક વાત અસત્ય છે એટલે આપણી સાચી છે અને બેચરદાસની ખોટી છે એમ આપણે જનતાને શી રીતિએ સમજાવી શકીએ? આ પ્રશ્નના ઉત્તરમાં આપણી વાત સત્ય છે એની સાબીતી ભગવાન્ હરિભદ્રસૂરિજી પોતેજ પોતાના 'પંચાશક' નામના ગ્રન્થની મારફત દર્શાવે છે, કારણકે ઉપરની ગાથામાં બીજા દોષોના વર્ણનની સાથે પ્રતિમાને અંગે પણ લખ્યું છે કે—'કલીબ સાધુ પ્રતિમાનું વહન કરતાં લાજે છે' તો હવે આપણે પંચાશક મારફત એજ ખાત્રી કરવાની છે કે 'ભગવાન્ હરિભદ્રસૂરિજીના પોતાના સમયમાં પ્રતિમાનું અસ્તિત્વ હતું યા નહિ?' માટે આપણે એજ જોઇએ અને જનતાની ખાત્રી કરી

આપીએ કે બેચરદાસ એવી ને એવી રીતિએ અસત્યના ઉપાસક બનીને શાસ્ત્રોના પણ ઉલટા અર્થો કરવા ઉજમાળ થયેલ છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજી પંચાશક નામના ગ્રંથમાં સાધુપ્રતિમા પ્રકરણ નામના અઢારમા પંચાશકમાં કહે છે કે:—

"णमिऊण वद्धमाणं, भिक्खूपडिमाण लेसओ किंपि ।
वोच्छं सुत्ताएसा, भवहियट्ठाए पयडत्थं ॥ १ ॥

અર્થાત્-ભગવાન્ વર્દ્ધમાનસ્વામીને નમસ્કાર કરીને સૂત્રની આજ્ઞાપ્રમાણે ભવ્ય જીવોના હિતને અર્થે પ્રકટ અર્થવાળું લેશમાત્ર સાધુઓની પ્રતિમાનું સ્વરૂપ કહીશ.

"बारस भिक्खूपडिमा, ओहेणं जिणवरेहिं पणत्ता ।
सुहभावजुया काया, मासाइआ जओ भणियं ॥ २ ॥

व्याख्या—द्वादशेति संख्या भिक्षुप्रतिमा वक्ष्यमाणशब्दार्था। ओघेन—सामान्येन विशेषतस्तु ता बहुतराः स्युः वज्रमध्या—यवमध्या भद्रादिसप्तसप्तमिकादीनां सद्भावात् जिनवरैः अर्हद्भिः प्रज्ञप्ताः प्ररूपिताः किंस्वरूपास्ता इत्याह शुभभावयुता विशिष्टक्रियावत्प्रशस्ताध्यवसायविशेषोपेताः कायाः शरीराणि भिक्षुसंबन्धीनि, यच्चाभिग्रहेष्वपि वाच्येषु शुभभावयुताः काया इत्युक्तं तत् कायतस्तथाविधगुणयोगात् तत्प्रधानास्ते भिक्षवस्तदन्येभ्य इत्येतस्यार्थस्य ख्यापनार्थमिति, किमादिकास्ता इत्याह मासादिका आदिशब्दात् द्विमासत्रिमासादिग्रहः, कुत एतदेवमित्याह—यतो यस्मात् भणितं आवश्यकनिर्युक्त्यामिति गाथार्थः ॥२॥

આ બાર પ્રતિમા સામાન્યરીતે શ્રી જિનેશ્વરમહારાજે

નિરૂપણ કરેલ છે. પ્રતિમા કોને કહેવી તે બાબતમાં ગ્રંથકાર મહારાજ જણાવે છે કે ઉત્તમભાવવાળી કાયા તેજ પ્રતિમા સમજવી જો કે આ જગોપર ઉત્તમભાવવાળા અભિગ્રહોને પ્રતિમા કહેવી જોઇતી હતી, છતાં ગ્રંથકારમહારાજે કાયાને પ્રતિમા તરીકે જણાવી તેનું કારણ એ છે કે તે પ્રતિમાધારી સાધુમહારાજાઓ બીજા સાધુઓ કરતાં કાયાની વિશિષ્ટ શક્તિથી તેવા અભિગ્રહ ધારણ કરવાથી શ્રેષ્ઠ છે. એ પ્રતિમાઓ એક માસિકી દ્વિમાસિકી આદિ બાર છે. આ પ્રતિમા અંગીકાર કરનારમાં કેવી યોગ્યતા જોઇએ તે ગ્રંથકારમહારાજ ત્રણ ગાથામાં દર્શાવે છે—

" पडिवज्जइ एयाओ, संघयणधिइजुओ महासत्तो ।
पडिमाओ भावियप्पा, सम्मं गुरुणा अणुण्णाओ ॥ ४ ॥

" व्याख्या–प्रतिपद्यतेऽभ्युपगच्छति । एता अनन्तरोक्ता । संहननधृतियुतः, तत्र संहननं वज्रर्षभनाराचादेराद्यत्रयस्यान्यतरत्, एतद्युक्तो ह्यत्यन्तं परिषसहनसमर्थो भवति । धृतिश्चित्तस्वास्थ्यं, तद्युतश्च रत्यरतिभ्यां न बाध्यते । महासत्त्वः सात्विकः, सह्यनुलोमप्रतिलोमोपसर्गेषु हर्षविषादौ न गच्छति । प्रतिमा उक्तनिरुक्ताः । भावितात्मा सद्भावभावनाभावितचित्तः, प्रतिमानुष्ठानेन वा भावितात्मा । ....कथं भावितात्मेत्याह–सम्यग्यथागमं, अनुज्ञात इत्येतस्य चेदं विशेषणं । तथा गुरुणाचार्येण । अनुज्ञातोऽनुमतः ।

અર્થાત્—ઉપર કહેલી બાર પ્રતિમાઓ પરિષહ સહન કરવામાં સમર્થ એવાં વજ્રઋષભનારાચ, ઋષભનારાચ અને અર્દ્ધનારાચ આ ત્રણ સહનનમાંથી કોઇપણ સંહનનનો સ્વામી હોય, રતિ કે અરતિના પ્રસંગમાં ચિત્તની સ્વસ્થતાને સાચવી શકે તેવી ધૃતિવાળો, સમ્યક્ પ્રકારે સુંદર સુંદર ભાવનાઓથી અને

પ્રતિમાના અનુષ્ઠાનથી જેના આત્મા ભાવિત હોય-એ ભાવના પાંચ પ્રકારની-તપ, સત્ત્વ, સૂત્ર, એકત્વ અને બલની તુલનાથી થઈ શકે છે અને સમ્યક્ પ્રકારે ગુરૂની આજ્ઞા જેને મળી હોય તે અંગીકાર કરે છે.

" गच्छे च्चिय णिम्माओ, जा पुव्वा दस भवे असंपुण्णा ।
णवमस्स तइय वत्थू. होइ जहण्णो सुयाहिगमो ॥ ५ ॥
वोसट्ठचत्तदेहो, उवसग्गसहो जहेव जिणकप्पी ॥

व्याख्या—गच्छ एव साधुसमुदायमध्य एव तिष्ठन् । निर्मातः प्रतिमाकल्पपरिकर्मणि आहारादिविषये परिनिष्ठितः । ...... अथ तस्य कियान श्रुताधिगमो भवतीत्याह—यावत् पूर्वाणि। दशेति प्रतीतं । असंपूर्णानि किञ्चिदूनानि । संपूर्णदशपूर्वधरो हि अमोघवचनत्वाद्धर्मदेशनया भव्योपकारित्वेन तीर्थवृद्धिकारित्वात् प्रतिमादिकल्पं न प्रतिपद्यते । भवेत् स्यात् श्रुताधिगम इति योगः । उत्कृष्टश्चायं, जघन्यस्य वक्ष्यमाणत्वात्। अथ जघन्यमेवाह—नवमस्य पूर्वस्य प्रत्याख्याननामधेयस्य तृतीयवस्तु आचाराख्यं, तद्भागविशेषं यावदिति वर्त्तते। भवति स्यात् जघन्योऽल्पीयान् श्रुताधिगमः श्रुतज्ञानं सूत्रतोऽर्थतश्च। एतच्छ्रुतविकलो हि निरतिशयज्ञानत्वा[illegible]ालादि न जानातीति ॥ ५ ॥

व्युत्सृष्टः परिकर्माभावेन, त्यक्तो ममत्वभावेन, देहः कायो येन स तथा । ...... दिव्याद्युपद्रवसोढा । यथैव यद्वदेव । जिनकल्पि जिनकल्पिकः । तद्वदुपसर्गसह इत्यर्थः । "

અર્થાત્—તે પ્રતિમાધારી સાધુ સાધુસમુદાયમાંજ રહેનારો હોય અને આહારઆદિ વિષયક જે પ્રતિમાનું પરિકર્મ છે તેમાં પરિનિષ્ઠિત હોય. હવે તે મહાત્માને વધારેમાં વધારે કંઇક ઓછું દશપૂર્વનું જ્ઞાન હોવું-જોઇએ કારણ દશપૂર્વધર મહાત્માઓનું વચન અમોઘ-સફલ હોવાથી ધર્મદેશનાએ કરીને, ભવ્યજીવોના ઉપકારી તેમજ તીર્થ-શાસનની વૃદ્ધિ કરનાર હોવાથી પ્રતિમાદિ કલ્પોનો સ્વીકાર ન કરે અને ઓછામાં ઓછું પ્રત્યાખ્યાનનામક નવમાપૂર્વની આચારનામની ત્રીજી વસ્તુનું એટલે નવમાપૂર્વનો અમુક ભાગવિશેષ, તેનું જ્ઞાન તો હોવુંજ જોઇએ, કારણકે એટલા શ્રુતજ્ઞાન વિનાનો જ્ઞાની અતિશયરહિત હોવાથી કાલાદિકને જાણી શકતો નથી. વળી તે પ્રતિમાધારી મહાત્મા જિનકલ્પીમુનિની માફક દેહ-શરીર ઉપરના મમત્વને પણ મૂકીને દિવ્યાદિ ઉપસર્ગોને સહન કરનારા હોય.

ભગવાન્ હરિભદ્રસૂરિજીએ પંચાશકમાં લખેલી ઉપરની ગાથાઓ ઉપરથી અને ભગવાન્ અભયદેવસૂરિજીએ કરેલી તેની વ્યાખ્યા ઉપરથી આપણને એ નિશ્ચય થઈ શકે છે કે ભિક્ષુની બાર પ્રતિમાને તેજ મહાત્મા અંગીકાર કરી શકે કે, જે મહાત્મા વજ્રઋષભનારાચ, રૂષભનારાચ અને અર્ધનારાચ આ પ્રથમના ત્રણ સંહનનમાંથી એક પણ સંહનનના સ્વામી હોય, ધૈર્યનિધિ હોય કે જે ધૈર્યના પ્રતાપે રતિ યા અરતિના અવસરે પોતાના અંતરને સુસ્થિત રાખી શકે, મહાપરાક્રમી હોય કે જે પરાક્રમના પ્રભાવે ગમે એવા અનુકૂલ કે પ્રતિકૂલ ઉપસર્ગોનો અનુભવ કરતાં હર્ષ યા શોકને આધીન ન બને, સાધુસમુદાયમાં પ્રિય હોય, પ્રતિમાના પરિકર્મને પૂર્ણ કરવામાં પ્રવીણ હોય, વધારેમાં વધારે અસંપૂર્ણ કિંચિદૂન દશપૂર્વના જ્ઞાનના ધારક હોય અને ઓછામાં ઓછું પ્રત્યાખ્યાનનામના નવમાપૂર્વની આચાર

નામની ત્રીજી વસ્તુના જાણકાર તો હોવા જોઇએ, તેમજ જિન-
કલ્પી મુનિવરોની માફક કાયાની મમતા મૂકીને સર્વપ્રકારના ઉપ-
સર્ગોને સહન કરવા માટે સમર્થ હોય અને પોતાની યોગ્યતાની
પરીક્ષામાં ગુરૂજીની સમક્ષ પસાર થયા હોય, અર્થાત્ ગુરૂજીની
અનુમતિ મેળવેલી હોય. આ યોગ્યતાવિનાના કોઈપણ મહાત્મા
પ્રતિમાનું વહન કરી શકે નહિ. સાથે આપણે એ પણ જાણી
લીધું કે સંપૂર્ણ દશપૂર્વી યા એથી અધિકજ્ઞાની યાવત્ ચૌદપૂર્વ-
ધર–શ્રુતકેવળીમાંના કોઇપણ મહર્ષિઓ પ્રતિમાદિ કલ્પોનો સ્વીકાર
ન કરે અને નવમાપૂર્વની ત્રીજી વસ્તુના જ્ઞાનથી ઓછા જ્ઞાનવાળા
પણ પ્રતિમાદિ કલ્પોનો સ્વીકાર ન કરી શકે. આટલો અવબોધ
જેઓને થઈ ચૂકયો છે તેઓને લાગશે કે પ્રથમ મુદ્દામાં પણ
બેચરદાસે નકામો બકવાદ, શાસ્ત્રોની અવજ્ઞા અને માન્યતમ મહ-
ર્ષિઓની નિંદા સિવાય બીજું કાંઈજ કર્યું નથી.

ઉપર દર્શાવેલ હરિભદ્રસૂરિમહારાજનાં વચનો ઉપરથી
આપણે જાણી શકયા કે પ્રતિમા વહન કરનારને ઓછામાં ઓછું
નવપૂર્વની ત્રીજી વસ્તુસુધીનું જ્ઞાન હોવું જોઇએ. હવે નીચે
દર્શાવવામાં આવતા ભગવતીસૂત્રના પાઠથી જાણી શકીએ છીએ
કે, હરિભદ્રસૂરિજી મહારાજના સમયમાં એક પણ પૂર્વનું જ્ઞાન
હયાત નહોતું, તોપછી હરિભદ્રસૂરિજી મહારાજના સમયમાં
પ્રતિમાવહનનો અધિકાર કયાં રહ્યો? આવા સ્પષ્ટ પૂરાવાઓ
છતાં સઘળી બાજુ તપાસી તેનો સંપૂર્ણ અનુભવ કર્યાવિના
બહોળા જ્ઞાનના અભાવે બહેચરદાસ કેવા અવળે માર્ગે ગયા
અને મહાસંવેગી મહાગીતાર્થ વિધિરસિક અને એક શાસનસેવા
જેમના રોમેરોમમાં પરિણમી હતી તેવા પૂર્વાચાર્ય મહારાજાની
નિંદા કરવામાં પોતાની શક્તિનો દુરૂપયોગ કર્યો? એ વાત સાચી-
જ છે કે સીંહણનું દુધ માટીના પાત્રમાં નજ ટકી શકે એટલુંજ
નહીં, પરંતુ પરિણામે પાત્રનો ભંગ કરે.

શ્રી ભગવતીજીસૂત્રના વીસમા શતકના આઠમા ઉદ્દેશામા ભગવાન્ ગૌતમસ્વામીજીના પ્રશ્નનો ઉત્તર આપતાં પરમાત્મા શ્રી મહાવીરદેવ ફરમાવે છે કે: —

" गोयमा ! जंबुद्दीवेणं दीवे भारहे वासे इमीसे उस्सप्पिणीए ममं एगं वाससहस्सं पुव्वगए अणुसज्जिस्सति । "

અર્થાત્—હે ગૌતમ ! જંબૂદ્રીપના ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીમાં એક હજાર વર્ષ મારૂં પૂર્વગતજ્ઞાન રહેશે.

હવે ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી પ્રભુના નિર્વાણ પછી ૧૦૫૫ વર્ષે એટલે વિક્રમની છઠ્ઠી સદીમાં–૫૮૫માં સ્વર્ગવાસ પામ્યા અને વળી બેચરદાસ તથા જિનવિજય વિગેરે ભગવાન્ હરિભદ્રસૂરિજીનો સત્તાસમય આઠમો સૈકો ઠેરવે છે–એનો ઉહાપોહ પણ અવસર પામીને કરવામાં આવશે–તો હવે તે કાલમાં પૂર્વનીજ હયાતી ન હતી એમ તો આપણે ભગવતીજીસૂત્રમાં પરમાત્મા શ્રીમહાવીરદેવના વચનથીજ જાણી લીધું, તોપછી નવ અને દશ પૂર્વની તો વાતજ શી? છેલ્લા દશપૂર્વધર ભગવાન્ વજ્રસ્વામીજી થયા અને તેમના નિર્વાણની સાથે દશમું પૂર્વ અને ચોથું સંહનન વિચ્છેદ પામ્યું, એમ કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી મહારાજ પરિશિષ્ટપર્વમાં જણાવે છે. વાંચો! તે મહાત્માશ્રીએ કરેલો ઉલ્લેખ:—

" दुष्कर्मावनिभृद्वज्रे, श्रीवज्रे स्वर्गमोयुषि ।
विच्छिन्नं दशमं पूर्वं, तुर्यं संहननं तथा ॥ १ ॥ "

અર્થાત્—દુષ્કર્મરૂપી પર્વતને માટે વજ્ર સમાન શ્રીવજ્રસ્વામીજી સ્વર્ગ ગયે છતે દશમું પૂર્વ અને ચોથું સંહનન વિચ્છેદ પામ્યું.

મહાનુભાવો ! કહો હવે શ્રીહરિભદ્રસૂરિજીના સમયમાં ન

તો પહેલું બીજું ત્રીજું યા ચોથું એટલે ચારમાંથી એકપણ સંહનન અને ન મલે એકપણ પૂર્વ. અને પ્રતિમાધારી બનવા માટે તો ઓછામાં ઓછું નવમા પૂર્વની ત્રીજી વસ્તુ સુધીનું જ્ઞાન જોઈએ અને પહેલું બીજું યા ત્રીજું સંહનન જોઇએ, તોપછી તે મહાત્માના સમયમાં સાધુમહાત્માઓ પ્રતિમાધારી શાના આધારે બની શકે? અને ભગવાન્ હરિભદ્રસૂરિજી શા આધારે એમ લખી શકે કે આજકાલના એટલે મારી સાથે હયાતી ભોગવતા સાધુઓ 'પ્રતિમાનું વહન કરતાં લાજે છે' એટલે તે ક્લીબ નામ દુર્બળ છે? બસ આવીજ રીતનાં ગપ્પાં મારી શાસ્ત્રોમાં આવતા વર્ણન પ્રસંગોને સમજ્યા સિવાયજ કોઈ પ્રસંગનો પાઠ કોઈ પ્રસંગમાં અને કોઇ પ્રસંગનો પાઠ કોઈ પ્રસંગમાં એમ જેમ મરજીમાં આવે તેમ ઉંધુંચતું કરીને પંડિતમાં ખપવાનો પ્રપંચ આદર્યો છે, એ ખાસ ધ્યાનમાં રાખી એવાઓની પ્રપંચી જાળમાં ન સપડાતાં ગીતાર્થ ક્રિયાપાત્ર ત્યાગી સદ્ગુરૂઓની સેવામાં જીંદગી અર્પિ શાસ્ત્રોના રહસ્યને સમજી જીંદગીની સાર્થકતા કરવામાં મશગુલ રહેવું.

'નબળા સુકુમાર અને રોગિયો સિવાય બીજાઓને વસ્ત્રો હોય જ નહિ' આવા કદાગ્રહમાં અડેલા બેચરદાસને જે ગાથા ઉપર આપણે આટલો ઉહાપોહ કર્યો તે ગાથા દેખવામાં આવી પણ તેના પહેલાજ પાનામાં આવેલી અને નીચે મૂકવામાં આવતી ગાથાઓ દેખવામાં ન આવી:—

" ससरीरे वि निरीहा, बज्झब्भंतरपरिग्गहविमुक्का ।
धम्मोवगरणमित्तं, धरंति चारित्तरक्खट्ठा ॥ १ ॥
पंचेंदियदमणपरा, जिणुत्तसिद्धंतगहियपरमत्था ।
पंचसमिया तिगुत्ता, सरणं मह एरिसा गुरुणो ॥ २ ॥ "

અર્થાત્—જેઓ પોતાના શરીરઉપર પણ મમત્વવિનાનાઅને બાહ્ય તેમજ અભ્યંતર પરિગ્રહથી મૂકાએલા, પરંતુ માત્ર ચારિત્રની રક્ષામાટે ધર્મસાધક ઉપકરણને જેઓ ધરનારા છે અને પાંચે ઇંદ્રિયોનું દમન કરવામાં તત્પર છે, જિનેશ્વર ભગવાને કહેલા સિદ્ધાન્તના પરમાર્થને જેઓએ ગ્રહણ કર્યો છે તેમજ પાંચસમિતિ અને ત્રણ ગુપ્તિના પાલક છે એવા ગુરૂઓ મારે શરણભૂત છે.

જ્યારે ભગવાન્ હરિભદ્રસૂરિજી તો શરીરઉપર મમતાવિનાના અને બાહ્ય તેમજ આભ્યંતર પરિગ્રહથી મૂકાએલા એવા મહર્ષિઓને પણ ધર્મઉપકરણના ધારક માનવાને તૈયાર છે ત્યારે બેચરદાસને એ ગ્રહ વળગ્યો છે કે બસ સુકુમાર રોગિ અને નબળા સિવાયનાને વસ્ત્રજ ન હોય? પણ તે બિચારાનો દોષ શો? શક્તિવિના આકાશમાં ઉડવા જાય અને ઉડે તો નીચે પછડાય, ખાડામાં પડે કે હાડકાં રંગાય એમાં આશ્ચર્ય શું? અસ્તુ.

જે બેચરદાસમાં એક સંબોધપ્રકરણ જેવા સ્ફુટગ્રન્થના આશયને સમજવાની શક્તિ ન હોય તેમાં શ્રી આચારાંગ અને સ્થાનાંગ જેવા ગહન અને ગંભીર સૂત્રના સારને સમજવાની શક્તિ હોયજ શાની? પણ પંડિતાઈના મદમાં ચઢેલા પોતાને પંડિતપ્રકાંડ મનાવવાની ધુનમાંને ધુનમાં નિર્વિવેકી બની સ્વાત્માને પરમનિકૃષ્ટ દશામાં ખેંચી જતાં પાછું વાળીને જોતા પણ નથી.

સંબોધપ્રકરણના કર્તા ભગવાન્ હરિભદ્રસૂરિજીએ પોતાના તે ગ્રંથમાં પાસત્થાની શિથિલતા બતાવવા માટે મૂકેલી તે ગાથામાં–કે જે ગાથા ઉપર આપણે અનેક વાતોનો અત્યારસુધી વિચાર કરી લીધો તેમાં–આવતા 'बंधइ कडिपट्टयमकज्जे' આ વાકયનો આશય સમજ્યા વિના બેચરદાસે પુંછડું પકડયું કે 'બસ સાધુઓ માત્ર એક કટિવસ્ત્રજ રાખતા' અને એ પુંછડાની પાછળજ લાગેલા તે બેચરદાસે નિર્યુક્તિકારો, ભાષ્યકારો, ચૂર્ણિકારો

અને ટીકાકારો કે, જેઓએ કોઈ પણ સૂત્રનો કોઈપણ સ્થળે વિ-
સંવાદ ન થાય એ માટે દરેક સૂત્રોને અને તેના આશયને સન્મુખ
રાખીને સંગતિપુર:સર ભિન્નભિન્ન આશયનું સ્પષ્ટીકરણ કરીને
એવીરીતિએ સૂત્રોને સમજાવ્યાં છે કે, જેના આધારે વર્ત્તમાન
મહર્ષિઓ સન્માર્ગને સમજી ભવ્યાત્માઓને સમજાવી રહ્યા છે,
તેઓની અવગણના કરીને મનઃકલ્પિત રીતિએ કોઇપ્રસંગનાં
સૂત્રોને કોઇપ્રસંગમાં અને કોઇના કોઇપ્રસંગમાં એમ અવ્યવસ્થિત-
રીતિએ યોજના કરી, કલ્પિત અર્થો કરી, પોતાના માફક બીજા
પણ ભોળાઓને પુચ્છગ્રાહી બનાવવાનો પ્રયત્ન કીધો છે. આ-
ત્મહિતૈષીઓને ભલામણ કરૂંછું કે સૂત્રોની તેમણે કરેલી કલ્પિત
યોજના અને કલ્પિત અર્થો તરફ ધ્યાન નહિ આપતાં, કોઇ ગીતાર્થ
મહાત્માની પાસે તેનો સત્ય આશય સમજવા પ્રયત્નશીલ થવું.
સૂત્રોના આશય સમજવા માટે ગીતાર્થ ગુરૂઓની ઉપાસના એ
મુખ્ય સાધન છે, એટલા માટે ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી-
ગણી જેવા કે, જેઓના ગ્રંથો આજે જૈન અને જૈનેતર વિદ્વાનોને
આશ્ચર્યયુક્ત વિચારસાગરમાં નિમગ્ન બનાવે છે, તેઓશ્રી પણ
કહે છે કે ગુરૂકુલવાસની સેવાવિના પ્રવચનનો પરમાર્થ સમજી
શકાય તેમ નથી, તોપછી હું તો તમને તેવિના શીરીતિએ સ-
મજાવી શકું ? તો પછી માત્ર પેટનાજ પૂજારી થઇ જે સમ્યકત્વની
નિર્મલતામાં ખાસ કારણભૂત પરમાત્માની પૂજા કે જે કૃષ્ણ-
મહારાજા અને શ્રેણીકમહારાજા જેવા રાજાઓ નિરંતર ત્રણે કાલ
કરતા હતા, તેને ફતવો કહી અવિધેય ઠરાવનાર, પૂજ્ય ગુરૂદેવોની
પૂર્વાચાર્યોની અને માન્યતમ મહર્ષિઓની નિંદા તેમજ મશ્કરી
કરનાર, સંસારસમુદ્રને તરવા માટે ખાસ સાધનભૂત દાનાદિક-
ધર્મની હાનિ કરવામાંજ મચ્યા રહેનાર બેચરદાસ સિદ્ધાન્તના
રહસ્યને સમજી શકે એવું માનવાની મૂર્ખાઇ તો આપણે નજ

કરી શકીએ અને મને આશા છે કે આપણામાંનો એક પણ એવી મૂર્ખાઈ હરગીજ નહિ કરે.

જિનકલ્પ અને પ્રતિમાધારક માટે રચવામાં આવેલ સૂત્રોને આશયની અજ્ઞાનતાથી સામાન્યરૂપમાં ગોઠવી દેવાના ઇરાદાથી 'પડિમા' આ 'પ્રતિમા'સૂચક અર્થનો કેવલ 'પ્રતિજ્ઞા' અર્થ કરીને 'પ્રતિમા' નામક ક્રિયા વિશેષને આઘાત પહોંચે તેની પણ દરકાર તે નામચીને નથી રાખી. જ્યાં ગમે તે પ્રકારે વિપરિત અભિલાષાને પોષવાનીજ ધારણા હોય ત્યાં શુદ્ધ વિચાર આવેજ ક્યાંથી? માટે મધ્યસ્થ દૃષ્ટિથી વિચારી કુટપાસમાં ફસાવું નહીં એજ શ્રેયસ્કર છે. વસ્ત્રપાત્રનું વિધાન ખાસ શ્રીભગવતીજીસૂત્રના આધારે અને ભગવાન્ ગૌતમસ્વામીજીના ઉદાહરણથી અને તુંગીયાનગરીના શ્રાવકોના શુદ્ધધર્મવ્યવહારદ્વારા તથા સ્થાનાંગસૂત્રના પાઠોથી હું સાબીત કરી ચૂકયો છું એટલે બેચરદાસના ઉલટા અસત્યસ્પર્શિ અર્થોથી અને પૂર્વાપરના સમ્બન્ધનો ખ્યાલ રાખ્યા વિના વચમાં વચમાંથી તોડફોડ કરીને સ્થાપન કરેલા સૂત્રોના આધારોથી જનતાને ભ્રમિત થવાને કોઈપણ કારણ નથી.

મહાત્માઓ કહેછેકે [1]રાગદ્વેષથી વાસિત અંતઃકરણવાળો અને વિષયસુખનો અભિલાષી આત્મા દુષ્ટાશયી હોવાથી તેને દરેકે દરેક વસ્તુ સંસારને માટેજ થાય છે. ખરેખર આ વાતને બેચરદાસે પોતાને માટે તો સાર્થકજ કરી બતાવી છે અને વસ્તુસ્થિતિ પણ એવીજ છે કે વિપરિતદૃષ્ટિના હાથમાં ચાહે તેવું સુંદરમાં સુંદર શાસ્ત્ર આપો પણ તે તો તેને ઉલટારૂપેજ પરિણમવાનું, તેમાંનું સત્ય તેના હાથમાં નહિ આવવાનું તે નહિજ આવવાનું. કહ્યું છે જે:—"જેની દૃગોમાં કમળો વસે છે, પીળાશ

---

१ रागद्वेषवासितान्तःकरणस्य विषयसुखोन्मुखस्य दुष्टाशयत्वात्सर्वं संसाराय।"

તેને સહુ વસ્તુમાં છે.” કમળાનો ફરેલી ધોળાને પણ પીળુંજ દેખે એમાં કંઇજ આશ્ચર્ય જેવું નથી. સાડાનવ પૂર્વને ભણેલા અને ઉંચા ચારિત્રને પાળનારા અભવ્ય આત્માને પોતાના અંતરમાં તો અંધારૂં ને અંધારૂંજ રહેછે, પરન્તુ એટલું છે કે તેનું અંધારૂં જોકે તેના આત્માને તો અધઃપાતના ખાડામાં ઉતારનાર છે પરંતુ શાસ્ત્રાનુસાર તેના સદુપદેશથી સંખ્યાબંધ આત્માઓ પોતાનું શ્રેયઃ પણ સાધી શકે છે ત્યારે બેચરદાસના અંધારાએ તો હદ કરી! તેણે તો અન્યને પણ અસત્ય ઉપદેશથી અંધકારમાં ધકેલવાની કોશીશ કરી છે, એ શું ઓછા ખેદનો વિષય છે? પણ એ બાબતમાં વિચાર કરવો વ્યથ છે, કારણકે એ તો સહુ કોઇ સમજે છે કે, જેમ એક તીર્થંકરદેવ જેવાનો લોકોત્તર આત્મા સંપૂર્ણ વિશ્વમાં આનંદનું અને સુખશાન્તિનું સામ્રાજ્ય સ્થાપન કરવા સાથે સન્માર્ગનું સંસ્થાપન કરે છે, તેમ એક અધમાત્મા–ઘોરપાપકર્મા પોતાના તે પાપનું ફળ સઘળી દુનિયાને પણ ચખાડવાની ચીવટમાં પડે છે, માટે સહુ કોઇની ફરજ છે કે પાપાત્માઓની છાયાનો પણ પરિત્યાગ કરીને લોકોત્તર આત્માઓની ઉપાસનામાં–તેઓની આજ્ઞાના આરાધનમાં અહર્નિશ ઉજમાળ રહેવું.

આ સ્થાને સ્પષ્ટતાની ખાતર એ જણાવી દેવું જરૂરનું છે કે શ્વેતામ્બરોના કોઇપણ ગ્રંથમાં એમ નથી કે વસ્ત્ર યા પાત્રજ મુક્તિને આપનાર છે. તે શાસ્ત્રો તો એમ કહે છે કે વસ્ત્ર અને પાત્ર સંયમને સહાયક છે અને સંયમ મુક્તિને માટે સાધનભૂત છે માટે મૂર્ચ્છારહિતપણે વસ્ત્ર અને પાત્ર સંયમના નિર્વાહ અર્થે મુનિવરો રાખે તો તેમાં દિગમ્બરો માને છે તેમ મુનિવરો પરિગ્રહ યા અસંયમી નથી બની જતા. શ્વેતામ્બરગ્રંથોમાં આગ્રહનું નામ કે નિશાન નથી એમ તટસ્થ બુદ્ધિથી વિચારનાર પણ સહજમાં સમજી શકે તેમ છે.

પ્રથમ મુદ્દા ઉપર લગભગ સોળ પૃષ્ટ સુધી તો બેચરદાસે

આચારાંગ આદિ સૂત્રગ્રંથોના અને સંબોધપ્રકરણની ગાથાનો વિપર્યાસ અને અસત્ય આક્ષેપો કરવાનું કામ કર્યું તેની ઉપર તો આપણે સમુચિત સમાલોચન કરી આવ્યા. ત્યારબાદ બેચરદાસ લખે છે કે:—

"હવે આપણે તે શ્વેતાંબરના અને દિગંબરના મૂળ તરફ નજર કરીએ કે, જે આજથી ૨૦૦૦–૨૨૦૦ વર્ષો પહેલાં વવાએલું છે અને ત્યારથીજ તે ઉપર આગ્રહનો રસ રેડી રેડીને તેને પુષ્ટ અને દઢ કરવામાં આવેલું છે."—

ઉપરોક્ત બેચરદાસની શાસ્ત્રવિરૂદ્ધ કલ્પના અને તે કલ્પનાની સિદ્ધિને માટે ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોની કરેલી અવજ્ઞા અને આચાર્યમાત્ર ઉપર મૂકેલો 'તમસ્તરણ'નો આરોપ વિગેરેનું ઉન્મૂલન કરવા પૂર્વે આપણે જિનકલ્પ એ શું ચીજ છે? જિનકલ્પી મુનિવરોના આચાર શા છે? અને જિનકલ્પનો અંગીકાર કોણ કરી શકે? વિગેરે વિગેરે બાબતો ખાસ જાણી લેવા જેવી છે, કારણકે દિગમ્બરમતની ઉત્પત્તિમાં કારણભૂત ખાસ 'જિનકલ્પ' બનેલો છે. પ્રસંગ પ્રાપ્ત થયેથી આપણે એ-પણ જાણી લેવા યત્ન કરીશું કે દિગમ્બરમતની ઉત્પત્તિ કેવી રીતિએ થવા પામી? એટલે આપણને એ પણ નિઃશંક થઈ જશે કે દિગમ્બરમતના ઉત્પાદક શિવાય કોઇને પણ આગ્રહનો લેશ નથી. તે મતના ઉત્પાદક શિવભૂતિને આપણા આરાધ્યપાદ આચાર્યશ્રી-આર્યકૃષ્ણજીએ સમજાવવા માટે કેવી અને કેટલી કોશેશ કરી છે, એ પણ જાણવામાં આવશે અને એથી આપણને ખાત્રી થઈ જશે કે બેચરદાસે કરેલી કલ્પના તદ્દન અસત્ય-નિર્મૂલ અને અજ્ઞાનતાથી ભરેલી છે.

જિનકલ્પના સ્વરૂપને સમજવાની ખાતર આપણે વિશેષાવશ્યકમાંના એક ઉલ્લેખ ઉપર દૃષ્ટિપાત કરવો પડશે અને

સાથે એ ઉલ્લેખ ઉપર વિચાર પણ કરવો પડશે અને એમ કરીશું એટલે બેચરદાસની બુદ્ધિનો બરાબર પરિચય થઈ જશે અને ખાત્રી થઈ જશે કે એવા પંડિતો આપણી જૈનસમાજમાં તો કેવલ આપરૂપજ છે. લ્યો ત્યારે હવે વાંચો એ સુરમ્ય અને શ્રેયસ્કર શ્રીવિશેષાવશ્યકજી સૂત્રનો ઉલ્લેખઃ—

" जिनकल्पादिप्रतिपित्सुनाऽऽदावेव पूर्वापररात्रकाले तावदिदं चिन्तनीयम्—विशुद्धचारित्रानुष्ठानेन कृतं मयाऽऽत्महितं, शिष्याद्युत्पादनद्वारतः परहितं च, निष्पन्नाश्चेदानीं मम गच्छपरिपालनक्षमाः शिष्याः, ततो विशेषेणैव सांप्रतं ममात्महितमनुष्ठातुमुचितमिति विचिन्त्य चेदं सति परिज्ञाने आत्मीयमायुः शेषं स्वयमेव पर्यालोचयति, तदभावेऽन्यमतिशायिनमाचार्यादिकं पृच्छति; तत्र स्तोके स्वायुषि भक्तपरिज्ञादीनामन्यतरद् मरणं प्रतिपद्यते। अथ दीर्घमायुः, केवलं जङ्घाबलपरिक्षीणः, तदा वृद्धवासं स्वीकुरुते; पुष्टायां तु शक्तौ जिनकल्पादिप्रतिपत्तिमुररीकरोति। तत्र जिनकल्पं प्रतिपित्सुना प्रथममेव तावत् पञ्चभिस्तुलनाभिरात्मा तोलनीयः, तद्यथा-

" तवेण सत्तेण सुत्तेण एगत्तेण बलेण य।
तुलणा पंचहा वुत्ता जिणकप्पं पडिवज्जओ ॥ १ ॥

तुलना, भावना, परिकर्म चेत्येकार्थानि। तत्राऽऽचार्या—पाध्याय—प्रवर्त्तक—स्थविर—गणावच्छेदकलक्षणाः प्रायः पञ्चैव जनाः प्रशस्ताभिरेताभिः पञ्चभिर्भावनाभिर्जिनकल्पं प्रतिपित्सवः प्रथममेवात्मानं भावयन्ति। अप्रशस्तास्तु-कन्दर्प—देवकिल्बिषिकाऽऽभियोगिका—ऽऽसुर—संमोहस्वरूपाः पञ्च भावनाः सर्वथा दूरतः परित्यजन्ति। तत्र क-

पसाऽऽत्मानं भावयंस्तथा बुभुक्षां पराजयते यथा देवाद्युपसर्गादिनाऽनेषणादिकरणतो यदि षण्मासान् यावदाहारं न लभते, तथापि न बाध्यते। सत्त्वभावनया तु भय पराजयते, तत्र भयजयार्थं रात्रौ सुप्तेषु शेषसाधुषूपाश्रय एव कायोत्सर्गं कुर्वतः प्रथमा सत्त्वभावना वति, द्वितीयादिकास्तूपाश्रयबाह्यादिप्रदेशेषु। आह च—

" पढमा उवस्सयम्मि बीया बाहिं तइया चउक्कम्मि।
सुण्णहरम्मि चउत्थी अह पंचमीया मसाणम्मि ॥ १ ॥

सूत्रभावनया तु स्वनामवत् सूत्रं परिचितं तथा करोति यथा रात्रौ दिवा चोच्छ्वासप्राणस्तोकलवमुहूर्त्तादिकं कालं सूत्रपरावर्त्तनानुसारेणैव सर्वं सम्यगवबुध्यते। एकत्वभावनया चाऽऽत्मानं भावयन् सङ्घाटिकसाध्वादिना सह पूर्वप्रवृत्तानालाप-सूत्रार्थ-सुखदुःखादिप्रश्न-मिथःकथादिव्यतिकरान् सर्वानपि परिहरति, ततो बाह्यममत्वे मूलत एव व्यवच्छेदिते पश्चाद् देहो-पध्यादिभ्योऽपि भिन्नमात्मानं पश्यन् सर्वथा तेष्वपि निरभिष्वङ्गो भवति। बलभावनायां बलं द्विविधम्—शारीरं मानसधृतिबलं च। तत्र शारीरमपि बलं जिनकल्पार्हस्य शेषजनातिशायिकमेष्टव्यम्, तपःप्रभृतिभिस्त्वपकृष्यमाणस्य यद्यपि शारीरं बलं तथाविधं न भवति, तथापि धृतिबलेनात्मा तथा भावयितव्यो यथा महद्भिरपि परीषहोपसर्गैर्न बाध्यते। एताभिः पञ्चभिर्भावनाभिर्भाविताऽऽत्मा जिनकल्पिकप्रतिरूपो गच्छेऽपि [illegible]ादिपरिकर्म प्रथममेव करोति, तत्राहारे तृतीयपोरुष्यामवगाढायां वल्ल-चणकादिकमन्तं प्रान्तं रूक्षं च—

" संसट्ठमसंसट्ठा उद्धड तह होइ अप्पलेवा य ।
उग्गहिआ पग्गहिआ उज्झियधम्मा य सत्तमिया ॥ "

एतासां सप्तानां पिण्डैषणानां मध्ये आद्यद्वयवर्जं शेषपञ्चानां मध्यादन्यतरैषणाद्वयाभिग्रहेणाऽऽहारं गृह्णाति—एकया भक्तम्, अपरया त्वेषणया पानकमिति । एवमागमोक्तविधिना गच्छान्तर्गतः पूर्वमेवाऽऽत्मानं परिकर्म्य ततो जिनकल्पं प्रतिपित्सुः सङ्घं मीलयति, तदभावे स्वगणं तावदवश्यमाह्वयते । ततस्तीर्थंकरसमीपे, तदभावे गणधरसन्निधाने, तदसत्त्वे चतुर्दशपूर्वधरान्तिके, तदसंभवे दशपूर्वधराभ्यर्णे, तदलाभे तु वटा—श्वत्था—ऽशोकवृक्षादीनामासत्तौ जिनकल्पमभ्युपगच्छति । निजपदव्यवस्थापितं सूरिम्, सबालवृद्धं गच्छम्, विशेषतः पूर्वविरुद्धांश्च क्षमयति, तद्यथा—

" जइ किंचि पमाएणं न सुट्ठु मे वट्टियं मए पुव्विं ।
तं भे ! खामेमि अहं निस्सल्लो निक्कसाओ य ॥ १ ॥
आणंदमंसुपायं कुणमाणा ते वि भूमिगयसीसा ।
खामेंति ते जहरिहं जहारिहं खामिआ तेणं ॥ २ ॥
खामेंतस्स गुणा खलु निस्सल्लय—विणय—दीवणा मग्गे ।
लाघवियं एगत्तं अप्पडिबन्धो अ जिणकप्पे ॥ ३ ॥ "

निजपदस्थापितसूरिप्रभृतीकामनुशास्तिं प्रयच्छति, तद्यथा—

" पालेज्ज सगणमेयं अप्पडिबद्धो य होज्ज सव्वत्थ ।
एसो हु परंपरओ तुमं पि अंते कुणसु एवं ॥ १ ॥
पुव्वपवत्तं विणयं मा हु पमाएहि विणयजोग्गे ।

जो जेण पगारेणं उवजुज्जइ तं च जाणाहि ॥ २ ॥
ओमो समराइणिओ अप्पतरसुओ य मा एणं तुब्भे ।
परिभवइ एस तुम्हवि विसेसओ संपयं पुज्जो ॥ ३ ॥"

इत्यादि शिक्षां दत्त्वा गच्छाद् विनिर्गते चक्षुर्गोचरातीते तस्मिन्नानन्दिता साधवः प्रतिनिवर्तन्ते । उक्तं च—

"पक्खीव पत्तसहिओ सभंडगो वच्चए निरवयक्खो ।
धीरो घणवन्दाओ व नीहरिओ विज्जुपुंजो व्व ॥ १ ॥
सीहम्मि व मन्दरकन्दराओ गच्छा विणिग्गए तम्मि ।
चक्खुविसयमइगए अईंति आणंदिआ साहू ॥ २ ॥
आभोएउं खेत्तं निव्वाघाएणं मासनिव्वाहिं ।
गन्तूण तत्थ विहरे साहू पडिवन्नजिणकप्पो ॥ ३ ॥"

एवं च प्रतिपन्नजिनकल्पो यत्र ग्रामे मासकल्पं चतुर्मासकं वा करिष्यति तत्र षड् भागान् कल्पयति । ततश्च यत्र भागे एकस्मिन् दिने गोचरचर्यायां हिण्डितस्तत्र पुनरपि सप्तम एव दिवसे पर्यटति, भिक्षाचर्यां ग्रामान्तरगमनं च तृतीयपौरुष्यामेव करोति । चतुर्थपौरुषी च यत्राऽवगाहते, तत्र नियमादवतिष्ठते । भक्तं पानकं च पूर्वोक्तैषणाद्वयाभिग्रहेणाऽलेपकृदेव गृह्णाति । एषणादिविषयं मुक्त्वा न केनापि सार्द्धं जल्पति, एकस्यां च वसतौ यद्यप्युत्कृष्टतः सप्त जिनकल्पिकाः प्रतिवसन्ति, तथापि परस्परं न भाषन्ते । उपसर्गपरिषहान् सर्वानपि सहत एव, रोगेषु चिकित्सां न कारयत्येव, तद्वेदनां तु सम्यगेव विषहते, अनापातेऽसंलोके परहित एव स्थण्डिले उ-

चारादीन् करोति, नाऽस्थण्डिले;........परिकर्मरहितायां वसतौ तिष्ठति, यद्युपविशति तदा नियमादुत्कुटुक एव, न तु निषद्यायाम्, औपग्रहिकोपकरणस्यैवाऽभावादिति । मत्तकरि–व्याघ्र–सिंहादिके च संम्मुखे समापतत्युन्मार्गगमनादिना ईर्यासमितिं न भिनत्ति, इत्याद्यन्याऽपि जिनकल्पिकानां सामाचारी समयसमुद्रादवगन्तव्या ।... जिनकल्पिकस्य तावज्जघन्यतो नवमस्य पूर्वस्य तृतीयमाचारवस्तु, उत्कर्षतस्त्वसंपूर्णानि दशपूर्वाणि श्रुतं भवति । प्रथमसंहननो वज्रकुड्यसमानाऽवष्टम्भश्चायं भवति ।....अवसर्पिण्यां तु जन्मना तृतीयचतुर्थारकयोरेव, व्रतस्थस्तु पञ्चमारकेऽपि....जिनकल्पिकस्तु प्रायोऽपवादं नाऽऽसेवते, जङ्घाबलपरिक्षीणस्त्वविहरमाणोऽप्याराधकः .....लोचं चाऽसौ नित्यमेव करोति, इत्येवमाद्यपराऽपि स्थितिर्जिनकल्पिकानामागमादवसेया । ”

અર્થાત્—‘ જિનકલ્પઆદિ અંગીકાર કરવાની ઇચ્છાવાળા મહાત્માએ પ્રથમ પૂર્વાપરરાત્રિના સમયે એ વિચારવું જોઇએ કે– ‘ વિશુદ્ધચારિત્રરૂપ અનુષ્ઠાને કરીને મેં પોતે મારૂં આત્મહિત અને શિષ્યાદિ ઉપર ઉપકાર કરવાથી પરહિત પણ કર્યું અને હવે મારા ગચ્છ–સાધુસમુદાયનું પરિપાલન કરવામાં સમર્થ એવા શિષ્યો પણ તૈયાર થયા છે, માટે હવે મારે વિશેષપ્રકારે આત્મહિત કરવું ઉચિત છે.’ આ પ્રમાણે વિચાર કરીને જો પોતામાં જ્ઞાન હોય તો પોતાના બાકી રહેલા આયુષ્યનો પોતાની મેળેજ વિચાર કરે અને તેવું જ્ઞાન જો પોતામાં ન હોય તો બીજા અતિશયવાન્ આચાર્યઆદિકને પૂછે અને ત્યારબાદ જો પોતાનું આયુષ્ય અલ્પ હોય તો ભક્તપરિજ્ઞાઆદિમાંથી કોઈ એક મરણને અંગીકાર કરે અને દીર્ઘ આયુષ્ય હોય પણ પોતાનું જંઘાબલ પરિક્ષીણ થઈ

ગયું હોય તો વૃદ્ધવાસનો સ્વીકાર કરે, તેમજ સંપૂર્ણ શક્ત હોય તો જિનકલ્પ આદિનો અંગીકાર કરે, પરન્તુ જિનકલ્પના આર્થિ મહાત્માએ પ્રથમ પાંચ પ્રકારની તુલનાઓએ કરીને પોતાના આત્માની તુલના કરવી તે તુલનાનો ક્રમ નીચે પ્રમાણે:-

તપથી તુલના કરે, સત્ત્વથી તુલના કરે, સૂત્રથી તુલના કરે, એકત્વથી તુલના કરે અને બળથી તુલના કરે. જિનકલ્પ અંગીકાર કરનાર માટે એ પાંચ પ્રકારની તુલના કરવાને કહેલું છે.

તુલનાને ભાવના પણ કહેવાય અને પરિકર્મ પણ કહી શકાય. પ્રાય: આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને ગણાવચ્છેદકરૂપ પાંચ મહાપુરૂષોજ એ પ્રશસ્ત-સુંદર પાંચભાવનાઓએ કરીને જિનકલ્પનો અંગીકાર કરવાની ઇચ્છાવાળા થયા થકા પ્રથમ પોતાના આત્માને સુવાસિત બનાવે છે, તે મહાત્માઓ કન્દર્પ ૧ દેવકિલ્વિષિક ૨ આભિયોગિક ૩ આસુર ૪ અને સંમોહ ૫ આ પાંચ અપ્રશસ્ત-અધમ ભાવનાઓનો સર્વથા પરિત્યાગ કરે છે.

૧ તેમાં પ્રથમ તપે કરીને પોતાના આત્માને સુવાસિત બનાવીને ભૂખ ઉપર એવા પ્રકારનો જય મેળવે કે જેના પ્રભાવે કદાચ દેવાદિકના ઉપસર્ગઆદિથી અનેષણાદિકના કારણે છમાસ પર્યંત આહારની પ્રાપ્તિ ન થાય તો પણ પોતાની સમાધિને સાચવી રાખે.

૨ બીજી સત્ત્વભાવનાથી ભયનો પરાજય કરે, ભયના પરાજયમાટે પાંચ પ્રકારે સત્ત્વની પરીક્ષા કરે:—

૧-રાત્રિએ શેષસાધુઓ-બાકીના દરેક સાધુઓ સુતા પછી મકાનમાં કાયોત્સર્ગ કરે.

૨-રાત્રિએ ઉપાશ્રયના બહિર્ભાગમાં કાયોત્સર્ગ કરે.

૩-જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં કાર્યોત્સર્ગ કરે.

૪-શૂન્યઘરમાં કાર્યોત્સર્ગ કરે.

૫-શ્મશાનભૂમિમાં કાર્યોત્સર્ગ કરે.

આ રીતિએ પાંચ પ્રકારની સત્ત્વભાવનાથી ભયના ઉપર જીત મેળવે અને સત્ત્વથી-પરાક્રમથી કરવાની બીજા પ્રકારની તુલના કરે.

૩ સૂત્રતુલના-સૂત્રની ભાવનાથી સૂત્રને સ્વનામની માફક સુપરિચિત કરે કે જેથી રાત્રિએ યા દિવસે શ્વાસોશ્વાસ, પ્રાણ, સ્તોક, લવ યા અંતર્મૂહુર્ત્તઆદિ નામના કાલવિશેષ પર્યંત સૂત્રના પરાવર્ત્તનથી સર્વ સમ્યક્‌પ્રકારે જાણી શકે.

૪ એકત્વભાવનાથી આત્માની ભાવના કરતો સંઘાટિક સાધુઓની સાથે પણ પ્રથમની માફક વાર્ત્તાલાપ, સૂત્રાર્થની પૂછપરછ, સુખદુઃખાદિક પ્રશ્ન, આપસઆપસની કથા વિગેરે સર્વનો પરિત્યાગ કરે. આ પ્રમાણે બાહ્યમમત્વનો સર્વ પ્રકારે ત્યાગ કર્યા પછી શરીર અને વસ્ત્ર પાત્ર આદિ ઉપધિ વિગેરેથી પણ આત્માને ભિન્ન દેખતો છતો શરીરાદિક ઉપર પણ સર્વપ્રકારે અભિષ્વંગ વિનાનો થાય.

૫ બલભાવના-તેમાં બલ બે પ્રકારે છે, એક શારિરીક અને બીજું માનસિક બલ, તેમાં જિનકલ્પને યોગ્ય મહાત્માનું શારિરીક બલ પોતાના સમયમાં વર્તતા સકલ મનુષ્યો કરતાં વિશેષપ્રકારનું હોય. જો કે તપઆદિથી શુષ્ક થતા તે મહર્ષિનું શારિરીક બલ તેવા પ્રકારનું ન હોય પરન્તુ માનસિકબલ-ધીરજથી આત્માને એવો ભાવિત બનાવેલો હોય કે જેથી ભારેમાં ભારે પરિષહો અને ઉપસર્ગોથી સહજ પણ ચલિત ન થાય.

ઉપરોક્ત પાંચપ્રકારની ભાવનાઓથી ભાવિત છે આત્મા

જેના, એવા ભવિષ્યમાં જિનકલ્પનો સ્વીકાર કરનાર મહાત્મા ગચ્છમાં રહેતા થકા પણ આહારાદિકમાં પણ પ્રથમથીજ જિનકલ્પીના જેવી સ્થિતિનો સ્વીકાર કરે, એટલે કે આહારમાં ત્રીજી-પોરિસિએ-દિવસના ત્રીજા પ્રહરમાં અન્ત-પ્રાન્ત અને રૂક્ષ એવા વાલ ચણા વિગેરેને અંગીકાર કરે.

'સંસક્ત, અસંસક્ત, ઉદ્ધૃત, અલ્પલેપ, ઉદ્ગૃહીત, પ્રગૃહીત અને ઉજ્ઝિતધર્મા' આ સાત પ્રકારની પીંડેષણાઓમાંથી પ્રથમની બે વર્જીને બાકી રહેલી પાંચ એષણાઓમાંની બે એષણાનો અભિગ્રહ કરીને એકથી ભોજન અને બીજીથી પાણી આ પ્રમાણે આગમોક્ત વિધિથી ગચ્છમાં રહ્યા થકા આત્માને ભાવિત બનાવીને જિનકલ્પનો સ્વીકાર કરવાને ઇચ્છનાર સંઘ એકત્રિત કરે અને સંઘના અભાવે પોતાના ગણને-મુનિસમુદાયને તો અવશ્ય એકત્રિત કરે, તે વાર પછી ભગવાન્ તીર્થંકરદેવની પાસે, તીર્થંકરદેવના અભાવે ગણધરદેવની પાસે, ગણધરદેવના અભાવે ચૌદપૂર્વધરની પાસે, તેમના અભાવે દશપૂર્વધરની પાસે અને દશપૂર્વીના અભાવે વડ, પીપળા અને અશોકવૃક્ષ આદિની નીચે જિનકલ્પનો અંગીકાર કરે. જિનકલ્પનો સ્વીકાર કરવા પૂર્વે પોતાના પદ ઉપર સ્થાપન કરેલ સૂરિને, બાલક અને વૃદ્ધ વિગરે પોતાના ગચ્છને અને વિશેષપણે પોતાના પૂર્વવિરોધિઓની સાથે ક્ષમાપના કરે:—

'હે ભગવન્! મેં પૂર્વે પ્રમાદથી આપના પ્રત્યે સમ્યક્પ્રકારનું વર્તન ન કીધું હોય તેની નિઃશલ્યપણે અને કષાયરહિતપણે હું ક્ષમા યાચું છું.'

ગુરૂજીના શ્રીમુખે ઉપરની ક્ષમાપના સાંભળીને 'સઘળા સાધુઓ ભૂમિ ઉપર પોતાના મસ્તકને નમાવતા અને આનંદનો

અશ્રુપાત કરતા યથાયોગ્યપણ ક્ષમાપના કરાએલા એવા તેઓ યથાયોગ્યપણે ક્ષમાપના કરે છે.'

'ક્ષમાપના કરનારને ગુણોની પ્રાપ્તિ અને માગમાં શલ્ય-વિનાના વિનયનો પ્રકાશ થાય છે. લાઘાવક, એકત્વ અને અપ્રતિબંધવાળો જિનકલ્પ છે.'

જિનકલ્પ અંગીકાર કરનાર મહાત્મા પોતાના પદ ઉપર સ્થાપન કરેલ સૂરિ વગેરેને નીચેની હિતશિક્ષા આપે છે:—

'પોતાના ગણને સારી રીતિએ સાચવવો, સર્વત્ર અપ્રતિબદ્ધપણે રહેવું અને આ પરંપરાથી ચાલ્યો આવતો જિનકલ્પ છેવટે તારે પણ કરવો. વિનયયોગ્ય મહાત્માઓ પ્રતિ પ્રથમની માફક વિનયપૂર્વક વર્ત્તવામાં પ્રમાદ ન કરીશ. જે સાધુ જે અનુષ્ઠાને કરીને નિર્જરામાં ઉપયોગી થઇ શકે તે પ્રકારે જાણીને તે પ્રકારની પ્રવૃત્તિ કરાવજે'

સાધુઓ પ્રત્યે—'આ અમારાથી નાનો છે, અમારી સમાનસ્થિતિમાં છે, યા અલ્પશ્રુતવાન્ છે એમ માનીને તમે આ આચાર્યની અવગણના ન કરશો, કારણકે સાંપ્રતકાલમાં આ આચાર્ય તમારે પણ અમારા સ્થાને હોવાથી ગુરૂકલ્પ છે અને તેથીજ વિશેષપ્રકારે પૂજ્ય છે.'

ઇત્યાદિ હિતશિક્ષા આપીને ગચ્છથી વિહાય થયા પછી ચક્ષુના વિષયથી દૂર થયે છતે આનંદિત થયેલા સાધુઓ પાછા ફરે.

પાંખવાળા પક્ષીની માફક પાત્રસહિત ધીર અને નિરપેક્ષ એવા તે મુનિ જેમ મેઘપટલમાંથી વિજળી નીકળે તેની માફક અને પર્વતગુફામાંથી સિંહની માફક ગચ્છમાંથી બહાર નીકળે છતે અને ચક્ષુના વિષયથી અતીત થયે છતે આનંદિત થયેલા સાધુઓ પાછા ફરે છે.

વિઘ્નવિના માસકલ્પનો નિર્વાહથાય એવા ક્ષેત્રને જોઇને અને ત્યાં જઇને જિનકલ્પી મુનિ વિચરે.

આ પ્રમાણે જિનકલ્પી મુનિ જ્યાં માસકલ્પ યા ચતુર્માસ કરે ત્યાં છ ભાગની કલ્પના કરે, તેથી જે ભાગમાં એક દિવસ ગોચરી માટે અટન કરે તે ભાગમાં ફરીને સાતમા દિવસેજ પર્યટન કરે. ભિક્ષાભ્રમણ અને ગ્રામાંતરગમન ત્રીજા પ્રહરમાંજ કરે. ચોથો પ્રહર જ્યાં શરૂ થાય ત્યાં નિયમિતપણે ઉભાજ રહે. આહાર અને પાણી બે એષણાના અભિગ્રહથી અલેપકૃતજ ગ્રહણ કરે. એષણાદિ પ્રસંગને છોડીને કોઇની પણ સાથે બોલે નહિ. જો કે એકવસતિમાં એકી સાથે વધારેમાં વધારે સાત જિનકલ્પી મુનિઓ રહે છે, તોપણ તેઓ આપસ આપસમાં ભાષણ ન કરે. સર્વ ઉપસર્ગો અને પરિષહોને સહનજ કરે. રોગની ચિકિત્સા નજ કરાવે તેની વેદના સમ્યક્ પ્રકારે સહન કરે. આપાત સંલોકાદિદોષ રહિત સ્થાનમાંજ ઉચ્ચાર વિગેરે કરે-સ્થંડિલ વિગેરે જાય, પરન્તુ દોષવાળી ભૂમિમાં તો નજ જાય. સંસ્કારવિનાની વસતિમાં રહે. જો બેસે તો ઉત્કટુકઆસને-ઉભેપગેજ બેસે, પરન્તુ ચપટ ન બેસે, કારણકે ઔપગ્રહિક ઉપાધિનો એ મહાત્મા પાસે અભાવ હોય છે. મદોન્મત્ત હસ્તી, વાઘ, સિંહ વિગેરે સામો આવતો હોય તે છતાં પણ ઉન્માર્ગગમનઆદિએ કરીને ઈર્યાસમિતિનો ભેદ ન કરે ઈત્યાદિ બીજી પણ જિનકલ્પિમુનિઓની સામાચારી સમયસમુદ્ર-સિદ્ધાન્તસાગરથી જાણી લેવી.

જિનકલ્પી મુનિને ઓછામાં ઓછું જ્ઞાન નવમાપૂર્વની આચાર નામની ત્રીજી વસ્તુનું અને વધારેમાં વધારે અસંપૂર્ણ દશપૂર્વનું જ્ઞાન હોવું જોઈએ. તે મહાત્મા પ્રથમસંહનની એટલે વજ્રની ભીંતના જેવા મજબુત શરીરવાન્ હોવા જોઈએ. તે મહાત્મા આ અવસર્પિણી કાલમાં જન્મે કરીને ત્રીજા અને ચોથા

આરામાંજ હોય અને મતે કરાને પાંચમા આરામાં પણ હોય. જિનકલ્પી મુનિ પ્રાયઃકરીને તો અપવાદ સેવે નહિ, જેનું જંઘાબલ ક્ષીણ થયું હોય તે વિહાર ન કરે તો પણ આરાધક છે. એ મહાત્મા લોચ તો નિત્ય કરે, આ પ્રમાણેની બીજી પણ જિનકલ્પી મુનિઓની સ્થિતિ આગમથી જાણી લેવી.

પ્રિયવાચક ગણ ! ઉપરોક્ત ઉલ્લેખઉપર જેમ જેમ વિચાર કરશે તેમ તેમ આમાંથી નવું નવું જાણવાનું મળશે. ઉપર્યુક્ત ઉલ્લેખો ઉપરથી નીચેની વાતો સહેલાઈથી સમજી શકાશે કે:-

૧ જિનકલ્પ દરેકેદરેક મહાત્માઓને માટે નથી, પરન્તુ અમુક હદના આચાર્ય ઉપાધ્યાય પ્રવર્તક સ્થવિર અને ગણાવચ્છેદકને માટેજ પ્રાયઃકરીને છે.

૨ જિનકલ્પનો સ્વીકાર તેજ કરી શકે કે જેનામાં દશમા પૂર્વની અંદર અને નવમા પૂવની ત્રીજી વસ્તુનું જ્ઞાન હોય, જે નિર્ભિક હોય, છ માસ સુધી આહાર અને પાણીવિના પણ નભાવી શકે, ભારેમાં ભારે ઉપસર્ગો અને પરિષહોને સમભાવે સહી શકે એવી શક્તિના ધારક હોય, જેઓને કોઈપણ વખત ચપટ બેસવાની પણ મનાઈ છે.

૩ પાંચમા આરામાં જન્મેલ તો જિનકલ્પી હોઇ શકેજ નહિ.

૪ કેવલજ્ઞાની માત્ર, ગણધરદેવો, શ્રુતકેવલી-ચૌદપૂર્વધરમહાત્માઓ અને દશપૂર્વી યા દશપૂર્વથી અધિકજ્ઞાનવાળા તેમજ નવમાપૂર્વની ત્રીજી વસ્તુથી ઓછા જ્ઞાનવાળા જિનક પનો સ્વીકાર કરી શકેજ નહિ.

૫ જિનકલ્પી મહાત્માઓ પણ વસ્ત્રો અ પાત્ર રાખી શકે.

૬ જિનકલ્પી આહાર યા પાણી લેવાના કારણ સિવાય બોલી શકે પણ નહિ. તેઓ આપસ આપસમાં પણ વાર્તાલાપ ન કરે, કિન્તુ સદૈવ આત્મચિંતનમાંજ રહે.

ઉપરની વાતો સમજવામાં આવ્યા પછી એ સમજાવવાની જરૂર નથી કે શાસનનો આધાર સ્થવિરકલ્પી મુનિઓના ઉપરજ રહેલો છે અને થોડાજ મહાત્માઓને મૂકીને બાકીના દરેક મહાત્માઓ સ્થવિરકલ્પનાજ ઉપાસક હોય છે. પાત્રને અંગે રાખવામાં આવતા વસ્ત્રના ટુકડાઓ અને રજોહરણ તેમજ મુખવસ્ત્રિકા શિવાય જિનકલ્પી મુનિઓ માત્ર ત્રણજ વસ્ત્રો–બે સૂત્રનાં અને એક ઉનનું રાખી શકે. આ ઉપરથી સઘળા સહજમાં સમજી શકશે કે બેચરદાસે પોતાની 'નબળા, સુકુમાર અને રોગિયો માટેજ વસ્ત્ર કલ્પે' આવી માન્યતાની સાબીતી માટે આચારાંગ અને સ્થાનાંગના મૂકેલા પાઠો કે જેમાંના કેટલાક જિનકલ્પિમુનિઓને અંગે મૂકવામાં આવ્યા છે, તેને સ્થાપન કરીને માત્ર પોતાની અસત્યપ્રિયતાજ સાબીત કરી બતાવી છે. આપણે આપણા આગળના પાઠો ઉપરથી જાણી ચૂકયા છીએ કે પ્રશ્નવ્યાકરણ નામના દશમા અંગસૂત્રમાં સાધુઓને અનેક ઉપકરણો જણાવ્યાં છે અને સાક્ષાત્ અંગસૂત્રોમાં સ્થળે સ્થળે વસ્ત્ર અને પાત્રનું વિધાન કરવામાં આવ્યું છે, તેમજ કેવલજ્ઞાની મહર્ષિઓ અને ભગવાન્ ગાતમસ્વામીજી જેવાઓ માટે પણ વસ્ત્રપાત્રનું લેવું મૂકવું અને પડિલેહણ કરવાનું પણ અંગસૂત્રમાં છે. તુંગીયા નગરીના શ્રાવકોના વર્ણનમાં એ પણ લખ્યું છે કે તે શ્રાવકો શ્રમણનિર્ગ્રન્થોને વસ્ત્ર પાત્ર કંબલ વિગેરે, શય્યા આસન વિગેરે, પાટ પાટલા વિગેરે અને ઔષધ ભેષજ વિગેરે વહોરાવતા.

શ્રી ઉપાસકદશા નામના સાતમા અંગસૂત્રમાં પરમાત્માશ્રી મહાવીરદેવના પરમશ્રાવક શ્રીમાન્ આણંદ નામના એકાવતારી મહાભાગ નાનાપ્રકારના અભિગ્રહોને અંગીકાર કરતાં નીચેનો અભિગ્રહ ગ્રહણ કરે છે:—

" कप्पइ–मे समणे निग्गंथे फासुएसणिज्जेणं असण–पाण–

खाइम—साइमेणं वत्थपडिग्गहकंबलपायपुच्छणेणं पाडिहारियपोढफलगसेज्जासंथारएणं ओसहभेसज्जेणं पडिलाभेमाणस्स विहरित्तए।"

અર્થાત્-હે ભગવન્! શ્રમણુનિર્ગ્રન્થોને નિર્જીવ અને નિર્દોષ એવા આહાર, પાણી, ખાદિમ અને સ્વાદિમે કરીને, વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણે કરીને, પાછા લઈ શકાય તેવા પાટ પાટલા શય્યા અને સંસ્તારકે કરીને અને ઔષધભૈષજ્યે કરીને પ્રતિલાભતા-વહોરાવતા એવા મારે વિચરવું કલ્પે.

આ સર્વ હકીકત ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે બેચરદાસે વસ્ત્ર-પાત્ર અંગે મૂકેલા ઘણા પાઠોની અસ્થાને યોજના કરી માત્ર પોતાની બુદ્ધિની કિંમત કરાવવા સાથે અસત્યપ્રકાશનનોજ માર્ગ હાથમાં લીધોછે, માટે જો વાંચકો વિચારશક્તિને અલગ કરીને બેચરદાસની વિશાલ વાગ્જાલમાં ફસી જશે તો પોતાના આત્માનું એકાન્તે અહિત કરી નાખશે. આજકાલ આત્માર્થિઓએ સાવચેત રહેવા સાથે સદ્ગુરૂઓની હિતશિક્ષા અનુસારેજ પોતાના જીવનની કાર્યશ્રેણી ઘડવામાં પ્રયત્નશીલ રહેવું જોઇએ, અન્યથા અજ્ઞાનીઓ તરફથી પસારવામાં આવતી આંધી આત્મભાન ભૂલાવી દે એવી હોય છે, માટે સર્વ વિચારશીલવર્ગે પોતાના હિતાહિતનો વિચાર કરી પોતાના જીવનને મહર્ષિ સિદ્ધર્ષિના નીચેના વચનને અનુસરતું બનાવવું:—

" इहातिदुर्लभं प्राप्य, मानुष्यं भव्यजन्तुना ।
ततः कुलादि सामग्री—मासाद्य शुभकर्मणा ॥ १ ॥
हेयं हानोचितं सर्वं, कर्त्तव्यं करणोचितम् ।
श्लाघ्यं श्लाघोचितं वस्तु, श्रोतव्य श्रवणोचितम् ॥२॥"

મહર્ષિ સિદ્ધર્ષિજી ઉપરના શ્લોકોથી કહે છે કે આ સંસારમાં

અત્યંત દુર્લભ એવા મનુષ્યભવને પામીને અને તે પછી પણ શુભકર્મના પ્રતાપે ઉત્તમ કુલાદિક સામગ્રી પામીને ત્યાગકરવા-યોગ્ય સઘળી ચીજોનો ત્યાગ કરવો, કરવાયોગ્ય હોય તેજ કરવું. સ્તુતિને યોગ્ય વસ્તુનીજ શ્લાઘા કરવી અને સાંભળવાયોગ્ય હોય તેજ સાંભળવું.

ઉપર્યુક્ત સુંદર સદુપદેશને અંતરમાં ઉતારી અહિતકર માત્ર-નો ત્યાગ કરી કર્ત્તવ્ય કરવામાં ઉદ્યુક્ત બની અયોગ્ય શ્લાઘા અને અયોગ્ય શ્રવણ એ ઉભયનો પરિહાર કરી સંપ્રાપ્ત થયેલી સઘળી સુંદર સામગ્રીઓનો સદુપયોગ કરવામાંજ મન વચન અને કાયાને એકતાર બનાવી ઈષ્ટને સાધી લેવું.

બેચરદાસે શ્વેતામ્બર અને દિગંબર એ ઉભયની માન્યતાથી વિરૂદ્ધ જઈ એવી કલ્પના કરી છે કે 'શ્વેતાંબરતા અને દિગમ્બ-રતાનું મૂળ આજથી ૨૦૦૦-૨૨૦૦ વર્ષો પહેલાં વવાએલું છે' પોતાની આવી આધારવિનાની કલ્પનાને સાબીત કરવા માટે તેઓને એક પણ પ્રમાણ મળી શક્યું નથી, એથીજ તેઓને પો-તાના 'શ્વેતાંબર-દિગંબરવાદ' આ નામના પ્રથમ મુદ્દામાં મોટા ભાગે શાસ્ત્રોના પાઠોની ઉલટા સુલટી, ભગવાન્ પાર્શ્વનાથસ્વા-મીના શિષ્યરત્નોનું ઉપહાસ્ય અને પૂર્વાચાર્યો ઉપર 'તમસ્તરણ' નો આરોપ મૂકવાની અયોગ્ય નીતિનો સ્વીકાર કરવો પડયો છે' એવું સમાધાન આપણે તેમની માણસાઇને હીણપ ન લાગે એવા શુભ ઈરાદાથી કદાચ કરી પણ લઈએ, પરન્તુ ઉંડા ઉતરીને વિ-ચાર કરતાં તેમનું ૨૦૦ પેજનું પુસ્તક આપણને એવું સમાધાન કરવાની સખ્ત મનાઈ કરે છે. તેમનું પુસ્તક સ્પષ્ટપણે આપ-ણને કહે છે કે મારી રચનાજ મારા રચયિતા પંડિત બેચરદાસ જીવરાજે પોતાના અને પરના વિનાશ માટે કરી છે, કેમકે જાણી બુઝીને તેમાં મહાત્માઓને નિંદવાની અને શાસ્ત્રોને અસત્ય કહે-

વાની રહેલી બુરી ભાવના સ્પષ્ટપણે તરવરી રહી છે અને મારી ખાત્રીછેકે વિચારકમાત્રને તેમ લાગ્યા સિવાય નહિજ રહે. અસ્તુ! વારંવાર આ વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરવાની કંઈજ જરૂર નથી. હવે આપણે એજ પ્રથમ જોઇ લઇએ કે દિગમ્બરમતની ઉત્પત્તિ ક્યારે, કોના સમયમાં અને કેવા સંયોગોમાં થવા પામી છે? આ હકીકત આપણને નીચે મૂકવામાં આવતા શ્રીવિશેષાવશ્યકજીના સવિસ્તર ઉલ્લેખ ઉપર ધ્યાન દેવાથી તદ્દન સ્પષ્ટ થઇ જશે:—

"छव्वाससयाइं नवुत्तराइं तइया सिद्धिं गयस्स वीरस्स ।
तो बोडियाण दिट्ठी रहवीरपुरे समुप्पण्णा ॥ २५५० ॥"

અર્થાત્—ભગવાન્ મહાવીરસ્વામીને મોક્ષ ગયે ૬૦૯ વર્ષો વ્યતીત થયા પછી રથવીરપુર નામના નગરમાં બોટિકોની દૃષ્ટિ-દિગમ્બરમતની ઉત્પત્તિ થઈ.

"अथ बोटिकोत्पत्तेरेव संग्रहगाथाद्वयमाह—
रहवीरपुरं नगरं दीवगमुज्जाणमज्जकण्हे य ।
सिवभूइस्सुवहिम्मि पुच्छा थेराण कहणा य ॥ २५५१ ॥
बोडियसिवभूईओ बोडियलिंगस्स होइ उप्पत्ती ।
कोडिन्न—कोट्टवीरा परंपराफासमुप्पन्ना ॥ २५५२ ॥"

"एतद्भावार्थः कथानकगम्यः, तच्चेदं—रथवीरपुरं नाम नगरम् । तद्बहिश्च दीपकाभिधानमुद्यानम् । तत्र चार्यकृष्णनामानः सूरयः समागताः । तस्मिंश्च नगरे सहस्रमल्लः शिवभूतिर्नाम राजसेवकः समस्ति । स च राजप्रसादाद् विलासान् कुर्वन् नगरमध्ये पर्यटति । रात्रेश्च महरद्वयेऽतिक्रान्ते गृहमागच्छति । तत एतदीयभार्या तन्मातरं भणति—'निर्विंदिताऽहं त्वत्पुत्रेण, न खल्वेष रात्रौ वेलायां कदाचि-

दप्यागच्छति तत उज्जागरकेण बुभुक्षया च बाध्यमाना प्रत्यहं तिष्ठामि'। ततस्तया प्रोक्तम्–'वत्से! यद्येवं, तर्हि त्वमद्य स्वपिहि, स्वयमेवाहं जागरिष्यामि'। ततः कृतं वध्वा तथैव, इतरस्यां तु जाग्रत्यां रात्रिप्रहरद्वयेऽतिक्रान्ते समागत्य शिवभूतिना प्रोक्तम्–'द्वारमुद्घाटयत'। ततः प्रकुपितया मात्रा प्रोक्तम्–'दुर्नयविधे! यत्रैतस्यां वेलायां द्वाराण्युद्घाटितानि भवन्ति तत्र गच्छ, न पुनरेवं तव पृष्ठलग्नः कोऽप्यत्र मरिष्यति'। ततः कोपाऽहङ्काराभ्यां प्रेर्यमाणोऽसौ निर्गतः। पर्यटता चोद्घाटितद्वारः साधूपाश्रयो दृष्टः। तत्र च साधवः कालग्रहणं कुर्वन्ति। तेषां च पार्श्वे तेन वन्दित्वा व्रतं याचितम्। तैश्च 'राजवल्लभः, मात्रादिभिरमुत्कलितश्च' इति न दत्तम्। ततः खेलमल्लकाद् भस्म गृहीत्वा स्वयमेव लोचः कृतः। साधुभिर्लिङ्गं समर्पितम्। विहृताश्च सर्वेऽप्यन्यत्र। कालान्तरेण पुनरपि च तत्रागताः। ततो राज्ञा शिवभूतेर्बहुमूल्यं कम्बलरत्नं दत्तम्। तत आचार्यैः शिवभूतिरुक्तः–'किमनेन तव साधूनां मार्गादिष्वनेकानर्थहेतुना गृहीतेन? ततस्तेन गुर्वप्रतिभासेनापि संगोप्य मूर्च्छया तद् विधृतम्। गोचरचर्याभिक्षागतः प्रत्यहं तदसौ संभालयति, न तु क्वचिदपि व्यापारयति। ततः 'गुरुभिर्मूर्च्छितोऽयमत्र' इति ज्ञात्वाऽन्यत्र दिने तमनापृच्छ्यैव बहिर्गतस्य परोक्षे तत् कम्बलरत्नं पाटयित्वा साधूनां पादप्रोञ्छनकानि कृतानि। ततो ज्ञातव्यतिकरः कषायितोऽसौ तिष्ठति। अन्यदा च सूरयो जिनकल्पिका- वर्णयन्ति, तद्यथा–

" जिणकप्पिया य दुविहा पाणिपाया पडिग्गहधरा य।
पाउरणमपाउरणा इक्किका ते भवे दुविहा ॥ १ ॥
दुग तिग चउक्क पणगं नव दस एकारसेव बारसगं।
एए अट्ठ विगप्पा जिणकप्पे होंति उवहिस्स ॥ २ ॥ "

इह केषाश्चिज्जिनकल्पानां रजोहरणं, मुखवस्त्रिका चेति द्विविध उपधिः, अन्येषां तु कल्पेन सह त्रिविधः, कल्पद्वयेन तु सह चतुर्विधः, कल्पत्रयेण सह पञ्चविधः। केषाश्चित्तु मुखवस्त्रिका, रणं च, तथा–

" पत्तं पत्ताबंधो पायट्ठवणं च पायकेसरिया।
पटलाइं रयत्ताणं च गोच्छओ पायनिज्जोगो ॥ १ ॥ "

इति सप्तविधः पात्रनिर्योग इति, एवं च नवविधः। कल्पेन तु सह दशविधः, कल्पद्वयेन सहैकादशविधः, कल्पत्रयेण तु समं द्वादशविध उपधिः केषाश्चिज्जिनकल्पिनामिति। तदेतत् श्रुत्वा शिवभूतिना प्रोक्तम्–' यद्येवं, तर्हि किमिदानीमौघिक–औपग्रहिकश्चैतावानुपधिः परिगृह्यते ? स एव जिनकल्पः किं न क्रियते ?। ततो गुरुभिरुक्तं–' जम्बूस्वामिनि व्यवच्छिन्नोऽसौ, संहननाद्यभावात्, सांप्रतं न शक्यत एव कर्तुम् '। ततः शिवभूतिना प्रोक्तम्–' मयि जीवति स किं व्यवच्छिद्यते ? नन्वहमेव तं करोमि, परलोकार्थिना स एव निष्परिग्रहो जिनकल्पः कर्त्तव्यः, किं पुनरनेन कषाय–भय–मूर्च्छादिदोषविधिना परिग्रहानर्थेन ? अत एव श्रुते निष्परिग्रहत्वमुक्तम्, अचेलकाश्च जिनेन्द्राः, अतोऽचेलतैव सुन्दरेति '। ततो

गुरुणा प्रोक्तम्–' हन्त ? यद्येवम्, तर्हि देहेऽपि कषाय–भय–मूर्च्छा-दयो दोषाः कस्यापि संभवन्ति, इति सोऽपि त्यक्तव्यः प्राप्नोति । यच्च श्रुते निष्परिग्रहत्वमुक्तं तदपि धर्मोपकरणेष्वपि मूर्च्छा न कर्त्त-व्या, मूर्च्छाऽभाव एव निष्परिग्रहत्वमवसेयम्, न पुनः सर्वथा धर्मोपकरणस्यापि त्यागः। जिनेन्द्रा अपि न सर्वथैवाचेलकाः "सव्वेवि एगदूसेण निग्गया जिणवरा चउव्वीसं " इत्यादि वचनात् ' । तदेवं गुरुणा स्थविरैश्च यथोक्ताभिर्वक्ष्यमाणाभिश्च युक्तिभिः प्रज्ञाप्यमानो-ऽपि तथाविधकषायमोहादिकर्मोदयाद् न स्वाग्रहाद् निवृत्तोऽसौ, किन्तु चीवराणि परित्यज्य निर्गतः । ततश्च बहिरुद्याने व्यवस्थित-स्यास्योत्तरानामभगिनी वन्दनार्थं गता । सा च त्यक्तचीवरं तं भ्रातरमालोक्य स्वयमपि चीवराणि त्यक्तवती। ततो भिक्षार्थं नग-रमध्ये प्रविष्टा गणिकया दृष्टा । तत इत्थं विवस्त्रां बीभत्सामिमां दृष्ट्वा ' मा लोकोऽस्मासु विराङ्क्षीत् ' इत्यनिच्छन्त्यपि तया वस्त्रं परिधापिताऽसौ । तत एष व्यतिकरोऽनया शिवभूतेर्निवेदितः । ततोऽनेन 'विवस्त्रा योषिद् नितरां बीभत्साऽतिलज्जनीया च भवति' इति विचिन्त्य प्रोक्ताऽसौ–' तिष्ठत्वित्थमपि, न त्यक्तव्यं त्वयैतद् वस्त्रम् । देवतया हि तवेदं प्रदत्तमिति '। ततः शिवभूतिना कौण्डिन्य-कोट्टवीरनामानौ द्वौ शिष्यौ दीक्षितौ । "

અર્થાત્-રથવીરપુરનામનું નગર, દીપકનામનું ઉદ્યાન, આ-ર્યકૃષ્ણનામના આચાર્ય, શિવભૂતિની ઉપાધ-વસ્ત્રપાત્ર તેના સમ્બન્ધમાં પૃચ્છા, સ્થવિરોના ઉત્તરો, બોટિક શિવભૂતિથી બો-ટિકલિંગ-દિગંબરમત તેની ઉત્પત્તિ અને કોણ્ડિન્ય અને કોટ્ટ-

વીરથી આચાર્ય અને શિષ્યની પરમ્પરા ઉપસ્થિત થઈ.

ઉપરના સંકુચિત અર્થનો ભાવાર્થ કથાનકથી સમજી શકાય તેમ છે તે નીચે પ્રમાણે:—

રથવીરપુરનામના નગરના દીપકનામના ઉદ્યાનમાં શ્રીઆર્યકૃષ્ણનામના સૂરિમહારાજ સમોસર્યા. તે નગરમાં સહસ્રમલ શિવભૂતિ નામનો રાજસેવક વસે છે. તે રાજાની મહેરબાનીથી વિલાસો કરતો નગરમાં પર્યટન કરે છે. રાત્રે બેપ્રહર વ્યતીત થયા પછી ઘેર આવે છે, તેથી તેની ભાર્યા તેની માતાને કહેછે કે:- તારા પુત્રથી હું નિર્વેદ પામી છું, કારણ તે કોઈપણ દિવસ રાત્રિએ વખતસર ઘેર આવતો નથી તેથી ઉજાગરા અને ભૂખથી પીડાતી હું દરરોજ બેસી રહુંછું.' આથી માતાએ કહ્યું:-'હે પુત્રી! જો એ પ્રમાણે છે તો તું આજે સુઈ જા, હું પોતેજ જાગતી રહીશ.' તેથી વહુ સુતી અને માતા જાગતી બેઠી. રાત્રિ બે પ્રહર વ્યતીત થયા પછી આવીને શિવભૂતિએ કહ્યું કે:— 'બારણું ઉઘાડો' ઉત્તરમાં પ્રકુપિત થયેલી માતાએ કહ્યું કે:— 'હે દુર્નયવિધે! આ વખત સુધી જ્યાં બારણાં ઉઘાડાં હોય ત્યાં જા, અહિં એવું કોઇ તારી પાછળ લાગેલું નથી કે જે આવી રીતિએ મરી જશે' આથી કોપ અને અહંકારથી પ્રેરિત થયેલો શિવભૂતિ ચાલી નીકળ્યો. રખડતાં તેણે ખુલ્લા દ્વારવાળો સાધુનો ઉપાશ્રય દેખ્યો, ત્યાં સાધુઓ કાલગ્રહણની વિધિ કરે છે. તેણે વંદન કરીને તેઓની પાસે વ્રતની યાચના કરી. તેઓએ રાજવલ્લભ હોવાથી અને માતાવિગેરેથી છુટો નહિ હોવાથી વ્રત આપ્યું નહિ, તેથી તેણે આપોઆપ રાખની કુંડીમાંથીરાખ લઇને પોતાની મેળે લોચ કર્યો. સાધુઓએ લિંગ-મુનિવેષનું સમર્પણ કર્યું. સર્વ સાધુઓ બીજે સ્થાને વિહાર કરી ગયા. કાલાન્તરે ફરીથી પણ ત્યાં આવ્યા. તે વખતે રાજાએ શિવભૂ-

તેને ઘણી કિંમતની કમ્બલરત્ન આપી. તેથી આચાર્યશ્રીએ શિવભૂતિને કહ્યું કે:-'માર્ગ આદિમાં સાધુઓને અનેક અનર્થના કારણભૂત એવી આ રત્નકમ્બલનું તારે શું કામ છે?' આ પ્રશ્નની અવગણના કરીને ગુરૂની અરૂચિ છતાં શિવભૂતિએ મૂર્છાથી છુપાવીને તે રત્નકમ્બલને રાખી. નિરન્તર ગૌચરીવિગેરેથી આવીને તેને તપાસે છે, પરન્તુ કોઇવખત તેનો ઉપયોગ કરતો નથી. તેથી ગુરૂમહારાજે જાણ્યુંકે આ રત્નકમ્બલ ઉપર મૂર્છિત થયો છે, એમ જાણીને એક દિવસે તેને પૂછયા વિનાજ તે રત્નકમ્બલ-ને ફાડીને સાધુઓનાં પાદપ્રોંછન કરી નાખ્યાં. આ હકીકત જાણીને શિવભૂતિ ક્રોધાન્વિત થયો થકો રહે છે. હવે એક દિવસે આચાર્ય મહારાજા જિનકલ્પિમુનિઓનું નીચે મુજબ વર્ણન કરે છે:—

'જિનકલ્પિમુનિઓ બે પ્રકારના હોય છે. એક પાણિપાત્ર નામ પાત્રવિનાના અને બીજા પાત્રવાળા. તે બે પણ બે પ્રકારના છે એક વસ્ત્રવાળા અને બીજા વસ્ત્રવિનાના.'

'આ પ્રમાણે ૧ કોઇ જિનકલ્પી મહાત્મા બે પ્રકારની ઉપધિ રાખે, ૨ કોઇ ત્રણ પ્રકારની, ૩ કોઈ ચાર પ્રકારની, ૪ કોઈ પાંચ પ્રકારની, ૫ કોઈ નવ પ્રકારની, ૬ કોઈ દશ પ્રકારની, ૭ કોઇ અ-ગીઆર પ્રકારની અને ૮ કોઇ બાર પ્રકારની એમ જિનકલ્પમાં ઉપધિના આઠ ભેદ થાય છે.'

'જિનકલ્પિ મુનિવરોમાં ૧ કોઇ તો રજોહરણ અને મુખવસ્ત્રિકા એમ બે પ્રકારની ઉપધિ રાખે. ૨ કોઇ એક વસ્ત્રની સાથે ત્રણ પ્રકારની, ૩ કોઇ બે વસ્ત્રની સાથે ચાર પ્રકારની અને ૪ કોઇ ત્રણ વસ્ત્રની સાથે પાંચ પ્રકારની. ૫ બીજા કેટલાક રજોહરણ અને મુખ-વસ્ત્રિકાની સાથે 'પાત્ર, પાત્રબંધ, પાત્રસ્થાપન, પાત્રકેસરા, પટલાં, રજસ્રાણ અને ગોચ્છક, આ સાત પ્રકારના પાત્રનિર્યોગ-પાત્રસા-

મગ્રી ’ની સાથે નવ પ્રકારની ઉપધિ રાખે. ૬ કોઈ એ નવની સાથે એકવસ્ત્ર રાખીને દસ પ્રકારની, ૭ કોઈ બેવસ્ત્ર રાખીને અગીઆર પ્રકારની અને ૮ કોઈ ત્રણ વસ્ત્ર રાખીને બાર પ્રકારની ઉપધિ રાખે.’

તે પ્રમાણે સાંભળીને શિવભૂતિએ કહ્યું કે–‘ જો એમજ છે એટલે આપે કહ્યું તે પ્રમાણેનો ઉપધિ જિનકલ્પીમુનિઓ રાખતા હતા તો શામાટે આજકાલ આટલી બધી ઔધિક અને ઔપગ્રહિક ઉપાધ ગ્રહણ કરવામાં આવે છે? શા માટે તેજ જિનકલ્પ કરવામાં નથી આવતો? આ પ્રશ્નોના ઉત્તરમાં ગુરૂશ્રી આર્યકૃષ્ણજીએ કહ્યુંકે ‘સંહનન આદિનો અભાવ હોવાથી ભગવાન્ જંબૂસ્વામીજીના નિર્વાણ પછી આ જિનકલ્પ બંધ થયો છે, સાંપ્રતકાલમાં તે કરવો શક્યજ નથી.’ ગુરૂશ્રી પાસેથી આવો ઉત્તર સાંભળતાની સાથેજ શિવભૂતિ બોલ્યો કે ‘ શું મારા જીવતા છતાં તે જિનકલ્પ વિચ્છેદ થાય? કદીજ નહિ, હુંજ તેને કરવા તૈયારછું. પરલોકના અર્થિએ પરિગ્રહવિનાનો તે જિનકલ્પજ કરવો જોઇએ, કષાય–ભય અને મૂર્ચ્છાઆદિ દોષોમાં કારણભૂત એવા આ પરિગ્રહરૂપ અનર્થનું પ્રયોજનજ શું છે? એટલાજ માટે શાસ્ત્રમાં નિષ્પરિગ્રહત્વનું વર્ણન કર્યું છે, સઘળા જિનેંદ્રો પણ વસ્ત્રવિનાજ રહેતા માટે વસ્ત્રાદિકવિના રહેવું એજ સુંદર છે.’ શિવભૂતિ પાસેથી ઉપરની વાત શ્રવણ કર્યા પછી આચાર્યશ્રી આર્યકૃષ્ણજીએ કહ્યું કે:–‘ જો તું એવુંજ માનતો હો તો તારે માટે તો આ શરીર પણ ત્યાગ કરવાયોગ્યજ થશે, કારણકે શરીરમાં પણ કોઇને કષાય–ભય અને મૂર્ચ્છા આદિ દોષો ઉત્પન્ન થવાની સંભાવના છે. બાકી શાસ્ત્રમાં જે નિષ્પરિગ્રહપણાનું વર્ણન કર્યું છે તેનું તાત્પર્ય તો મૂર્ચ્છાના અભાવમાં સમાએલું છે, એટલે શાસ્ત્ર તો એમ કહે છે કે ધર્મોપકરણ–ધર્મસાધન માટે રાખેલ વસ્ત્રપાત્ર વિગેરે–તેની ઉપર પણ મૂર્ચ્છા ન કરવી, પરન્તુ તેનો અર્થ એવો નથી કે ધર્મોપકરણનો પણ ત્યાગ કરવો. તારા કહેવા પ્રમાણે

જિનેંદ્રો પણ સર્વથા અચેલક તો નથીજ, કારણકે 'ચોવીસે જિનેશ્વરદેવો એક દેવદૂષ્યને લઇને નીકળ્યા છે' આવાં આવાં અનેક વચનો શાસ્ત્રોમાં મોજુદ છે.' આવી આવી અનેકરીતિએ ગુરૂમહારાજે અને બીજા પણ સ્થવિરમુનિવરોએ કહેવાઇ ગયેલી અને કહેવાશે તે યુક્તિઓએ કરીને સમજાવવા છતાં પણ તેવા-પ્રકારના કષાય અને મોહના ઉદયથી તે શિવભૂતિ પોતાના આ-ગ્રહથી અલગ ન થયો અને વસ્ત્રોનો ત્યાગ કરી ત્યાંથી ચાલી નીકળ્યો. ત્યારબાદ બહાર ઉદ્યાનમાં રહેલા તે શિવભૂતિની ઉત્તરાનામની બેન તેને વંદન કરવા માટે ગઈ. તેણીએ પોતાના ભાઇને વસ્ત્રવિનાનો દેખીને પોતે પણ વસ્ત્રોનો ત્યાગ કર્યો. ત્યા-રબાદ તેણી ભિક્ષામાટે નગરમાં ગઈ અને ત્યાં ગણીકાએ દેખી, એટલે તેણીને વસ્ત્રવિનાની માટેજ બીભત્સરૂપવાળી દેખીને 'લોકો અમારી ઉપર પણ વિરાગી ન બની જાવ' આવા ઈરા-દાથી તેણીની અનિચ્છા છતાં તે વેશ્યાએ તેણીને વસ્ત્રથી વિભૂ-ષિત કરી. આ હકીકત તેણીએ શિવભૂતિને જણાવી. શિવભૂતિએ પણ 'વસ્ત્રવિનાની સ્ત્રી તદ્દન બીભત્સ અને અતિલજ્જનીય થાય છે' એવો વિચાર કરીને કહ્યું કે 'તારે આ પ્રમાણેજ રહેવું, તારે આ વસ્ત્રનો પરિત્યાગ ન કરવો. તને આ વસ્ત્ર દેવતાએજ આપ્યું છે.' તેવાર પછી શિવભૂતિએ કૌંડિન્ય અને કોટ્ટવીર નામના બે શિષ્યો દીક્ષિત બનાવ્યા.

ઉપરના સવિસ્તર ઉલ્લેખથી બેચરદાસે પોતાનો પ્રથમ મુદ્દો ચર્ચવા માટે લગભગ ચાલીસપેજમાં વિસ્તારેલું કલ્પનાસામ્રાજ્ય છિન્નવિછિન્ન થઇ જાયછે અને તે સાથે તેમની નિંદકશીલતા પણ સ્પષ્ટપણે સિદ્ધ થઈ શકે છે. એ ઉલ્લેખ ઉપરથી સિદ્ધ થાય છે કે એક શિવભૂતિના દુરાગ્રહે શ્રીવીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષે દિગમ્બરમતની ઉત્પત્તિ થઇ પણ તે પૂર્વે નહિ. વર્ત્તમાન સા-

હિત્ય એજ વાતને સાબીત કરે છે. શ્વેતાંબર યા દિગંબર ગ્રન્થ કે જેમાં જેમાં એ ઉત્પત્તિનો ઉલ્લેખ છે તે સઘળા એજ કાલને-શ્વેતાંબરો દિગંબરમતની ઉત્પત્તિનો અને દિગંબરો શ્વેતાંબરમતની ઉત્પત્તિનો કાલ જણાવે છે પણ બીજો નહિ.

દિગંબરમતની ઉત્પત્તિનો જે કાલ શ્વેતાંબરો માને છે તે તો આપણે હમણાંજ શ્રીવિશેષાવશ્યકજીના ઉલ્લેખ ઉપરથી નિશ્ચિત કરી આવ્યા. હવે આપણે એ જોઇ લેવાનું છે કે દિગંબરો પણ કાલની ગણનામાં આપણી સાથે શીરીતિએ સહમત થાય છે. દર્શનસાર નામના દિગંબરગ્રન્થમાં તે ગ્રન્થના કર્ત્તા દેવસેનાચાર્યે નીચે મુજબનો ઉલ્લેખ કરેછે:-

" छत्तीसे वरिससए, विक्कमरायस्स मरणपत्तस्स ।
सोरट्ठे वलहीए, सेवडसंघो समुप्पण्णो ॥ ११ ॥

સારાંશ-વિક્રમરાજાના મરણ પછી ૧૩૬ વર્ષે સોરઠદેશમાં વલ્લભીનગરીમાં શ્વેતપટ-શ્વેતાંબરસંઘ ઉત્પન્ન થયો.

આટલા ઉપરથી નિશ્ચિત છે કે શ્વેતાંબરસાહિત્ય યા દિગંબર-સાહિત્ય એજ સાબીત કરી રહ્યું છે કે શ્વેતાંબર દિગંબરનો વિભાગ વીરભગવાનના સાતમા સૈકામાંજ થયેલો છે. આ વાતમાં આ-શંકાને બીલકુલ સ્થાન નથી.

વસ્તુસ્થિતિ આ છતાં બેચરદાસ શ્વેતાંબરતા અને દિગંબ-રતાના મૂળની સ્થાપના ૨૦૦૦-૨૨૦૦ પહેલાંની જણાવેછે અને તેનીજ સાબીતી માટે શ્રમણપતિ શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્ય-રત્નોની અવહેલના કરવાનો આરંભ કરે છે અને તેની સમાપ્તિમાં આઠ દસ પેજ જેટલો લાંબો ઉલ્લેખ કરે છે અને તેમાં વળી શ્રીભગવતીજીસૂત્રની સાક્ષી આપી ભદ્રિકજનોને ભરમાવવાની અભિલાષા રાખેછે પણ તે ભુલી જાય છે કે મારી અસત્યતાનું

ઉન્મૂલન કરનારા અનેક આચાર્ય આદિ મહાપુરૂષો ભગવાન્ મહાવીરદેવના શાસનમાં વિરાજમાન્ છે અને ભગવાન્ મહાવીરદેવનું શાસન અવિચ્છિન્નપણે ૨૧૦૦૦ ( એકવીસ હજાર ) વર્ષ એટલે પાંચમા આરાના છેવટ સુધી ચાલવાનું છે, તેને કોઈપણ અટકાવી શકે તેમ નથી. અસત્યના ઉપાસકો ઘણાએ ઉત્પન્ન થયા અને વિલય પામ્યા પણ શાસન તો તેનું તેજ છે અને છેવટસુધી રહેવાનું પણ. માટે નિરર્થક અસત્ય ઉધમાત કરી મહાત્માઓની આશાતના અને સૂત્રની વિરાધના કરી સાધનસંપન્ન સ્તુત્ય જીવનનો દુરૂપયોગ કરવો એ લાભદાયી નથી.

ભગવાન્ અજિતનાથસ્વામીથી આરંભી ભગવાન્ પાર્શ્વનાથસ્વામી સુધીના સમયમાં સાધુઓ સરલ અને પ્રાજ્ઞ હોવાથી તેમના આચારોમાં ભગવાન્ ઋષભદેવસ્વામી અને વર્તમાનશાસનના અધિપતિ ભગવાન્ મહાવીરસ્વામીના સાધુઓના આચારો કરતાં ભિન્નતા કરવામાં આવી છે, કારણકે તે સાધુઓ પ્રથમ અને છેલ્લા તીર્થપતિના સાધુઓ કરતાં અધિક સરલ અને અધિક વિવેકી હોવાથી તેઓ માટે ઝાઝો પ્રતિબંધ કરવામાં નથી આવ્યો, કેમકે વિના પ્રતિબંધે પણ તે મહાત્માઓ પ્રતિબંધજ સમજતા. જેમ યુગલિક મનુષ્યોને માટે કુલકરે અલ્પગુનાહ માટે ‘ હ ’ અને મધ્યમ અપરાધ માટે ‘ મ ’ તેમજ ઉત્કૃષ્ટ અપરાધ માટે ‘ ધિક્કાર ’ આ ત્રણ શબ્દમાત્રથી શિક્ષા નિર્ણીત કરી હતી. આ શબ્દો સાંભળવા એ તો તે મનુષ્યોને મરવા કરતાં પણ ભારી લાગતું હતું. તો હવે તે મનુષ્યો માટે અધિક શિક્ષાની જરૂરત શી? તેવીજ રીતિએ તે સાધુઓને માટે પણ અધિક પ્રતિબંધની જરૂરીઆત ન હોવાથી નથી કર્યો. આ ઉપરથી પંડિત કહેવાતા બેચરદાસે એમ માની લીધું કે ભગવાન્ મહાવીરસ્વામીના સાધુઓ કરતાં ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના સાધુઓમાં ત્યાગ અને ત્યાગની કસોટી ઓછીજ છે. પોતે માની

લીધું અને પોતાના વાચકોને પણ તેમજ મનાવવાની કોશેશ કરી છે એટલુંજ નહિ પણ તે મહાભાગે ત્યાં સુધી લખી નાખ્યું છે કે "ઋજુપ્રાજ્ઞોના તે તે આચારોમાં અનુકૂળતા, આરામ, યથેચ્છવર્તિતા અને અમર્યાદા તરવરી રહી છે." આ પ્રમાણે લખી નાખનાર પોતાને એક સાહિત્યનો અભ્યાસી કે વિચારક તરીકે ઓળખાવવાની અભિલાષા ધરાવે એ તે શીરીતિએ સફલ થાય? આશ્ચર્યની બીના તો એ છે કે ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોમાં માની રાખેલી આચારોમાં અનુકૂળતા, આરામ, યથેચ્છવર્તિતા અને અમર્યાદારૂપ ચતુષ્ટયીને સાબીત કરવા માટે તેઓને લખવું પડેછેકે:-

"કદાચ પાર્શ્વનાથ સ્વામીની હયાતિમાં તેમના શિષ્યોમાં...સુખશીલ વર્તન નહિ હોય પરંતુ તેઓનું નિર્વાણ થયા પછી તે બે (પાર્શ્વનાથ અને વર્ધમાન) ધર્માચાર્યોના ૨૫૦ વર્ષના વચગાળાના કોઇ પણ વખતે પાર્શ્વનાથના સંતાનો ઉપર તે સમયના આચારહીન બ્રાહ્મણ-ગુરૂઓના અસર થઇ હોય અને તેને લઇને તેઓએ પોતાના આચારમાંથી કડકપણું કાઢી નાખી, ઘણા નરમ અને સુકર આચારો બનાવી લીધા હોય એ સંભવતું અને ઘટતું છે."

આવી સંભાવના અને ઘટના કરનાર બેચરદાસને એ પણ ખ્યાલ નથી રહેવા પામ્યો કે શ્રીપાર્શ્વનાથસ્વામીના સંતાનોએ આવી ખોટી અસરથી નરમ બનાવેલા આચારોની નોંધ ભગવાન્ શ્રીમહાવીરદેવના સંતાનો શું કામ લેતા? સઘળા આચાર્યોએ-કે જે આચાર્યોએ અચેલક આદિ દસ આચારોની નોંધ લીધી છે તે સઘળા આચાર્યોએ-પહેલા અને છેલ્લા તીર્થપતિઓના સાધુઓમાં આચારોની સમાનતા અને મધ્યમ તેમજ મહાવિદેહક્ષેત્રના તીર્થપતિઓના સાધુઓના આચારોમાં વિશેષતા એટલે દસ આચારોમાંના અમુક આચારો નિયત અને અમુક અનિયત એવી

યોજના કરી છે. તેમાં પણ જ્યેષ્ઠ કનિષ્ઠની વ્યવસ્થા, વંદનાદિ વ્યવહાર અને શય્યાતરપિંડ તો તે મહાત્માઓ માટે પણ નિયતજ છે. ગુર્વાદિકની પરતંત્રતા પણ તેઓને એક સરખીજ હોઇ કોઇપણ તીર્થપતિના શાસનમાં ગુરૂપરતંત્રતા ન હોય એવું તો હોઈ શકેજ નહિ, કારણકે સમ્યક્ત્વના પાલનમાંજ તેનો સમાવેશ થઈ જાય છે.

ઉપરના ફકરામાં દસ આચારોની કંઈક વાત કરી, પરન્તુ તેમાં બીજા કોઇપણ આચારનો નામનિર્દેશ ન કરતાં 'જ્યેષ્ઠ કનિષ્ટની વ્યવસ્થા, વંદનાદિવ્યવહાર અને શય્યાતરપિંડ મહાત્માઓ માટે પણ નિયતજ હતો' આ વાક્ય લખવામાં ખાસ કારણ છે તે ખાસ કારણ બીજું કોઈજ નહિ પરન્તુ પરમાત્મા શ્રી પાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોની ખોટી નિંદા કરવા માટે બેચરદાસે કરેલો તદ્દન અસત્ય ઉલ્લેખજ તેમાં કારણભૂત છે. તેજ ઉલ્લેખ હું નીચે ટાંકું છું જે જોવાથી વાંચકોની ખાત્રી થઈ જશે:—

"સમુદાયને ઉદ્દેશીને કરેલું ખાનપાન ઋજુપ્રાજ્ઞો લઇ શકે......તેઓ શય્યાતરના ઘરનું જમી શકે......જ્યેષ્ઠ કનિષ્ઠની વ્યવસ્થા અને વંદનાદિ વ્યવહારમાટે ઋજુપ્રાજ્ઞો નિરંકુશ રહે."

પ્રિયવાચકગણ! ઉપર મૂકેલા ફકરામાં બેચરદાસે એમ જણાવ્યું છે કે ઋજુપ્રાજ્ઞો એટલે ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના સાધુઓ શય્યાતરકલ્પમાં, પુરૂષજ્યેષ્ઠકલ્પમાં અને કૃતિકર્મકલ્પમાં પણ અનિયત હતા પરન્તુ આ વાત બીલકુલ અસત્ય છે. એની સાબીતી માટે ભગવાન્ હરિભદ્રસૂરિજીમહારાજા આવશ્યકવૃત્તિમાં શું કહે છે તેજ આપણે જોઈ લઇએ:—

"शय्यातरपिण्डे स्थिता एव, शय्यातरपिण्डो हि यथा पुरिमपश्चिमतीर्थंकरसाधूनां अकल्पनीयः, एव मध्यमतीर्थंकरसाधूनामपि

३ । ज्येष्ठपदे स्थिता एव, किन्तु पुरिमपश्चिमतीर्थकरसाधूनां उपस्थापनया ज्येष्ठः, तेषां तु सामायिकारोपणेनेति७ । कृतिकर्म वन्दनमाख्यायते, तत्रापि स्थिताः, कथम् ? यथा पुरिमपश्चिमतीर्थकरसाधूनां प्रभूतकालप्रव्रजिता अपि संयत्यः पूर्वं वन्दनं कुर्वन्ति, एवं तेषामपि, यथा वा क्षुल्लका ज्येष्ठार्याणां कुर्वन्ति, एवं तेषामपि ८।"

અર્થાત્-શય્યાતરપિંડમાં પણ તે મહાત્માઓ સ્થિતજ છે. જેવી રીતિએ પહેલા અને છેલ્લા તીર્થપતિના સાધુઓને શય્યાતરનો પિંડ અકલ્પનીય છે તેવીજ રીતિએ મધ્યમતીર્થંકરમહારાજના સાધુઓને પણ અકલ્પનીયજ છે. (૩) જયેષ્ઠપદમાં પણ તે મહાત્માઓ સ્થિતજ છે માત્ર ફરક એટલોજ છે કે જ્યારે પહેલા અને છેલ્લા તીર્થંકરદેવના સાધુઓમાં ઉપસ્થાપના (વડીદીક્ષા )થી મોટા ગણાય છે ત્યારે તે મંહાત્માઓનો ચારિત્રપર્યાય સામાયકનું આરોપણ કરે ત્યારથીજ ગણાય છે. (૭) કૃતિકર્મ એટલે વંદન કહેવાય છે અને તેમાં પણ તે મહાત્માઓ સ્થિતજ છે કારણકે જેવીરીતિએ પહેલા અને છેલ્લા તીર્થંકરદેવના સાધુઓને ચિરકાલથી દીક્ષિત થયેલી પણ સાધ્વીઓ પ્રથમ વન્દન કરે છે તેવીજરીતિએ તે મહાત્માઓને પણ તે સમયની ચિરકાલદીક્ષિત સાધ્વીઓ વંદન કરે છે અથવા જેવીરીતિએ પહેલા અને છેલ્લા તીર્થપતિના સાધુઓ મોટા સાધુઓને વન્દન કરેછે તેવીજરીતિએ તે મહાત્માઓમાં પણ નાના સાધુઓ મોટા સાધુઓને વન્દન વિગેરે કરેછે.

આ ઉપરથી વાંચકમહાશયો સમજી શકશે કે 'શય્યાતર, જયેષ્ઠ અને કૃતિકર્મ' આ ત્રણ કલ્પો ઋજુપ્રાજ્ઞો માટે અનિયત છે એમ કહેવામાં પણ બેચરદાસે એક ભારેમાં ભારે ગપ્પગોળોજ ગબડાવેલ છે. નિંદા કરવાની ધુનમાં તેઓ આટલો પણ ખ્યાલ ન

રાખી શકે એતો એક માણસાઇવગરનુંજ કામ ગણાય. અસ્તુ, 'ઔદ્દેશિક' કલ્પ જો કે મધ્યમતીર્થંકરમહારાજના સાધુઓ માટે અનિયત છે તે છતાં પણ તે ફકરામાં બેચરદાસે જણાવ્યું છે કે- 'સમુદાયને ઉદ્દેશીને કરેલું ખાનપાન ઋજુપ્રાજ્ઞો લઈ શકે' આ વાકય તો તદ્દન અસત્યજ છે કારણકે તેઓ માટે પણ એ નિયમ તો કાયમજ છે કે જેને ઉદ્દેશીને જે વસ્તુ કરવામાં આવી હોય તેને તો તે વસ્તુ નજ કલ્પે, એટલે એ પણ સિદ્ધજ છે કે જે સમુદાયને ઉદ્દેશીને જે ખાનપાન કરવામાં આવ્યું હોય તે સમુદાયને તે ખાનપાન નજ કલ્પે કારણકે સાધુમાત્ર માટે એ તો નિયમજ છે કે કૃત-કારિત કે અનુમત આહાર પાણી ન કલ્પે તો પછી તે મહાત્માઓને પણ પોતાને માટે કરેલી વસ્તુ કઈ નીતિથી કલ્પે? નજ કલ્પે, એ તો નિશ્ચિતજ છે અને શાસ્ત્રો પણ એજ પ્રતિપાદન કરે છે, છતાં નથી ખબર પડતી કે બેચરદાસ આ બધું ગપ્પપુરાણ શોધી કયાંથી લાવે છે?

જૂઓ એ બાબત માટે આવશ્યકવૃત્તિમાં આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી શું કહે છે:-

"तेषां तु यमुद्दिश्य कृतं तस्यैवाकल्पनीयं न शेषाणामिति"

સારાંશ-મધ્યમ તીર્થંકરદેવના સાધુઓને તો જેને ઉદ્દેશીને કરવામાં આવ્યું હોય તેનેજ માટે અકલ્પનીયછે પરન્તુ બીજાઓને માટે અકલ્પનીય નથી.

આ ઉપરથી સુતરાં સિદ્ધ થાય છે કે ઋજુપ્રાજ્ઞ મહાત્માઓને માટે એ નિયમ તો જારીજ છે કે તેમાં પણ જે સમુદાયને ઉદ્દેશીને ખાનપાન કરવામાં આવ્યું હોય તે ખાનપાન તે સમુદાયને તો નજ કલ્પે.

આ દશ આચારોનું સ્પષ્ટીકરણ પર્યૂષણપર્વમાં કલ્પસૂત્રની

પ્રથમ વાંચનામાંજ મહાત્માઓ તરફથી પ્રતિવર્ષ કરવામાં આવેછે તેમજ શ્રાવકોને વાંચવા યોગ્ય એવા અનેક પુસ્તકોમાં આ દશે આચારોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે તે છતાં આ સુપ્રસિદ્ધ દશ આચારોના વર્ણનમાં જે બેચરદાસ આવો ગોટાળો ઉભો કરે છે યા સમાજને ઉંધુ સમજાવવા મથે છે તે બેચરદાસ ગંભીર આગમોનો આશય કેવો સમજતા હશે યા તેનો કેવો ખરાબમાં ખરાબ ઉપયોગ કરતા હશે એ વાત હવે વિચારકોને સમજાવવી પડે તેમ નથી.

બેચરદાસ પોતાની અસત્ય ઉક્તિની સાબીતી માટે ભગવાન્ પાર્શ્વનાથ સ્વામીના શિષ્યરત્નોની સમ્યક્ત્વપરિપોષક પ્રવૃત્તિ ઉપર આક્ષેપ કરતાં લખે છે કે:-

"અંગ-સૂત્ર-ગ્રંથોમાં હું જોઇ શકયો છું તેમ વર્ધમાન જેવા સમર્થ યોગી પુરૂષની પાસે પણ, નમ્ર થવામાં પાર્શ્વનાથનાં સંતાનો અચકાયાં છે. તેઓએ વર્ધમાનની પરીક્ષા-માત્ર સૂઝી વા પરીક્ષા-લેવા કેટલાક પ્રશ્નો પૂછ્યા છે અને જ્યારે તેમની પાસેથી તેનાં મનગમતાં સમાધાનો તેઓને મલ્યાં, તેમાં પાર્શ્વનાથની સાક્ષી ભળી ત્યારેજ તેઓએ વર્ધમાનને પણ માથું નમાવ્યું છે."

પ્રિયવાચકગણ! ભગવાન્ સુધર્માસ્વામી જેવા મહાપુરૂષ તો જે મહાત્માને 'અણગાર' આ વિશેષણથી વિભૂષિત કરે છે તેજ મહાત્માઓ માટે બેચરદાસ ઉપરનો ઉલ્લેખ કરી તે મહાત્માઓમાં ઉદ્ધતાઇનો આરોપ મૂકવાની ઉત્સુકતા ધરાવે છે. જો ગાંગેય આદિ મહર્ષિઓ એવા અવિનીત અને ઉદ્ધત હોય તો ભગવાન્ સુધર્માસ્વામી જેવા ખાસ ભગવતીજી જેવા અંગસૂત્રમાં તેઓને 'અણગાર' એવું વિશેષણજ શું કામ આપતા? આવો સહજ વિચાર પણ બેચરદાસના દુરાગ્રહવ્યાપ્ત અંતરમાં આવિર્ભાવ ન પામ્યો. દુરાગ્રહની દશા કોઈ જુદાજ પ્રકારની છે, એટલાજ માટે મહાત્માઓએ સમ્યક્ત્વના અર્થિ માટે તેના ત્યાગ-

નોજ ઉપદેશ આપ્યોછે. તેના ત્યાગ વિના મિથ્યાત્વનો નાશ થવો એ અસંભવ છે. તેની સહાય વિના મિથ્યાત્વનો આવિર્ભાવ કે મિથ્યાત્વની સ્થિતિ અસંભાવ્ય જેવી છે. માટે દુરાગ્રહ અને દુરાગ્રહીઓથી બચવાનો પ્રયાસ હમ્મેશને માટે કરવો એજ શ્રેયસ્કર છે.

મહાસતી સુલસાનું ચરિત્ર પણ જો બેચરદાસે શુદ્ધદૃષ્ટિથી અવલોકયું હોત તો પણ સમ્યક્ત્વના સ્વરૂપની બેચરદાસને ઝાંખી થઇ હોત પણ તે ભાગ્યવાન્‌ને સમ્યક્ત્વની પરવાજ ક્યાં છે? પણ આ સ્થાને આપણે તો સમજી લેવુંજ જોઇએ કે ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યોને એ તો ખાત્રીજ હતી કે પાર્શ્વનાથસ્વામી સર્વજ્ઞ હતા અને તે મહાત્માઓનો આદર્શ પણ એજ હતો કે 'તેજ સાચું અને શંકાવિનાનું કે જે ભગવાન્ જિનેશ્વરદેવોએ કહેલું છે.' ભગવાન્ પાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોએ એ પણ ભુવનગુરૂ પાર્શ્વનાથસ્વામીના શાસનવર્તિ શાસ્ત્રોદ્વારા તથા મહર્ષિઓદ્વારા જાણેલું કે અમુક સમયે ચરમતીર્થપતિ શ્રમણભગવાન્ મહાવીરસ્વામી થવાના છે. આ વસ્તુસ્થિતિને સમજનારાઓ અને જિનેશ્વરદેવોની આજ્ઞાના પરિપાલનમાંજ આત્મકલ્યાણને દેખનારા મહર્ષિઓ ભગવાન્ તીર્થંકરદેવની પાસે નમ્ર થવામાં અચકાય ખરા? અને જો નમ્ર થવામાં અચકાતાજ હોય તો તેઓ ખાત્રી પછી પણ પરમગુરૂ તરીકે સ્વીકારે ખરા કે? પણ ખાત્રી પછી તુરતજ પરમગુરૂ તરીકે સ્વીકાર કરી તેઓના ચરણમાં શિર ઝુકાવી ચરમતીર્થપતિ તરીકેની ઉપાસના શરૂ કરી દીધી. આ વાતનો સ્વીકાર તો બેચરદાસને પણ કરવોજ પડયો છે શું એ ઉપરથી એ સાબીત નથી થતું કે તે મહાત્માઓએ માત્ર પોતાના સમ્યક્ત્વરત્નની રક્ષા ખાતરજ પરમાત્માને પરમાત્મા તરીકે માત્ર ઓળખવાનોજ ઉપાય સેવ્યો હતો? આવી

એક સામાન્યવાતને પણ આગ્રહવશે નહિ સમજી સકનારા ગપ્પ-પુરાણ સિવાય બીજું શું લખી શકે યા બોલી શકે? પોતે માનેલો ૨૦૦૦–૨૨૦૦ વર્ષ પહેલાંનો સમય સિદ્ધ કરવા માટે શું આ રીતિ અખત્યાર કરવા જેવી હતી? અને શું આ રીતિ અખત્યાર કરવાથી તેઓ પોતાની અયોગ્ય ધારણાને કોઇપણ રીતિએ ફળવતી બનાવી શકે તેમ છે? હું તો કહું છું કે તેમની એ ધારણા અને તેની ઉપર કરેલી ધમાધમ માત્ર તેમના આત્માને ભારે કરવાનુંજ કામ કરી શકે તેમ છે.

વિશ્વવલ્લભ ભગવાન્ વર્ધમાનસ્વામીના શિષ્યો પોતાના પરમગુરૂની સેવામાં રજુ થતાં પોતાનો આચાર અમલમાં મૂકે એમાં શું આશ્ચર્ય? પરમાત્માને પરમાત્મા તરીકે જાણ્યા પછી દરેકનો, પછી તે ભગવાન્ વર્ધમાનસ્વામીનાં સંતાનો હોય યા શ્રીપાર્શ્વનાથસ્વામીનાં સંતાનો હોય, એક સરખોજ આચાર હોવોજ જોઇએ અને હતોજ, એ તો શ્રીભગવતીસૂત્રજ કહી રહ્યું છે તોપછી નકામી કુકલ્પનાઓ કરી શા માટે બેચરદાસને પોતાની અક્કલનું લીલામ કરવાની જરૂર જણાઈ? શું આવીરીતિનો આદર કરવાથી અસત્ય સત્યનું સંગી પણ બની શકે તેમ છે? જો તેવી રીતિથી બેચરદાસ પોતાના અસત્યને પણ સત્યનું સાથી બનાવવા ધારતા હોય તો તેમની ધારણા કેવળ ભૂલભરેલીજ છે એમ તેઓએ સમજવું જોઇએ અને તેવી ભૂલમાંથી બચવા માટે પ્રયાસ કરી પોતાના આત્મા ઉપર અનુકંપા કરવી જોઇએ.

પોતાની અક્કલનું લીલામ કરવાની કારીગિરિમાં હજી બાકી હોવાથી બેચરદાસ શ્રી 'પાર્શ્વનાથ અને વર્ધમાન'ના મથાળા નીચે એક જુદો સવિસ્તર નિબંધ લખવાના છે માટે આપણે પણ આ સ્થાને આ વિષયને આટલેથીજ પતાવી કહેવાની વાતો તેજ અવસરે કહીશું માટે વાંચકમહાશયોએ ઉતાવળા ન થઈ

જવું અને તે બુદ્ધિના ખજાનાની કિંમત અંકાવા દેવી.

બેચરદાસે પોતાના ૨૦૦૦–૨૨૦૦ સિદ્ધ કરવાના ઇરાદાથી શ્વેતાંબરતા અને દિગંબરતાના મૂળની સ્થાપના ભગવાન્ શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોમાં સ્થાપિત કરી કે જેની સાબીતી માટે તેઓને એક પણ પ્રમાણ શ્વેતાંબર યા દિગંબર સાહિત્યમાંથી કોઇપણ પ્રકારે મળી શકે તેમ નથી કે જેના બળે તેઓ પોતાના પાંડિત્યના પ્રભાવને જીવતો કે જાગતો રાખી શકે, પરન્તુ જૈનરીવ્યુના કહેવા પ્રમાણે બેચરદાસના પાંડિત્યે પૈશાચિકસ્વરૂપ ધારણ કરવાથી બેચરદાસ હરકોઇના તરફથી ફીટકાર પામે એ સર્વથા સુસંભવિત અને સુઘટિત છે, એમાં મને તો મીનમેષ જેવું જણાતું નથી. શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોને નિંદવામાંજ મશગુલ બનેલા બેચરદાસે 'જિનકલ્પ'ના નિષેધક તરીકે પણ તેઓનેજ ઓળખાવવાની ઉમેદ કરી, પરન્તુ તેઓમાં તાકાત છે કે તેઓ એક પણ એવો ઉલ્લેખ આપી શકે કે જે ઉલ્લેખ ઉપરથી વિદ્વાન્ વિચારકો એવા વિચાર ઉપર આવે કે ચોક્કસ જિનકલ્પના નિષેધક શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોછે ? વાંચકો જ્યાં જ્યાં એવો ઉલ્લેખ જોશે ત્યાં ત્યાં જોઇ શકશે કે તે ઉલ્લેખના કર્ત્તાઓ શાસનપતિ શ્રીવીરદેવનાંજ સંતાનો છે.

એ તો નિ:શંક છે કે કાળના પ્રભાવે 'જિનકલ્પ'ના આચારને આચારમાં મૂકી શકાય તેવું શરીરબળ કે મનોબળ નથીજ રહેવા પામ્યું. કૈવલ્યદશા જેવી ઉચ્ચકોટિનો આત્મવિકાસ અને પરાકાષ્ઠાના ત્યાગમાર્ગનો પણ લોપજ થયો છે એમ શાસ્ત્રો અને શાસ્ત્રકારો સ્પષ્ટપણે કહી ગયા છે અને વર્ત્તમાનમાં શાસ્ત્રવેત્તાઓ જોરશોરથી કહી રહ્યા છે, તેમજ તે દીવાજેવું સ્પષ્ટ પણ છે, તે છતાં પણ જો તે કથનને અસત્ય કરવાનું સામર્થ્ય હોય તો ખુશીથી શા માટે બેચરદાસ અને તેના અનુયાયિઓ કે જેઓને

શાસ્ત્રોના રહસ્યની ગંધ સરખી પણ નથી આવી તેઓ તે જિનકલ્પ વિગેરે કરી બતાવવાને બહાર નથી આવતા ? શ્રદ્ધાળુ સમાજના તે સત્ય નિશ્ચયને બાધિત કરવો હોય તો તે બકવાદ કરવાથી કે મનગમતું ચિત્રણ કરવાથી તો બાધિત નહિજ થાય એ નિશ્ચયપૂર્વક માનવા જેવું છે. શ્રદ્ધાળુ સમાજ તો એજ ચાહે છે કે તમે જે કંઇ બોલો યા લખો તેને ઉપહાસનું પાત્ર ન બનાવો પણ એવું બોલો અને લખો કે જેની ઉપર મધ્યસ્થજનતા પણ વજન રાખી શકે. બાકી બધાએ ખોટા અને અમેજ સાચા એવુંજ ભૂત જો તમને વળગ્યું હોય તો એ તો તમોનેજ ભારી છે, એથી શ્રદ્ધાળુ સમાજને તો જરાએ ચિન્તા કરવા જેવું નથી કારણકે તમારા જેવાઓના પ્રતાપે તે સમાજ તો પાખંડીઓને ઓળખી જશે અને એથી દિવસે દિવસે પોતાના સમ્યક્ત્વને સુરક્ષિત બનાવી શકશે. માટે આ બાબતમાં જો કંઈપણ શોચવાનું કે શોષવાનું હોય તો તે તમારા જેવાઓનેજ છે પણ નહિ કે કોઇ બીજાને માટે. હજુ પણ જો કંઈક સાન હોય તો સમજો.

શ્રુતકેવલી-ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી મહારાજાએ બનાવેલી આવશ્યકસૂત્રની નિર્યુક્તિ ઉપર ભાષ્યકાર શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણજીએ બનાવેલી ભાષ્યમાં આઠમા સર્વવિસંવાદિ શિવભૂતિ નામના કે જે દિગંબરમતનો ઉત્પાદક પુરૂષ છે-તે આઠમા નિન્હવનું સ્વરૂપ આલેખતાં આચાર્યશ્રીઆર્યકૃષ્ણજી મહારાજે કહેલી વાતને પ્રકટ કરતાં નીચેની ગાથા સ્થાપન કરી છે અને તેની ટીકા મલધારી શ્રીહેમચંદ્રસૂરિજીએ કરી છે:—

" मण–परमोहि–पुलाए आहारग–खवग–उवसमे–कप्पे ।
संजमतिय–केवल–सिज्झणा य जंबुम्मि वुच्छिण्णा ॥ "

" मनःपर्यायज्ञानम्, परमावधिः, पुलाकलब्धिः, आहारकशरीरम्, क्षपकश्रेणिः, उपशमश्रेणिः, जिनकल्पः, परिहारविशुद्धिक–सूक्ष्मसंपराय–यथाख्यातलक्षणं संयमत्रिकम्, केवलं, मोक्षगमनलक्षणा सिद्धिश्चेति सर्वेऽप्येते पदार्था जम्बूस्वामिनि व्यवच्छिन्ना-जम्बूस्वामिनं यावत् प्रवृत्ताः, नतूत्तरत्रेति ॥ "

અર્થાત્—મનઃપર્યાયજ્ઞાન, પરમાવધિજ્ઞાન, પુલાકલબ્ધિ, આહારકશરીર, ક્ષપકશ્રેણિ, ઉપશમશ્રેણિ, જિનકલ્પ, પરિહારવિશુદ્ધિક–સૂક્ષ્મસંપરાય–યથાખ્યાતચારિત્રરૂપ સંયમત્રિક, કેવલજ્ઞાન અને મોક્ષગમનસ્વરૂપ સિદ્ધિ, આ સઘળા પદાર્થો જંબૂસ્વામી પછી વિછિન્ન થયા અર્થાત્ ભગવાન્ જંબૂસ્વામીજી સુધી પ્રવર્ત્તમાન રહ્યા પરન્તુ તે પછી નહિ.

આ શાસ્ત્રીય ઉલ્લેખ ઉપર નીચેની નોટ કરી બેચરદાસે પોતાની નિંદકશીલતા સાથે ખરેખરૂં પોતાના આત્માનું તમસ્તરણ બતાવી આપી જનતા ઉપર ભારેમાં ભારે ઉપકાર કર્યો છે. અત્યાર સુધી કેટલાક મમત્વથી અને કેટલાક અજ્ઞાનતાથી બેચરદાસના આત્મિકતમસ્તરણને ન્હોતા અવલોકી શક્યા તેઓને અવલોકવા માટે બેચરદાસે એ નોટ કરવાના નિમિત્તે તેઓની આગળ એક સ્વચ્છ આરીસો રજુ કર્યો છે અને એથી મને આશા છે કે પેલા ભાવનગરશહેરમાં વસતા જૈનપત્ર (?)ના અધિપતિ અને ત્યાંનું યુવકમંડળ તેમજ તેના સહાયકો સમજી શકશે કે અમે એ બેચરદાસના આત્મિકતમસ્મરણની તરફેણ કરીને અમારા આત્માનું પણ તમસ્તરણજ કરાવ્યું છે. કદાચ વાંચકોને એમ થતું હશે કે બેચરદાસે એવી તે કેવી નોટ કરી છે કે જેના ઉપર આવું આવું વિવેચન કરવાની ફરજ આવી પડી છે? આ પ્રશ્નના સમાધાનની ખાતરજ તે નોટનો અક્ષરશઃ ઉતારો કરવામાં આવે

છે અને એ વાંચવાથી જરૂર વાંચકોને તે વિવેચન વ્યાજબીજ જણાશે:—

"વિશેષાવશ્યક ભાષ્ય. (य० ग्रं० पृ० १०३८) વિશેષાવશ્યકના આ ઉલ્લેખને ભાષ્યકાર શ્રીજિનભદ્રજીએ તીર્થંકર વચન (જિણ વયણ) કહ્યું છે અને ટીકાકાર શ્રીમલધારી હેમચંદ્રજીએ પણ માખી ઉપર માખી કરીને તેજ વાતને દૃઢ કરી છે. શ્રદ્ધાંધતાની બલીહારી છે. ગાથામાં લખ્યું છે કે, "જંબૂતે સમયે આટલાં વાનાં વિચ્છિન્ન થયાં છે" આ રીતનો ઉલ્લેખ તો તેજ મનુષ્ય કરી શકે, જે જંબૂસ્વામીની પછી થયો હોય. તો હું વાચકોને પૂછું છું કે જંબૂસ્વામી પછી ૨૫ મા એવા કોણ તીર્થંકર-જિન-થઇ ગયા છે કે, જેમના વચન રૂપ આ ઉલ્લેખ હોઇ શકે. આ અને આવા સંખ્યાબંધ ઉલ્લેખો તે પવિત્ર જિનોને નામે આપણા કુલગુરૂઓએ ચડાવી દીધા છે, જેને લીધે આપણે કશું વિવેકપૂર્વક વિચારી શકતા નથી—આ કંઇ ઓછું તમરતરાગ છે !!!"

હું કબુલ કરૂં છું કે ભગવાન્ સુધર્માસ્વામીજીથી આરંભી આજ સુધીના સઘળા સુવિહિત સૂરીશ્વરો, વાચકવરો, પંડિતપ્રવરો અને મુનિવરોએ તેજ લખ્યું છે અને તેજ કહ્યું છે કે જે જિનેશ્વરદેવોએ કહેલું છે, એટલે સ્થળે સ્થળે તેઓ એમ કહે કે 'આ જિનવચન છે' 'આ પરમગુરૂઓએ કહેલું છે' 'આ પ્રમાણે ધીરપુરૂષો કહે છે' 'આ પ્રમાણે જિનેશ્વરદેવોએ ભણેલું છે' એ સર્વથા સુસંભવિત અને સુઘટિત છે. આ બાબતમાં કોઇપણ શાસનશૈલીને સમજનાર આશંકા ઉઠાવી શકે તેમ નથી. શાસનબાહ્યો આ બાબતમાં ગમે તેમ બડબડે તેની કંઇજ પરવા તેઓને નથી. ચાહે તો તેઓ અમારી આ હિતકર પદ્ધતિને યાને સુદૃષ્ટિને અંધશ્રદ્ધાની ઉપમા આપે યા તો અજ્ઞાનતા તરીકે ઓળખાવે તેની અમારે કંઇજ ચિંતા કરવાની નથી, કારણકે તેમ કરવા વિના તેઓએ કરવા ધારેલી સંસારની સહેલ સફળ થઇ શકે તેમ નથી. સહુ સહુની ઈષ્ટસિદ્ધિ કરવાનો પ્રયત્ન કરે એ

સ્વાભાવિક છે જેમ મ્યગ્દૃષ્ટિઓ પોતાના આત્માને સંસારના પાશમાંથી છુટો કરી શાશ્વતસ્થાને પહોંચાડવા માટે અરિહન્તોની, અરિહન્તદેવોના આગમોની અને અરિહન્તદેવોના આરાધકોની ઉપાસના કરવામાં કટિબદ્ધ રહે તેવીજ રીતે મિથ્યાદૃષ્ટિ આત્માઓ પોતાની મિથ્યાભાવનાને બળવતી કરવા માટે અરિહન્તદેવોની, તેઓશ્રીના અનુપમ આગમોની અને તેઓશ્રીના ઉપાસક આરાધ્યપાદોની અવહેલના કરવા માટે કમર કસે અને પોતાના આત્માને ટકાના ત્રણશેરમાં વેચાવે એ શું અસંભવિત છે ?

વાચકમહાશયોએ એવો વિકલ્પ કરવાની બીલકુલ જરૂર નથી કે તે પામર આત્માઓ ભલે પોતાની પામરવૃત્તિ અને પ્રવૃત્તિના પોષણ માટે સદાને માટે મથ્યા કરે, પરન્તુ શામાટે તેઓ અખિલ વિશ્વ ઉપર ઉપકારની પરંપરા ચલાવનારા અને સમસ્ત સૃષ્ટિપટ ઉપર શાન્તિની રેલ ચલાવનારા સજ્જન-સુવિહિત પુરૂષસિંહો ઉપર આક્ષેપની અવધિ કરતા હશે ? અને તેઓના સદ્‌ગુણને અને સદાચારને દુર્ગુણ અને દુરાચારરૂપે દર્શાવવાની દુર્જનતા કરવામાં કૃતકૃત્યતા સમજતા હશે ? કારણકે એ તો દુર્જનોનો જન્મસિદ્ધ હક્ક છે અને તેઓ ગમે તેવી સદીને, ગમે તેવા સમયને અને ગમે તેવા જમાનાને પોતાના સ્વભાવને અનુરૂપ બનાવવાની ચેષ્ટાઓ કર્યાજ કરે છે. માટેજ સમજુ પુરૂષો કહી ચૂકયા છે કે આ દુનિયામાં સજ્જનપુરૂષોનો એવો કયો ગુણ છે કે જે ગુણને દુર્જને પોતાના દુષ્ટસ્વભાવથી દૂષિત ન કર્યો હોય? તેથી એવા વિકલ્પો કરવાની આપણને કંઇજ જરૂર નથી, પરન્તુ આપણે આ સ્થાને એ તો સમજીજ લેવાનું છે કે આપણા પ્રામાણિક સૂત્રકારો અને ટીકાકારોએ જે કંઇ લખ્યું છે તે સઘળું શાસ્ત્રથી યા ગુરૂમુખથી જાણીને અને સમજીનેજ લખ્યું છે અને એની સાબીતી માટે પ્રાયઃ દરેક ગ્રંથનું મંગલાચરણ અને અભિધેયાદિ

વાચક શ્લોકોનુંજ નિરીક્ષણ કરવાની જરૂર છે, બીજું કંઈપણ જોવું પડે તેમ નથી.

જે ઉલ્લેખ ઉપર બેચરદાસે નોટ કર અને જે નોટ ઉપર આપણે ઉપર્યુક્ત ઉહાપોહ કર્યો તે ઉલ્લેખ ભાષ્યકાર શ્રીજિનભદ્રગણીજી મહારાજશ્રીએ આચાર્યશ્રી આર્યકૃષ્ણજી મહારાજાના કથનને અનુસરીનેજ કરેલો છે, એટલે તે તેઓનો પોતાનોજ નથી પણ પુરાતન છે અને આપણી શાસનશૈલીને અનુસારે તે સાક્ષાત્ જિનેશ્વરદેવેજ કહેલોછે, કારણકે એવી એક પણ વાત આપણને માન્ય નથી કે જે જિનેશ્વરદેવના કથનને પ્રતિકૂલ હોય. ભગવાન્ જંબૂસ્વામીજીના નિર્વાણ પછી '૧. મનઃપર્યવજ્ઞાન, ૨. પરમાવધિ, ૩. પુલાકલબ્ધિ, ૪. આહારકશરીર, ૫. ક્ષપકશ્રેણી, ૬. ઉપશમશ્રેણી, ૭. જિનકલ્પ, ૮. સંયમત્રિક (યથાખ્યાતસંયમ, પરિહારવિશુદ્ધિકસંયમ અને સૂક્ષ્મસંપરાયસંયમ), ૯. કેવલજ્ઞાન અને ૧૦. સિદ્ધિગમન' આ દશ વસ્તુ વિચ્છેદ થવાનો ઉલ્લેખ કંઇ ભાષ્યકાર શ્રીજિનભદ્રજીગણી ક્ષમાશ્રમણજીએ યા મલધારી શ્રીહેમચંદ્રસૂરિજીએજ નથી કર્યો, પરન્તુ જે જે મહાત્માઓએ એ પ્રસંગ આલેખ્યોછે તે સઘળાઓએ એ બાબત સ્પષ્ટરૂપે જણાવી છે અને એટલાજ માટે બીચારા બેચરદાસને તમસ્તરણની ઘટના કરવી પડી છે કે જેણે જેણે જિનના નામે વાતો કહી તે બધાએ તમસ્તરણ કરનારા છે!!!

જે મહાપુરૂષને બેચરદાસ 'પરમપૂજ્ય, જંગમતીર્થસ્વરૂપ, ઉદ્ધારક પુરૂષ અને ભાવાચાર્ય' માને છે તેમજ પોતાને જે મહાપુરૂષના અક્ષરદેહમાં લુબ્ધ તરિકે ઓળખાવી પોતાની વિચારમાળા જે મહાપુરૂષને અર્પણ કરે છે તેજ મહાપુરૂષ ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ પોતેજ પોતાના જૈનતત્ત્વાદર્શનામના પોતાના આદર્શ ગ્રન્થરત્નમાં નીચે મુજબ એ દશવસ્તુના વિચ્છેદનું વર્ણન કરે છે:—

"श्री जंबुस्वामीजीकी पीछे यह भरतक्षेत्रमें दश बातें विच्छेद हो गइ तिसका नाम लिखते हैः—१. मनःपर्यायज्ञान, २. परमावधिज्ञान, ३. पुलाकलब्धि, ४. आहारकशरीर, ५. क्षपकश्रेणि, ६. उपशमश्रेणि, ७. जिनकल्पमुनिको रीति, ८. परिहारविशुद्धिचारित्र तथा सूक्ष्मसंपराय और यथाख्यात यह तीनतरेंके संयम, ९. केवलज्ञान, १०. मोक्षहोना. यह दशवस्तु विच्छेद हो गइ."

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજીમહારાજ પણ તે દશ વસ્તુના વિચ્છેદના સંબંધમાં પરિશિષ્ટપર્વમાં નીચે મુજબ લખે છે:-

" जम्बूप्राग्भववृत्तान्त—मथाख्याद्गणभृद्वरः ।
श्रेणिकाय यथाचख्यौ, पुरा श्रीज्ञातनन्दनः ॥ ४८ ॥
आख्याय चावोचदि , प्राग्जन्मतपसा नृप ! ।
रुपसौभाग्यतेजांसी—दृशान्यस्य महात्मनः ॥ ४९ ॥
अयं चरमदेहश्च, चरमश्चैव केवली ।
भवेऽस्मिन्सेत्स्यतीत्याख्यत्, स एव परमेश्वरः ॥ ५० ॥
स्वामिना चेदमाख्यातं, जंम्बूनाम्नि शिवं गते ।
न मनःपर्ययो भावी, न चापि परमावधिः ॥ ५१ ॥
नाहारकवपुर्लब्धि—र्जिनकल्पस्तथा नहि ।
पुलाकलब्धिर्नो नो वा, क्षपकश्रेणिरोहणम् ॥ ५२ ॥
न च स्यादुपरितनं, संयमत्रितयं क्वचित् ।
एवं भविष्यत्यग्रेऽपि, हीनहीनतरर्द्धिता ॥ ५३ ॥
एवं वचनमाकर्ण्य, सुधर्मस्वामिनो गुरोः ।
तत्पादपद्मे नत्वा च, राजा चम्पापुरीं ययौ ॥ ५४ ॥

सुधर्मापि ततःस्थाना-ज्जगाम सपरिच्छदः ।
श्रीमहावीरपादान्ते, तत्समं विजहार च ॥ ५९ ॥ ”

અર્થાત્—રાજા કોણીકના પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન્ સુધર્માસ્વામીએ પ્રથમ જેવી રીતે ભગવાન્ મહાવીરસ્વામીજીએ રાજા શ્રેણીકની આગળ જંબૂસ્વામીના પૂર્વભવનું વૃત્તાન્ત કહ્યું હતું, તેવીરીતિએ રાજા કોણીકની આગળ ભગવાન્ સુધર્માસ્વામીજીએ કહ્યું. જંબૂસ્વામીના પૂર્વભવનું વૃત્તાન્ત કહ્યા બાદ ભગવાન્ સુધર્માસ્વામીજીએ કહ્યું કે તેજ પરમેશ્વરે (શ્રીવર્ધમાન સ્વામીજીએ) કહ્યું છે કે:-ચરમશરીરી અને ચરમકેવલી પણ આજ (જંબૂસ્વામીજ) છે અને આજ ભવમાં આ સિદ્ધિપદને પામશે ત્યારબાદ સ્વામીએજ કહ્યું છે કે જંબૂસ્વામી મોક્ષ ગયા પછી કોઇને મનઃપર્યયજ્ઞાન કે પરમાવધિજ્ઞાન પણ નહિ થાય. આહારકશરીરની લબ્ધિ નહિ હોય અને જિનકલ્પ પણ નહિ હોય. પુલાકલબ્ધિ પણ નહિ અને ક્ષપકશ્રેણીનું આરોહણ પણ નહિ થાય. ઉપરનું સંયમત્રિક પણ નહિ રહે. આપ્રમાણે આગળ હીનતા અને હીનતરતા થતી રહેવાની. સુધર્માસ્વામીગુરૂની પાસે આવું વચન સાંભળીને તેમના પદકમલને નમસ્કાર કરીને રાજા કોણીકે ચમ્પાનગરીમાં પ્રયાણ કર્યું અને ભગવાન્ સુધર્માસ્વામીએ પણ તે સ્થાનથી વિહાર કર્યો અને પોતાના પરિવારની સાથે ભગવાન્ મહાવીરસ્વામીની ચરણસેવામાં હાજર થયા અને તેઓશ્રીની સાથેજ વિહાર કરવા લાગ્યા.

હવે સર્વ અભિલાપ્ય વિષય પૂર્વાદિમાં હોવાથી ને તેના મૂળ જિનેશ્વરો હોવાથી દરેક વાત તત્કથિત કહેવામાં શ્રદ્ધાળુને વાંધો હોયજ નહિં. અંધશ્રદ્ધા અને શ્રદ્ધામાં એજ ફેર છે કે વક્તાની શુદ્ધિનો ખ્યાલ કરે અને ન કરે પણ શ્રદ્ધામાત્રને અંધશ્રદ્ધા કહેનાર પોતેજ પોતાનું કિલષ્ટપણું બતાવે છે.

આ ઉપરથી વાંચકો સહજમાં સમજી શકશે કે આપણા સઘળા પ્રામાણિક આચાર્યો આ કથનનું સમર્થન કરતા આવ્યા છે એટલે બેચરદાસ જેવા ચાહે તેવા પ્રલાપો કરે એ સર્વથા નકામા જેવા છે. બેચરદાસ તો પોતાના ૨૦૦૦–૨૨૦૦ ની સાબીતી માટે ત્યાં સુધી લખવા લલચાયા છે અને લખ્યું છે કે:–

"હું તો માત્ર 'જિનકલ્પ' લોપ થયાનો ગ્રંથપાઠ જણાવી શકું છું, પરંતુ તે પાઠ ક્યારનો છે અને કોનો રચેલો છે? એ વિષે કાંઇ કહી શકતો નથી. તોપણ એ પાઠને દેવર્ધિગણિના સમય સુધીનો ગણવામાં કશો બાધ હોય એમ મને જણાતું નથી. અર્થાત્ એ પાઠનો આશય પરંપરાએ ચાલ્યો આવતો હોય તેને લઇને સૂત્રગ્રંથોમાં પણ તેને ગણિશ્રીએ ઉમેર્યો હોય, સમાવ્યો હોય–તે સંભવતું છે. જંબૂસ્વામી પછી જિનકલ્પનો લોપ થયાનું જણાવીને હવે પછી જિનકલ્પની આચરણા બંધ કરવી અને તે રીતે આ-ચરનારાઓનો ઉત્સાહ કે વૈરાગ્ય નષ્ટ કરવો....એ સિવાય બીજો ઉદ્દેશ તો મને સમજાતો નથી. જંબૂસ્વામીના નિર્વાણ પછી જિનકલ્પ વિચ્છિન્ન થયાનો જે વજ્રલેપ કરવામાં આવેલો છે અને તેની આચરણા કરનારને જિનાજ્ઞા-બાહ્ય સમજવાની સ્વાર્થી એકતરફી અને દંભી ધમકીનો ઢંઢેરો પણ જે પીટાએલો છે તેમાંજ શ્વેતાંબરતા અને દિગંબરતાના વિષવૃક્ષનું બીજ સમા-એલું છે અને તે બીજારોપના સમારંભનો (?) પણ તેજ સમય છે કે જે સમય જંબૂસ્વામીના નિર્વાણનો છે."

બેચરદાસના આ ઉલ્લેખ ઉપરથીજ વાંચકો સમજી શકશે કે જિનકલ્પ વિચ્છિન્ન થયાનો ઉલ્લેખ નૂતન નથી પણ પ્રાચીન-તમ છે અને સૂત્રગ્રંથોમાં પણ હયાત છે. તેની સાથે વિચારકો તો એ પણ વિચારી શકશે કે જે બેચરદાસ માત્ર જિનકલ્પ લોપ થયાનો પાઠજ જણાવી શકે છે પણ તે પાઠ ક્યારનો છે અને કોનો રચેલો છે એ વાત નથી જાણી શકતા તેજ બેચરદાસ શા આધારે એમ લખી શકે કે–'વર્ધમાન, સુધર્મા કે જંબૂ-કોઇ

પ્રતાપી નર સાથે ન હોવાથી તેઓએ (શ્રીપાર્શ્વનાથસ્વામીના [1]શિષ્યરત્નોએ) શીઘ્ર કહી નાખ્યું કે જિનનો આચાર જિનના નિર્વાણની સાથેજ નિર્વાણને પામ્યો છે.'

---

૧ જિનકલ્પનો વિચ્છેદ થવાનું શ્રીપાર્શ્વનાથજીના શિષ્યોએ કહ્યું હોય તેવો પાઠ શું બેચરદાસ બતાવી શકશે? અને શ્રી જિનભદ્રક્ષમાશ્રમણજી વગેરે શું પાર્શ્વનાથના સંતાનીયા હતા? કેમકે તેઓએ તો સ્પષ્ટપણે જિનકલ્પનો વિચ્છેદ જંબૂસ્વામીજી પછી જણાવ્યો છે. બહેચરદાસના કહેવા પ્રમાણે શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્યમાં અને શ્રીમલધારી-હેમચંદ્રસૂરિજીએ તેની ટીકામાં શ્રી જંબૂસ્વામી પછી જિનકલ્પાદિનો નિષેધ જણાવ્યો તે માત્ર તેઓની કપોલ કલ્પના અને માખીને ઠેકાણે માખી કરવા શિવાય બીજું કંઈજ નથી પણ આ વાત તેમને સજ્જડ થપ્પડ ખાઈનેજ લખી છે. મિથ્યાત્વ અને અજ્ઞાનની સજ્જડ થપ્પડ શિવાય આવું અણઘટતું સાહસ કરવા તેઓ તઇયાર થાતજ નહિં કેમકે તેઓને સમજવાની જરૂર હતી કે સૂત્રોમાં જગો જગોપર પાંચમા આરાના જન્મેલાને મોક્ષનો નિષેધ સ્પષ્ટપણે કહેલો છે તોપછી જંબૂસ્વામી પછી કેવલજ્ઞાનાદિકનો નિષેધ કરે તે જિનવચનને આધારે થયો કે નહિ? એમાં જંબૂસ્વામી પછી થવાનો વિકલ્પ લેતાં તો એમ પણ કહેવું પડશે કે શ્રી તીર્થંકરોએ છઠ્ઠા આરાનું વર્ણન કર્યું તે પણ ન બની શકે જો તેઓને છઠ્ઠા આરા વિગેરેનું જ્ઞાન હતું તેથી કહ્યું તો પછી સો વર્ષની અંદરની વાત ભવિષ્યને અંગે કહે તેમાં શું આશ્ચર્ય છે? હવે રહી જિનકલ્પની વાત. તેમાં પણ જ્યારે પ્રથમ સંહનનની જરૂર છે એમ ખુદ શાસ્ત્રકારો જણાવે છે તો પછી તે સંહનનનો વ્યુચ્છેદ થાય ત્યારે તો તે જિનકલ્પનો વિચ્છેદ દરેકને માનવોજ પડશે. હવે જંબૂસ્વામીને અને પહેલા સંહનનના વિચ્છેદને કેટલું અંતર છે તે જુઓ. ભગવાન્ પછી જ્યારે બીજી સદીમાં પહેલું સંહનન નાશ પામ્યું તોપછી તે સંહનનની પછી તો તમારે પણ જિનકલ્પનો વિચ્છેદ માનવોજ પડશે. કહો ત્યારે હવે શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણજી પૂર્વધરે જંબૂસ્વામી પછી વિચ્છેદ માન્યો તેમાં તમોને શી અડચણ આવી?

શું વિચારકો બેચરદાસની વિચિત્રવૃત્તિને આટલા ઉપરથી નહિ સમજી શકે? હું તો માનું છું કે જરૂર સમજી શકશે, એનીજ ખાતર તેની ઉપર અધિક ઉહાપોહમાં નથી ઉતરતો. સમજુઓ તો એ વાતને પણ કબુલ કરશે કે ૨૦૦૦-૨૨૦૦ની સાબીતી માટે બેચરદાસે ગજબ કર્યો છે, એકે એક આચાર્યશ્રીને 'સ્વાર્થી-દંભી અને વૈરાગ્યના નાશક' તરીકે ઓળખાવવાની પણ અધમતાને આચારમાં મૂકતાં આંચકો નથી ખાધો. આવી અધમવૃત્તિ ઉપર ગુજારો કરનારા અધમ આત્માઓનો ઉદ્ધાર કરવા કોણ સમર્થ છે? પાખંડીઓને તો પરમાત્મા પોતે પણ પ્રમાણિક નથી બનાવી શકયા તો પછી આપણું તે શું ગજું? મને લાગે છે કે બેચરદાસને એ પણ ખબર નથી કે 'જિનકલ્પ' એ શું ચીજ છે? અને તેનો સ્વીકાર કોણ કરે? ખબર પણ કયાંથી હોય? સ્વચ્છંદપણે પરમાત્માની આજ્ઞા લોપીને પરમાત્માના પ્રવચનની અને પરમાત્માના પ્રતિનિધિ તરીકે ગણાતા સૂરિપુરંદરોની અવગણના કરનારા જો સૂત્રના સારને અને સન્માર્ગને સમજી શકતા હોત તો શામાટે સાક્ષાત્ સુધર્માસ્વામીજી પોતેજ ચારિત્રના સ્વીકારસાથે આ જન્મસુધી ગુરૂકુલવાસી બનવાનો સદુપદેશ આપતા? જ્યાંસુધી શ્રીજિનશાસનની આવી સુરમ્ય શૈલી સમજવામાં ન આવે ત્યાં સુધી માનીજ રાખવું જોઇએ કે હજુ ઘણા લાંબા સમય સુધી આપણે આ ભયંકર ભવાટવીમાં ભટકવાનું છે. હિતૈષીઓએ ચોક્કસ માની રાખવું જોઇએ કે આવી આવી ઉત્તમ સામગ્રીઓ પુનઃ પુનઃ પ્રાપ્ત થવી દુર્લભ છે માટે જો એની ઉપેક્ષા કરશું તો ખુવાર થવા સિવાય બીજું કંઇજ હાંસલ થવું નથી. જો મારા વાંચકો આટલી ટુંકી વાત પણ સમજી જશે તો હું મારી આ મહેનતને સર્વપ્રકારે સફળ માનીશ અને મને પોતાને અહોભાગ્ય સમજીશ.

૨૦૦૦–૨૨૦૦ ની સાબીતી માટે બેચરદાસે બૌદ્ધગ્રંથોમાંના 'મજ્ઝિમનિકાય' નામના ગ્રંથમાંથી નીચેનું પ્રમાણ મેળવ્યું છે અને તેનાથી પોતાના પાંડિત્યરૂપી પ્રસાદ ઉપર જાણે રત્નખચિત સુવર્ણકળશનું આરોપણ થઇ ગયું હોય એમ માની આનંદાબ્ધિમાં ડુબકીઓ મારવા માંડી છે, પરન્તુ ખબર નથી કે એ પ્રમાણે તો થોડા ઘણા પ્રમાણમાં બાકી રહેલા મારા પાંડિત્યનું ખેદાન મેદાન કરી નાખ્યું છે? મદોન્મત થયેલા માનવીઓ જો સીધીનજરે જોઈ શકતા હોત તો દુનિયામાં જે અકલ્પિત બનાવો બનવા પામે છે એ કદીજ ન બનત? અસ્તુ! આપણે તો એજ જોવું છે કે બેચરદાસે કયું પ્રમાણ પોતાના ૨૦૦૦–૨૨૦૦ ની સિદ્ધિ માટે સ્વીકૃત કર્યું છે અને તેની ઉપર કેવી કેવી કલ્પનાના થર ચઢાવ્યા છે:—

"एवं मे सुतं–एकं समयं भगवा सक्केसु विहरति सामगामे तेन खो पन समयेन निगंठो नातपुत्तो × × × होति. तस्स ≈ ≈ भिन्ना निगंठा द्वेधिकजाता, भण्डनजाता, कलहजाता विवादापन्ना अञ्ञमञ्ञं मुखसत्तोहि वितुदंता विहरंति"

"અર્થાત્–'મેં એવું સાંભળ્યું છે કે, એક સમયે ભગવાન્ (બુદ્ધ) શાક્ય (દેશ)માં સ્યામગામમાં વિહરતા હતા. તે વખતે જ્ઞાતપુત્ર નિર્ગ્રંથ પણ હતા. આ જ્ઞાતપુત્રના નિર્ગ્રંથોમાં દ્વૈધીભાવ (જુદાઇ) થયો હતો, તેઓનું ભાંડણું થયું હતું અને તેઓમાં કલહ થયો હતો-તે જૂદા થયેલા નિર્ગ્રંથો પરસ્પર બકવાદ કરતા હતા"–મજ્ઝિમનિકાય–પૃ૦–૨૪૩–૨૪૫."

ઉપર્યુક્ત પ્રમાણ ટીપ્પણમાં ટાંકી તેના સારરૂપે લખી પોતાનું કલ્પનાસામ્રાજ્ય વિસ્તારતા બેચરદાસ લખે છે કે:—

"બુદ્ધધર્માનુસારી સૂત્રપિટકના '૧મજ્ઝિમનિકાય' નામના ગ્રંથમાં એક એવી મતલબનો ઉલ્લેખ મળી આવે છે કે, "જ્ઞાતપુત્રના (વર્ધમાનના)

નિર્ગ્રંથોમાં મતભેદ થયો હતો." ઉપરની ગાથામાં જિનકલ્પ વિચ્છિન્ન થયાનો જે ઉલ્લેખ કરેલો છે તેનો મતલબ આ છે કે—જંબૂસ્વામી પછી અર્થાત્ વર્ધમાનના નિર્વાણબાદ ૬૪ વર્ષે તેમના નિર્ગ્રંથોમાં બે તડ પડયાં હતાં જેમાંનું એક નરમ તડ એમ કહેતું હતું કે હવે જિનકલ્પ વિચ્છિન્ન થઇ ગયો છે એથી આપણે તેને આચરી શકીએજ નહિ, ત્યારે ગરમ તડ તે જિનકલ્પનું પક્ષપાતી હતું અને તેની આચરણાની પણ હિમાયત કરતું હતું. આ બે તડોના મતભેદનોજ ઉલ્લેખ, એ બૌદ્ધ ગ્રંથોમાં થયેલો હોય તેમ આ ગાથાના 'जंबुम्मि वुच्छिण्णा' પદ ઉપરથી આપણે ઘણી સરલતાથી અવધારી શકીએ છીએ."

ઉપરનો ઉલ્લેખ વાંચવાની સાથેજ પ્રથમ તો આપણે બેચરદાસને એજ પૂછી શકીએ છીએ કે-તે દશ વસ્તુના વિચ્છેદને બતાવનારી ભાષ્યની ગાથા ઉપરથી બે તડની તારવણી તમે શા આધારે કરી ? તેમ કરવામાં તમારી પાસે કોઈપણ પ્રમાણ છે ? કે કેવલ ગપ્પપુરાણજ રચવાનો ધંધો આદર્યો છે ? સંભવિત છે કે કદાચ બેચરદાસ આપણા આ પ્રશ્નોથી પ્રથમ જેમ વાચસ્પતિજી આદિ મુનિવરો અને કેટલાક ગૃહસ્થોના પ્રશ્નોથી ચીડવાઈ ગયા હતા અને ચીડમાંને ચીડમાં 'જૈનસમાજનું તમસ્તરણ' રચી બિચારા જૈનપત્રના અધિપતિ અને બીજા પણ પોતાના જેવા હૃદય વિનાનાઓને પોતાના પાપના ભાગીદાર બનાવ્યા હતા તેવીજ રીતિએ ચીડવાઈ જાય અને આંખો મીચીને લખી મારે કે-'એ અર્થની સાબીતી માટે તો 'મજિઝમનિકાય' ના મનગમતા પાઠને રજુ કર્યો છે આના શિવાય બીજાં પ્રમાણો આપવાને હું નવરો નથી. આવા તમારા પ્રશ્નોનું દાન મારે નથી જોઇતું એનું દાન તો દુષ્કાળપીડિત દુકાળીઆઓને આપો કે જેથી ઘણુંજ પુણ્ય થશે વિગેરે વિગેરે' કારણ કે તેમના તેવા પાંડિત્ય (?) ભર્યા લખાણને વધાવી લેનારા આપણી સમાજમાં ઘણાએ સુધારકો અને વિચારકો કઈ વખતના જન્મી ચુક્યા છે.

ખેર ! તેઓને જે લખવું હોય તે લખે અને બોલવું હોય તે બોલે અને આજના કહેવાતાજ નહિ પણ હવે તો કહેવડાવતા સુધારકોને મરજી મુજબ રમાડે તેની પરવા કર્યા વિના આપણે તો એજ જોઈ લઇએ કે બેચરદાસનામાં પ્રમાણ શોધવાની અને તેનો સમન્વય કરવાની કેવીક તાકાત છે ?

'મજ્ઝિમનિકાય' ના પાઠ ઉપરથી એવું સાબીત થાય છે કે પરમાત્માશ્રી મહાવીરદેવની વિદ્યમાન અવસ્થામાં પરમાત્માશ્રી મહાવીરદેવના શિષ્યોમાં વિવાદ ઉભો થયો હતો અને આપણે તે ઉલ્લેખની કંઇક સત્યતા માનવાની ખાતર ધારીએ તો તે ઉલ્લેખનો સમન્વય કરી શકીએ તેમ છીએ-પણ 'ભાંડણું થયું અને કલહ થયો એ વાતને તો આપણે તે ગ્રંથકારની દોષદૃષ્ટિનેજ આભારી ગણી લઇએ. તે છતાં ભગવાન્ મહાવીરદેવના શિષ્યરત્નોની અમુક કુશિષ્યોની અને કેટલાક તેના અનુયાયિઓની સાથે ભિન્નતા થઈ હતી એમ તો આપણે સાબીત કરી શકીએ તેમ છીએ. કારણકે પરમાત્માશ્રી મહાવીરદેવની હયાતિમાંજ 'જમાલી' નામનો પ્રથમ નિન્હવ ઉત્પન્ન થયો છે કે જેણે એક બાબતમાં પરમાત્માશ્રી મહાવીરદેવથી જુદી પ્રરૂપણા કરી છે અને તેનાજ કેટલાક સ્થવિર શિષ્યોએ તેમ ન કરવા તેને ઘણોએ વિનવ્યો અને ઘણોએ સમજાવ્યો તે છતાં પણ જ્યારે તે ન સમજ્યો ત્યારે તે સુસાધુઓ તેનો પરિત્યાગ કરી પરમાત્માશ્રી મહાવીરદેવના શરણે ગયા અને પોતાનું આત્મશ્રેય સાધ્યું. કદાચ સંભવ છે કે તે સમયે જમાલિની જાળમાં ફસાયેલા કેટલાક અજ્ઞાની સાધુઓએ જમાલિને સમજાવવા સજ્જ થયેલા સુસાધુઓ ઉપર કર્કશ વચનપ્રહારો કર્યા પણ હોય ! પરન્તુ આવી સુઘટિત બીનાનો સમન્વય ન કરતાં પેલા ૨૦૦૦-૨૨૦૦ ની ધુનમાં ચડેલા બેચરદાસે ભગવાનની વિદ્યમાન અવસ્થામાં બનેલા બનાવને

પડતો મૂકી ભગવાન્શ્રી મહાવીરદેવના નિર્વાણબાદ ૬૪ વર્ષ પછી બનવા યોગ્ય બનાવ કે જેમાં મતભેદનું નામ કે નિશાન નથી કિન્તુ પરમાત્માશ્રી મહાવીરદેવના વચનાનુસાર કાળના પ્રભાવે અને જીવોની યોગ્યતાના અભાવે થવા લાયક દશ વસ્તુઓની અશકયતા ઉપર કટાક્ષ કરી પરમાત્માશ્રી મહાવીરદેવની આશાતના કરવા ખાતર અને પ્રામાણિક પુરૂષસિંહોને મનગમતી ગાળો દેવાના ઇરાદાથી તેમજ સઘળાને મોક્ષમાર્ગના નાશક તરીકે અને પોતાને તેના પ્રકાશક તરીકે ઓળખાવવાના દૃષ્ટતરતમ ઈરાદાથી તે ઉલ્લેખનો સમન્વય એ દશ વસ્તુના વિચ્છેદની સાથે કરી અને દશ વસ્તુના વિચ્છેદને બતાવનારી ભાષ્યની ગાથાનો મન:-કલ્પિત તદ્દન અસંભવિત અર્થ કરી કાશી જેવા વિદ્યાવિલાસી ક્ષેત્રને કલંકિત કરે એવું કનિષ્ટમાં કનિષ્ટ કામ કર્યું છે!

આ પ્રસંગે હું મારા વાંચક મહાશયોને જણાવી દેવા માગું છું કે બેચરદાસે પોતાના પુસ્તકમાં જેટલાં પ્રમાણો રજુ કર્યાં છે તેટલાં પ્રમાણોની પ્રાય: તો આવીજ દશા છે.અને કેટલાં તદ્દન બીનજરૂરી કે જે વાંચકોને માત્ર ભ્રમમાંજ નાખવા મૂકયાં છે કે જેથી બીચારા શાસ્ત્રોથી અપરિચિત અને ભદ્રિક સ્વભાવી આત્માઓ માની લે કે:—

'ઓહો! બેચરદાસ તો ભાઈ જબરા પંડિત છે. તેઓએ પોતાના પુસ્તકમાં કેટલાં બધાં પ્રમાણો આપ્યાં છે! કેટલું બધું તેમનું જ્ઞાન અને કેવી શોધક શક્તિ!' અને 'જેમ જૈનસમાજમાં ધારાશાસ્ત્રી તરીકે ઓળખાતા અને આણંદજી પુરૂષોતમના કુટુંબમાં તેમજ કુંવરજી આણંદજીની દેખરેખ નીચે ઉછરેલા અને વર્ત્તમાનમાં મુંબઈ જેવા શહેરમાં વસતા મોતીચંદ ગીરધર કે જેઓએ મારા જેવા વક્તાની વકતૃત્વશક્તિનો લાભ લેવા માટે 'મુંબઈ વકતૃત્વકળા પ્રચારક સભા' ના સેક્રેટરીએ માંગરોલ

સભાના એક નાનકડા હૉલમાં એકત્રિત કરેલી સભાનું આધિ-પત્ય સ્વીકાર્યું હતું અને જેઓ જ્યાં ત્યાં પોતાના ધારાશાસ્ત્રી-ત્વને રજુ કરે છે તેઓએ તે સભામાં મેં કરેલા છાતીઠોક ધડાકાથી ગભરાઈ જઈ મને 'આગમના ઊંડા અભ્યાસી' તરીકે ઓળખાવી દીધો હતો તેમ બીજા પણ ઓળખાવી દે!'

પણ બેચરદાસને ક્યાં માલુમ છે કે મારી આવી અસત્ય મહત્ત્વાકાંક્ષાઓ જૈન જેવા પવિત્ર અને સત્ય શાસનમાં કદીજ ટકી શકે તેમ નથી. જ્યાં સર્વોત્કૃષ્ટ સાહિત્યનું સામ્રાજ્ય સ્થપાયેલું છે અને જે સામ્રાજ્યની સંચાલક પરમસત્ય અને પરમત્યાગની મૂર્તિઓ વિરાજી રહી છે ત્યાં મારા જેવા માયાવી અને લેભાગુ નિંદકોની ગણના પણ કોણ કરનાર છે! મોતીચંદભાઈ જેવા ગણ્યાગાંઠ્યા મીઠાબોલા સાથીઓની સહાય ક્યાં સુધી કામ આવવાની છે. કદાચ થોડા સમયને માટે તેઓ મારી આગળ મીઠું મીઠું બોલી મારા અંધકારને પણ પ્રકાશનું ઉપનામ આપી મને ખુશી કર-વાની મિત્રતા બતાવશે પણ જ્યારે સત્યરૂપી સૂર્યની લાલિમા પ્રકાશી નીકળશે અને ત્યાર પછી થોડાજ સમયમાં સાક્ષાત્ સત્ય-રૂપી સૂર્યનારાયણ પોતાના સપૂર્ણ સામર્થ્યની સાથે ઉદયગિરિ ઉપર ઉગી નીકળશે તે સમયે આ મીઠાબોલામાંનો એક પણ મારી પાસે ઉભો રહેવાનો છે કે? અને કદાચ ઉભો રહે તોપણ તેનામાં તે તાકાત છે કે જેના બળે એ આ સતત પ્રકાશમાન સત્યના સૂર્યને છુપાવી શકે?

ખરેખર તે સભામાં બેચરદાસના છાતીઠોક ધડાકાથી મોતી-ચંદભાઈ ત્યાંસુધી ગભરાઈ ગયા હતા કે બેચરદાસે પોતાના ભાષણમાં "ખુદ મહાવીરપ્રભુએ પોતે ક્રિયાઉદ્ધાર કર્યો હતો" આ વાક્ય પણ વદી નાખ્યું તે છતાં પણ મોતીચંદભાઇમાં બો-લવાની હામ ન આવી અને સભાના અધ્યક્ષતરીકે જ્યારે

બોલવાનો પ્રસંગ આવ્યો ત્યારે પણ એક બાળકને પણ હસાવે તેવી સુંદર સમીક્ષા કરી પોતાના અધિપત્યનીચે બોલેલા બેચરદાસને 'આગમના ઉંડા અભ્યાસી' ની ઉપાધિ પોતાના મુખથી આપી દીધી. શું આ ધારાશાસ્ત્રી તરીકેની તેઓની જેવી તેવી નામના છે? અધ્યાત્મકલ્પદ્રુમ અને અધ્યાત્મસાર જેવા ગ્રંથોના ભાષાંતરકાર તરીકે ખ્યાતિને પામેલા મોતીચંદભાઇએ બેચરદાસ જેવા ભાષણકારના પ્રમુખ બની કંઈ જેવી તેવી આબરૂ મેળવી છે? પરન્તુ વાંચકમહાશયોને એ ખબર છે કે એ ભાષણની બાબતમાં મહાત્માઓની આગળ તેઓ શું ઉત્તર આપે છે? તેઓ કહે છે કે મને તો ખબર પણ ન હતી કે સભામાં બેચરદાસ શું બોલનાર છે! મોતીચંદભાઈ તરફથી આવો ઉત્તર સાંભળતાંની સાથે કેટલાક જિજ્ઞાસુઓ વચમાં પૂછી લેવા તયાર થાય છે કે જ્યારે એમજ હતું ત્યારે તમે એ શાસ્ત્રવિરૂદ્ધ ભાષણને કેમ ન અટકાવ્યું? આ પ્રશ્નનો સીધો ઉત્તર ન આપતાં મોતીચંદભાઈ એકદમ પોતાના નેત્રકમળને વિકસ્વર કરીને ઉચ્ચસ્વરે પૂછે છે કે 'તમે જાણો છો કે હું કોણ છું?' ત્યારે ધારાશાસ્ત્રીની ધારાશાસ્ત્રીતરીકે કિંમત સમજનારા ધીમા સ્વરે પણ કહી લે છે કે 'સાહેબ! હું જાણુંછું કે આપ કોણ છો? આપ ભાવનગરના ધારાશાસ્ત્રી છો અને મુંબઇમાં અમુક સ્થળે આપ વિરાજોછો.' એટલે તેઓ એકદમ શાન્ત થઇ જાય છે અને પોતાના વાસ્તવિકસ્વરૂપને પકડી લે છે. અસ્તુ, આ વાતને અધિક લંબાવવાની કંઈજ જરૂર નથી પરન્તુ સાથે સાથે બેચરદાસની પંડિતાઇનો એક બીજો પણ નમુનો ખાસ જોઇ લેવા જેવો છે:—

પોતાના ભાષણમાં પરમાત્મા શ્રીમહાવીરદેવને એક 'ક્રિયોદ્ધારક' તરીકે ઓળખાવનાર બેચરદાસે તે ભાષણના સ્પષ્ટીકરણ માટે બનાવેલા પોતાના ૨૦૪ પેજના પુસ્તકમાં બત્રીસમા પેજમાં લખ્યું છે કે:—

" શ્રી વર્દ્ધમાનને હસ્તે જ આપણું ધર્મબંધારણ કે સંઘબંધારણ થવું મને તો સર્વથા અશક્ય લાગે છે...તેના ઉપર લોકકલ્યાણનો આરોપ માત્ર તેનો યશોવર્ધક છે. "

બેચરદાસના ઉપરોક્ત લખાણની અવાસ્તવિકતા આપણે શ્રાધમર્રીતિએ ખાસ ભગવતી જેવા શ્રીઅંગસૂત્રના આધારે જોઇ ચૂકયા છીએ એટલે આ સ્થળે તેનો ઉલ્લેખ કરવાની કંઈજ જરૂર ન હતી. તે છતાં પણ આ ઉલ્લેખ એટલા માટે કરવો પડયો છે કે બેચરદાસ પોતાના હાથેજ પોતાના પગ ઉપર કુહાડો મારવામાં કેવા પ્રવીણ છે ? તે જોવા ! સાથે વાંચકો એમ પણ જોઇ શકે કે જેમ એક વાતકી મનુષ્ય જરૂરી કે બીન-જરૂરી, પ્રાસંગિક કે અપ્રાસાંગિક, સાધક કે બાધક અને સાચું કે ખોટું જેમ ફાવ્યું તેમ બોલવામાં ચતુર હોય છે તેવાજ ચતુર બોલવામાં કે લખવામાં આપણા બેચરદાસ છે, કારણકે પરમાત્મા શ્રીમહાવીરદેવમાં વર્ત્તતા પરમમાધ્યસ્થે સર્વ શાસ્ત્રસિદ્ધ તીર્થંકરત્વ-સંઘસ્થાપકત્વ માનવા માટે બેચરદાસને અટકાવ્યા પરન્તુ તેજ પરમમાધ્યસ્થના સ્વામી પરમાત્મા શ્રીમહાવીરદેવને 'ક્રિયોદ્ધારક' કહેતાં બેચરદાસની બુદ્ધિએ બેચરદાસને અટકાવ ન કર્યો ? આના જેવું બુદ્ધિબળ અને પાંડિત્ય બાથોડીયાં મરાવે યા પાગલ બનાવે એ શું અસ્વાભાવિક છે કે જેથી આપણે બીજી પંચાયતમાં ઉતરવું પડે ?

વિશ્વના ઉપકાર માટે આપણા પરમ ઉપકારી તીર્થંકરદેવો તીર્થની-સંઘની સ્થાપના કરેજ અને કરી છે તેમજ ધર્મનું બંધારણ એટલે અધિકારી આત્માઓની યોગ્યતાને અનુસાર ધર્મના વિવિધ માર્ગો પણ તે ઉપકારી પુરૂષોએજ દર્શાવેલા છે, એ વાતમાં આપણને રતિભર શંકા નથી, કારણકે હરરોજ શક-

સ્તવમાં આપણે અરિહન્તદેવોની સ્તુતિ કરતાં "तित्थयराणं-लोगहियाणं-चक्खुदयाणं-मग्गदयाणं-बोहिदयाणं-धम्मदयाणं-धम्मदेसियाणं-धम्मनायगाणं-धम्मसारहिणं" જેવાં અનેક પદો સ્પષ્ટ કહીયે છીયે. અને સાક્ષાત્ શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીજીએ પોતેજ પોતાના શ્રીમુખે ભગવાન્ ગૌતમસ્વામીજીના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું છે કે:–'હે ગૌતમ! અરિહન્તો નિયમથી તીર્થના કરનારા હોય છે.' આજ વાતની નોંધ ભગવાન્ સુધર્માસ્વામીજીએ શ્રીભગવતીજીસૂત્રનામના પાંચમા અંગસૂત્રમાં લીધી છે, એ આપણે આગળ જોઇ ચૂકયા છીએ એટલે આ સ્થાને એની પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી. અને આપણી એ અડગશ્રદ્ધામાં સહજ પણ શિથિલતા આવવાની નથી અને ભાવના પણ એજ છે કે કદી પણ ન આવો, કારણકે સર્વજ્ઞના કથન ઉપર શ્રદ્ધાની શિથિલતા એજ આ સંસારની વૃદ્ધિનું મોટામાં મોટું કારણ છે અને આપણને આ સંસારનો ચાહ નથી. કયારે આ સંસારમાંથી છુટીએ અને સાધ્યસ્થાને પહોંચીએ એજ ભાવના આપણા મનોમંદિરમાં વિલસી રહી છે અને રહો.

વર્ત્તમાનમાં ત્યાગની આદર્શ વિભૂતિઓ અને અનુપમ આત્મિકભાવનાઓથી ભરેલું વિશાલ આગમ આદિ સાહિત્ય આજે પણ આપણા દૃષ્ટિપથમાં ઉપસ્થિત થઇ રહ્યું છે તેમજ અનેક નિવૃત્તિપોષક અને આત્માને અનેક ઉચ્ચભાવનાઓથી ભરી નાર ગગનચુંબી જિનાલયો સ્થાને સ્થાને મનને મોહાવી રહ્યાં છે, એ સઘળો પ્રભાવ તે ઉપકારી તીર્થપતિનોજ છે. જો એ તીર્થપતિ તીર્થને ન સ્થાપતા તો આજે આપણા ઉદ્ધારને માટે સાધન શું હતું? જો આવા ઉત્તમ આદર્શોથી અને સર્વોત્તમ સાધનોથી અનુપમ લાભ અને સાધ્ય તરફ અભિરૂચિ ઉત્પન્ન

કરવાને બદલે તે લાભ અને સાધ્યની અવગણના કરી ઉપાસ્ય-નીજ નિંદા કરવા જે જે પ્રવર્ત્તમાન થાય છે તે ખરેખર આત્મ-ઘાતીજ છે, એમાં મને તો સંશયજ નથી. શું એક આત્મહિ-તૈષીના મુખમાંથી નીચેના અક્ષરો નીકળે યા લેખિનીથી પુસ્ત-કમાં અંકાય ?

"પેલા પાષાણના ઢગલાઓ માટે સરકાર દરબારમાં ફરીઆદો મંડાવેછે."

આવો ઉલ્લેખ કરનાર બેચરદાસને આપણે 'પાપી' 'અ-જ્ઞાની' કે 'હીનભાગી' આવું કંઈપણ ન કહેતાં 'પાપીને પોતાનું પાપજ ખાશે' એમ માની માધ્યસ્થ ભાવે તેની ઉપેક્ષા કરી આપણે આપણા પ્રસ્તુત વિષય ઉપર આવીએ.

'જૈન-શાસન'જ ન હોય અને હોવું પણ ન જોઇએ' એમ સિદ્ધ કરવાના ઇરાદાથી શાસ્ત્રોમાં વર્ણવાતા પરમમાધ્યસ્થ્યને આગળ કરી બેચરદાસ કહેવા માગે છે કે-'પરમમાધ્યસ્થ્યના સ્વામી શ્રીવર્દ્ધમાનના હસ્તે આપણું ધર્મબંધારણ કે સંઘબંધારણ થવું મને તો સર્વથા અશકય લાગેછે.' અને પોતાની એ અશકયતાને શકય બનાવવા માટે તેઓએ 'પ્રમાણનયતત્ત્વલોકાલંકાર' નામના એક અપૂર્વગ્રંથના ૬ઠ્ઠા પરિચ્છેદનું નીચે મૂકવામાં આ-વતું ચોથું સૂત્ર પ્રમાણતરીકે રજુ કર્યું છે:—

पारम्पर्येण केवलज्ञानस्य तावत् फलमौदासीन्यम ॥ ४ ॥

ઉપરનું સૂત્ર નોટમાં મૂકી તેની નીચે બેચરદાસ લખેછેકે:-

"'ઔદાસીન્ય' શબ્દના વધુ વિવેચન માટે એ સૂત્રની ટીકા જોઇ લેવી."

ઉપરોક્ત સૂત્રના રચયિતા તાર્કિકચક્રવર્તિ વાદિદેવસૂરિજી છે કારણકે 'પ્રમાણનયતત્ત્વલોકાલંકાર'ના કર્તા તેજ મહાત્મા છે અને ઉપર મૂકવામાં આવેલું સૂત્ર તે ગ્રંથના ૬ઠ્ઠા પરિચ્છેદનું

ચોથું સૂત્ર છે. તે ગ્રંથ ઉપર એક તો ખાસ પોતાની અને બીજી પોતાના શિષ્યરત્ન સાહિત્યાચાર્ય શ્રીરત્નપ્રભસૂરિજીની રચેલી ટીકા છે, તેમાંની બીજી કે જેનું નામ 'રત્નાકરાવતારિકા' છે તે આજે સર્વાંશે વિદ્યમાન છે અને પ્રથમની કે જેની રચના ખાસ પોતેજ કરી છે અને જે ટીકાની શ્લોકસંખ્યા લગભગ ચોરાશી હજાર ( ૮૪૦૦૦ )ની કહેવાય છે તેનો થોડોક ભાગ આજે મળે છે અને તેમાંનો કેટલોક છપાઈ પણ ચૂકયો છે. માટે જો હવે બેચરદાસને તે આચાર્ય એટલે વાદીદેવસૂરિજી અને તેમનું કથન માન્ય હોય તો તે વાંચે અને વિચારે કે જે સૂત્ર મેં ભગવાન્ તીર્થંકરદેવના તીર્થંકરત્વને ઉડાવી મૂકવા માટે રજુ કર્યું છે તેજ સૂત્રના રચયિતા મહર્ષિ શું કહેછે?:—

તેજ તાર્કિકચક્રવર્તિ વાદિદેવસૂરિજી પોતાના ગંભીરગ્રંથની સવિસ્તર ટીકા રચવાની શરૂઆત કરતાં મંગલાચરણમાં શ્રીમુનિસુવ્રતસ્વામી કે જેઓ વર્ત્તમાનચોવીસીના વીસમા તીર્થપતિ છે તેઓશ્રીની સ્તુતિ કરતાં લખે છે કે:—

" एकस्यापि तुरङ्गमस्य कमपि ज्ञात्वोपकारं सुर-
श्रेणीभिः सह षष्टियोजनमितामाक्रम्य यः काश्यपीम् ।
आरामे समवासरत् भृगुपुरस्येशानदिग्मण्डने,
स श्रीमान मयि सुव्रतः प्रकुरुतां कारुण्यसान्द्रे दृशौ ॥१॥

સારાંશ—એકજ અશ્વને કંઈક ઉપકાર થશે એમ જાણીને માત્ર એકજ અશ્વના ઉપકારની ખાતર સાઠ ( ૬૦ ) યોજનના પ્રમાણવાળી પૃથ્વીને લંઘીને દેવતાઓની શ્રેણી સાથે ભરૂચશહેરની ઇશાન દિશાના અલંકારરૂપ બગીચામાં જે ભગવાન્ પધાર્યા તે શ્રીમુનિસુવ્રતસ્વામી કરૂણાથી ભરેલી પોતાની દૃષ્ટિને મારા ઉપર કરો.

વાચકગણ વિચારી શકશેકે જે પરમમાધ્યસ્થ્યના સ્વામીને એક અશ્વના ઉપકારની ખાતર સાઠયોજનનું પ્રયાણ કરીને બોધિ સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવતાં વાંધો નથી આવતો તેવા ઉપકારી તીર્થપતિઓ સકલવિશ્વના હિત માટે તીર્થની સ્થાપના કરે એટલે અમુક યોગ્ય પુરૂષોને ગણધરપદે સ્થાપન કરી ' उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा ' આ વિશ્વવ્યાપક ત્રિપદીનું પ્રદાન કરી દ્વાદશાંગી રચવા માટે શક્તિમાન્ બનાવે, બાકીના યોગ્ય જીવોને સામાન્યસાધુપદે અને શ્રાવકપદે સ્થાપન કરે અને સ્ત્રીઓને સાધ્વી અને શ્રાવિકાપદે સ્થાપન કરે તેમજ અવસરે અવસરે પોતાના તીર્થંકરનામકર્મને ખપાવવાની ખાતર સમવસરણાદિકમાં વિરાજી પોતાની પાંત્રીસગુણમયી દેશનાદ્વારા ધર્મનાં અનેક સ્વરૂપો અર્થિજનોને સમજાવે અને માર્ગદર્શકાદિ બને એમાં વાંધોજ શું આવે છે કે જેથી બેચરદાસ પોતાની અશકયતા જણાવ્યા કરે છે. આપણે તો કહીશુંજ કે બેચરદાસને લગતી અશકયતાજ અશકય છે અને તે પોતાની તે અશકયતાનેજ શકય કરવાની માથાકુટમાં પડયા છે તો તેમને માથાકુટ કરવા દો અને આપણે આપણા કામે લાગો.

ઔદાસીન્ય અવસ્થામાં પણ ઉપકારી આત્માઓની ઉપકારક પ્રવૃત્તિઓ કારણયોગે અને સામગ્રીસદ્‌ભાવે ચાલુ રહે એમાં કોઈપણ જાતની અશકયતા લાગુ નથી પડતી એટલા માટે આપણે કલિકાલસર્વજ્ઞભગવાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ વીતરાગસ્તોત્રમાં કરેલો નીચેનો ઉલ્લેખ જોઇ લઇએ:—

" औदासीन्येऽपि सततं, विश्वविश्वोपकारिणे "

અર્થાત્–નિરંતર ઔદાસીન્ય છતાં અખિલ વિશ્વના ઉપકારી.

છદ્મસ્થને થતી ઉપાદાન અને હાનબુદ્ધિની અપેક્ષાયે રાગદ્વેષરહિતપણું જણાવવા આ વાકયો છે પણ તેથી તેઓની

પ્રવૃત્તિજ નહોતી કે ન થાય એતો જીવનોપયોગી ચેષ્ટાનો પણ અભાવ જણાવનાર થશે. તમામ ઉદાસીનપણે થાયછે એ તત્ત્વ છે.

શ્રદ્ધાળુઓની ખાત્રી થશે કે બેચરદાસ કેવલ મનગમતાં પ્રમાણો રજુ કરીને પોતાની અસત્ય વાતોને પણ જૈનસમાજના અંતરમાં સત્યરૂપેજ જોડી દેવાની કોશેશ કરે છે કે જેથી 'સમગ્ર દુનિયામાં સત્યની ઉપાસક બની રહેલી જે સમાજ છે તે પણ અસત્યની ઉપાસક બની જાય અને કોઇપણ સન્માર્ગનો અનુયાયિ રહેવા ન પામે એવી પોતાની અનિષ્ટ ભાવના સદાને માટે કાયમની બની રહે,' એવીજ તેઓની મનોકામના હોવી જોઇએ, અન્યથા આવી અનુચિત વૃત્તિનો સ્વીકાર તેઓ કદીજ ન કરી શકતા. અસ્તુ પણ હું કહું છું કે તેઓએ ધ્યાનમાં રાખવું કે તમારી તેવી ભાવના કદાચ હોય અને તમે તેને પોષવાને કમર કસી હોય તો આટલેથીજ અટકી જાઓ, કારણકે ભાગ્યશાલિઓને એટલે અલ્પસંસારી આત્માઓને તમારી તેવી ભાવના કે તેને અનુરૂપ તમારી પ્રવૃત્તિ કંઈજ અસર ઉપજાવી શકવાની નથી અને દુર્ભાગી આત્માઓને તો તમારા જેવા અનેક ઉપકારીઓ મળી રહેશે, માટે નિરર્થક તેવો ઉપકાર કરવાના નાદે ચઢી જાણીબુજીને પાયમાલીના પંથે પ્રયાણ ન કરો.

બેચરદાસે રજુ કરેલા 'મજ્ઝિમનિકાય'ના પ્રમાણ ઉપર ઉચિત ઉહાપોહ કરી તેને અંગે કેટલીક જરૂરી બાબતોનો ઉલ્લેખ કરી હવે આપણે જોઇએકે બેચરદાસે પોતે માનેલા ૨૦૦૦–૨૨૦૦ ની સિદ્ધિ માટે બીજી કેવી કેવી દલીલો કરી છે અને પોતાના 'શ્વેતાંબર-દિગંબરવાદ' નામના પ્રથમ મુદ્દાને પૂરો કરતાં કરતાં કેવી કેવી ભવાઈ કરી છે? તે તે વસ્તુનું કિંચિત્ નિરીક્ષણ કરવા સાથે કરવો જોઇતો ઉચિત પ્રતિકાર પણ આપણે કરીશું અને

તેમાં બેચરદાસને એમ પણ સૂચવીશું કે 'આવા આવા ગપ્પ-ગોળા ગબડાવવાનું હવેથી માંડી વાળો અને આત્મહિતના કામે વળગો' આટલું કર્યા બાદ આપણે પણ આપણા પ્રથમમુદ્દાને સંપૂર્ણ કરીશું.

૨૦૦૦-૨૨૦૦ ની સિદ્ધિમાટે બેચરદાસ બીજી દલીલ આપતાં લખે છે કે:—

" આ હકીકત ( એટલે પ્રથમના મુદ્દામાં મેં જે જે કહ્યું તેની અને છેવટમાં મજ્ઝિમ નિકાયનું પ્રમાણ મૂકી મેં જે લખ્યું છે તેને દિગંબરોની પટ્ટાવલી પણ પુષ્ટ કરતી લાગેછે."

ઉપરનો ઉલ્લેખ કરી દિગંબરોની પટ્ટાવલી જંબૂસ્વામી-જીની પછીથી ભિન્ન પડે છે એમ જણાવી તેઓ પોતે માનેલા સમયને યુક્તિયુક્ત મનાવવા મથેછે તો હું કહું છું કે તમારાજ કથન પ્રમાણે સોલમી સદી પછી ઉત્પન્ન થયેલા ઢુંઢીયાપંથી-ઓએ પણ પોતાની પટ્ટાવલી તદ્દન જુદીજ બનાવી લીધી છે તો તેઓની ઉત્પત્તિ પણ શામાટે તમે ભગવાન્ મહાવીરના સમયની ન માનતાં સોલમી સદી પછીની જણાવો છો? આજ તમારી વિપરીત પ્રવૃત્તિ સાબીત કરે છે અને પ્રથમ મુદ્દામાં ફેળવેલી સઘળી અસત્યતા તમારા 'તમસ્તરણ'ના લેખનેજ આભારી છે એમ જણાવેછે. બીજી પણ ખબર પડે છે કે આથી તો 'નમાજ પડતાં મસીદ કોટે વળગી' આ ઉક્તિના ઉપાસક તમે બની ચૂકયા છો અને પરિણામે તે મસજીદનાજ ભારથી તમારે પોતાનેજ ચગદાઈ મરવાનો સમય આવી લાગશે, બાકી એ તો ખાત્રીજ રાખી મૂકજો કે તમારા અસત્યવાદનો આભડછેટ અમારા સર્વજ્ઞકથિત સત્યવાદને તો કદીજ નથી લાગવાનો.

બેચરદાસ માથુરીવાચનાના મૂળપુરૂષ અને વલ્લભીવાચનાના

મૂળપુરૂષ માટે નીચેનો ઉલ્લેખ કરી તે બન્ને મહાત્માઓ પ્રત્યે પોતાનો હાર્દિક ભક્તિભાવ અને પૂરતો વિશ્વાસ પ્રદર્શિત કરે છે:-

"માથુરી વાચનાના મૂળપુરૂષ અને વલભી વાચનાના મૂળપુરૂષ એ બને મહાત્માઓને હું હૃદયપૂર્વક કોટીશઃ અભિવંદન કરૂં છું......ધન્ય છે તે અનાગ્રહી મહાપુરૂષોને, ધન્ય છે તેઓની મુમુક્ષુતાને અને ધન્ય છે તેઓની જનનીને."

ઉપરનો ઉલ્લેખ કરનાર બેચરદાસને હું કહું છું કે ઉપરનું તમારૂં લખાણ પણ જો તમને પ્રમાણ હોય તોપણ તમારે તમારૂં લખાણ પાછું ખેંચી લેવા સાથે શ્રીસંઘની પાસે પોતાના અપરાધની ક્ષમા યાચી પવિત્ર થવું જોઇએ. તેમાં પણ 'જિનકલ્પ' ના નિષેધને ઉદ્દેશીને તમોએ તમારા આત્મા ઉપર જે ઉત્પાત મચાવ્યો છે તેને સમાવવા માટે તો તમારે એકદમ પોતાની ભૂલને કબુલ કરી લેવી જોઇએ, કારણકે તમે તમારા હાથેજ લખી ચૂકયા છો કે, દેવર્દ્ધિગણીશ્રી એટલે વલભીવાચનાના મૂળપુરૂષે પણ 'જિનકલ્પ' લોપ થયાનો ઉતારો ખાસ સૂત્રગ્રંથોમાં કર્યો છે. જો તમે તમારા પોતાના લખાણને પણ પ્રામાણીક ન માનો અને તેને અનુસરીને પોતાનું વર્ત્તન ન સુધારો તો જૈનસમાજ તો નહિજ, પરન્તુ બીજો કોઇપણ સમાજ, સમુદાય કે વર્ગ તમારી વાતને નજ માને એ સર્વથા શકય છે.

આશ્ચર્ય તો એ છે કે મહર્ષિમાત્ર પ્રત્યે આક્ષેપ કરવામાં ઉદયની આશાથી ઘેરાઈ ગયેલા બેચરદાસે શ્રીસિદ્ધસેનદિવાકરજી ઉપર પોતાના દુષ્ટ સ્વભાવનો આરોપ કરવાનો પ્રયત્ન સેવ્યો છે. તેઓ કહે છે કે શ્વેતાંબર મહર્ષિઓને પણ શ્રી સિદ્ધસેનમહારાજાએ 'શ્વાન' (કુતરા) ની ઉપમા આપી છે અને તેની સાબીતી માટે તે પંડિતજીએ પોતાના પુસ્તકમાં એક શ્લોક પણ

મૂકી બતાવ્યો છે, તેમજ તે શ્લોક મૂકવા પૂર્વે પોતાને છાજે તેવી મજેની અવતરણીકા પણ કરી છે:—

વાંચકગણને એ આશંકા જરૂર થશે કે બેચરદાસે કયો શ્લોક રજુ કરીને એક સમર્થ આચાર્યશ્રી સિદ્ધસેનજી માટે ઉપર કહેવામાં આવેલો આક્ષેપ કર્યો છે? સમાધાનમાં મારે કહી દેવું જોઇએ કે તે મહાપુરૂષે બનાવેલી દ્વાત્રિશદ્દ્વાત્રિંશિકા નામના ગ્રન્થની આઠમી દ્વાત્રિંશિકાનો પ્રથમ શ્લોક મૂકી તે મહાભાગે તેવો આક્ષેપ કરવાની હીમ્મત કરી છે. આ સંબંધમાં આ સ્થાન ન રોકતાં સત્યના પિપાસુઓને હું એજ ભલામણ કરૂં છું કે તમારે તે દ્વાત્રિંશિકાનો ભાવ સમજવા શ્રમ લેવો. તેમ કરવાથી તમારી ખાત્રી થઈ જશે કે બેચરદાસ કઈ કોટિના માનવી છે. આવીજ રીતિનો અસત્ય આક્ષેપ 'જનસાહિત્ય સંશોધક' નામના ત્રિમાસિક પત્રમાં તેના સંપાદક જિનવિજયે ઐતિહાસિક શોધ કરતાં કરતાં વર્ત્તમાનમાં વિચરતા સઘળા શાસ્ત્રાનુસારિ મહર્ષિઓની નિંદા કરતાં કરતાં સિદ્ધસેનજી મહારાજ ઉપર કરી દીધો છે. અને તે મહાપુરૂષની બનાવેલી બત્રીસ બત્રીસીઓમાંની ૬ ઠ્ઠી બત્રીસીનો એક શ્લોક લઈ લખી નાખ્યું છે કે તેઓશ્રીએ પણ પોતાના સમયના શાસ્ત્રાનુસારિ મહાત્માઓને 'પુરાણપાઠીઓ' તરીકે ઓળખાવ્યા છે. હું નથીજ માનતો કે આજે એક પણ સમજું આત્મા એવો નીકળે કે જે તેવી અપ્રમાણિક વ્યક્તિઓની અપ્રમાણિક અને અસંભવિત વાતો માની લે. આજે ખરેખરો દુઃખદ બનાવ તો એજ છે કે તેવા શાસનદ્રોહીઓને પુષ્ટિ આપવા માટે આજના કેટલાક જૈનનામધારીઓ પણ ઉત્સાહપૂર્વક બહાર આવે છે, પરન્તુ તેવા ઉત્સાહીઓએ ચોક્કસ માની રાખવું જોઇએ કે અમારો આ ઉત્સાહ અમારા પણ અધઃપાતનેજ કરનારો છે.

આચાર્યશ્રી સિદ્ધસેનજી મહારાજ ઉપર અસત્ય આક્ષેપ

કર્યા બાદ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજાએ પોતાના સંબોધપ્રકરણ નામના ગ્રન્થમાં પાંચ પ્રકારના કુગુરૂઓનું વર્ણન કરવા મૂકેલી ગાથાઓમાંથી પોતાને મનગમતી કેટલીક ગાથાઓનો આશય લખી બેચરદાસે પ્રાચીન અને અર્વાચીન મહાત્માઓની મનગમતી નિંદા કરી છે. તેમની આ પદ્ધતિ ઉપર ઘણું ઘણું લખાઈ ચુકયું છે એટલે એ બાબતમાં કંઈ પણ લખવાની ઈચ્છા નથી, પરન્તુ બે વાત ઉપર ખાસ લખવાની મારી ઈચ્છા છે, કારણકે ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજને તેઓ શતાર્થિના આધારે ચૈત્યવાસી તરીકે ઓળખાવે છે અને વર્તમાન મહાત્માઓને અસત્યવાદી તેમજ હરિભદ્રસૂરિજીનું અપમાન કરનાર તરીકે ઓળખાવે છે, આ બે બાબતનું ઉચિત સમાધાન થવાની સાથેજ તેમના પ્રથમ મુદ્દાની સમાલોચના સમાપ્ત થશે માટે મારા વાંચકમહાશયોએ ત્યાં સુધી શાન્તિપુર:સર તે બાબતમાં દત્તચિત્ત રહેવું કે જેથી બેચરદાસની વિચિત્રવૃત્તિનો પૂરતો ખ્યાલ મેળવી શકાય.

પ્રથમ કહેલી બે બાબતોને બતાવવા માટે મારે કહેવું પડે છે કે બેચરદાસે આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી મહારાજને ‘ચૈત્યવાસિ’ તરીકે ઓળખાવવા માટે નીચે મૂકવામાં આવતો શતાર્થપ્રકરણનો પાઠ રજુ કર્યો છે અને તેને લગતો ખાસ જરૂરી પાઠ છોડી દીધો છે, કારણકે તે પાઠનો સ્વીકાર કરવાથી પોતે કરવા ધારેલી સિદ્ધિ થઈ શકતી નથી. હારિભદ્રીય અષ્ટકની વૃત્તિનો દાનાષ્ટકની ટીકાનો પાઠ તથા ન્યાયાચાર્યની બત્રીશ બત્રીશીનો પાઠ જોવાથી સ્પષ્ટ માલમ પડશે કે શ્રી હરિભદ્રસૂરિજીએ તેવી રીતે અસંયતપોષણ નથી કર્યું ને તેનો ઉપદેશ આપ્યો નથી. આ તો બેચરદાસને વિપર્યાસવાયુ થયો છે તેનોજ બકવાદ છે.

બેચરદાસે લીધેલો પાઠ અને છોડી દીધેલો પાઠ નીચે રજુ

કરવામાં આવે છે જેથી ઉપર કહેવામાં આવેલી વાત સરલતાથી વાંચકોના ધ્યાનમાં આવી જશે:—

" कामद !—शङ्खवादनपुरस्सरं मातर्लोकानां स्व-पर-शास्त्र-संशयच्छेदनरूपान्, मध्यान्हे दुस्थितानां यथाभीष्टभोजन-प्राप्तिरूपान्, अपरान्हे प्रतिवादिनां वादविनोदरूपांश्च ( कामान् ) ददाति-इति ( कामद ! ) "

આટલો ઉલ્લેખ કરી નીચેનો ખાસ જરૂરી ઉલ્લેખ છોડી દીધો તે આ:—

" निःसंगस्य भोजनदापनशक्तिः कथम् ? इत्याह-महोदयोऽभ्युदयस्तस्मै वीरो विशिष्टगमनं तस्य धीः-बुद्धिस्तां राति-अयमर्थः-सार्थवाहं तस्करैर्नीयमानान् वृषभपृष्ठाधिरूढगोणिमध्यस्थितान् मध्य-गोपितरत्नस्वर्णान् मदनपिण्डान् ग्राहयित्वा तस्याऽभ्युदयं चकार हरिभद्रसूरिः"

આ ખાસ ઉલ્લેખને જતો કરી બેચરદાસે પોતાની અસત્ય માન્યતા પ્રમાણસિદ્ધ બનાવવાની આશા રાખી હશે પણ તે તદ્દન વ્યર્થ છે, કારણકે તેઓએ છોડી દીધેલો અને આપણે રજુ કરેલો ઉલ્લેખ શરૂઆતમાંજ 'નિ:સંગ-એટલે લક્ષ્મીઆદિના સંગથી રહિત' આ શબ્દ મૂકીને એમ સાબીત કરે છે કે દુખી યાચકોને અભીષ્ટ ભોજનનું દાન હરિભદ્રસૂરિજી પોતે ન્હોતા દેતા પણ પોતાના પરમભક્ત એવા કોઇ સાર્થવાહ દેતા હતા અને તે હરિ-ભદ્રસૂરિજીના પરમભક્ત હોવાથી તે દાનની પ્રસિદ્ધિ તેમનાજ નામે થતી જણાવી છે. આશ્ચર્યની વાત તો એ છે એક સામાન્ય અભ્યાસી પણ દાન અને દાપનનો અર્થ સમજી શકે કે પોતે દેવું

તે દાન અને બીજા પાસે દેવડાવવું તે દાપન કહેવાય, છતાં આ બેચરદાસને માલુમ પડયું તે યદ્વાતદ્વા લખી માર્યું. દેવડાવવાનું તો ઉપદેશથી પણ બને તેમાં હરકતજ શી? આશા છે કે આટલા ખુલાસાથી વાચકોના મનનું ઉચિત સમાધાન થઇ જશે. મારા જાણવામાં નથી કે આજ સુધીમાં કોઇપણ યથાર્થ શોધકે આચાય શ્રીહરિભદ્રસૂરિજીને ચૈત્યવાસી તરીકે ઓળખાવ્યા હોય ઉલટા કેટલાક શોધકો આજ તો તેમને સંવિજ્ઞપાક્ષિક માનવાને પણ તૈયાર નથી, કિન્તુ દરેક પ્રકારે શુદ્ધચારિત્રસંપન્ન માનવાને તૈયાર છે, તે છતાં પણ આશ્ચર્યની વાત છે કે તેઓશ્રીનું ચૈત્યવાસિત્વ સાબીત કરવા માટે લાંબુ ચોડું ટીપ્પણ કરી બેચરદાસ પોતાની વિદ્વતા બતાવવા મંડી પડયા છે! અને હજુ પણ તેઓ ગવેષણ કરી તથ્ય જણાશે તે પ્રકટ કરવાની વૃત્તિ ધરાવે છે. ચૈત્યવાસિના વિરોધની સંબોધપ્રકરણની ગાથાઓ વાંચનારને સ્હેજે માલમ પડી આવશે કે શ્રીહરિભદ્રસૂરિજી ચૈત્યવાસના કેવા કટ્ટર વિરોધી છે અને તે ઉપરથી વાચકની ખાતરી થશે કે ઉન્મત મનુષ્યના જેવી હાલત બેચરદાસની થયેલી છે નહીંતર આવો બકવાદ કરેજ નહિં. અસ્તુ, પોતાની વૃત્તિ મુજબ વર્ત્તવાને તેઓ મુખત્યારછે.

હવે બીજા મુદ્દાનું સમાધાન કરવા માટે આપણે બેચરદાસનો પોતાનો ઉલ્લેખ ખાસ જોવો પડશે અને તે આ છે:—

"વર્તમાન ગુરૂઓ! તો આ પ્રતિમાને ધરતા લાજતા નથી પણ તેઓનો ઠામુકો વિચ્છેદ થયોજ બતાવે છે!!! અને એમ કહી પૂજ્યશ્રી હરિભદ્રસૂરિજીને અપમાનિત કરતા જણાય છે!"

વાંચક મહાશયોને સ્મરણમાંજ હશે કે આપણે પ્રથમ ખાસ ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજના પોતાના શબ્દોથીજ જોઈ આવ્યા છીએ અને નિશ્ચય કરી ચૂકયા છીએ કે પ્રતિમાકલ્પની અવસ્થિતિ તો ખાસ તેમના પોતાના સમયમાં પણ ન હતી તો

આજે તો હોયજ શાની? (આ સંબંધમાં જેઓને અધિક જાણવાની અભિલાષા હોય તે મહાભાગોએ ખાસ અઢારમા પંચાશકનો અભ્યાસ કરવો) આ હકીકતને સ્મૃતિપથમાં ઉપસ્થિત કરવાથી વાંચકોની ખાત્રી થઇ જશે કે વર્ત્તમાનધર્મગુરૂઓ 'પ્રતિમાનો વિચ્છેદ થયો છે' એમ જે જણાવે છે તે સાચુંજ છે અને તેમ કરવાથી તેઓ ભગવાન્ હરિભદ્રસૂરિજીનું અપમાન નહિ પણ બહુમાન કરે છે, કારણકે તેમ કરવાથી તેઓ તેમનાજ કથનને પ્રકાશમાં મૂકે છે. વાંચકોએ એ તો ખાત્રીજ રાખી મૂકવી જોઇએ કે જેઓ સંસારની અસારતા સમજીને તેનો અંત કરવાના અભિલાષી છે અને જેઓ શાસ્ત્રોની સેવામાંજ પોતાનું શ્રેય સમજી રહ્યા છે, તેમજ જેઓના હૃદયમાં એ ચોક્કસ થઇ ચૂક્યું છે કે શાસ્ત્રોની અવજ્ઞા એ એક આત્મઘાતક વસ્તુ છે અને તે એકાન્તે આ દુઃખદાયક સંસારમાં રખડાવનારીજ ચીજ છે તેઓ તો પ્રાણાન્તઅવસ્થામાં પણ શાસ્ત્રવિરૂદ્ધ વિચાર, આચાર કે ઉચ્ચારના ઉપાસક થવાની ઇચ્છા નથીજ કરવાના, એટલે તેઓના તરફની એ ભીતિ તો રાખવીજ નહિ કે તેવા મહાત્માઓ પોતાના બચાવની ખાતર પણ શાસ્ત્રવિરૂદ્ધ બોલવા કે બતાવવા તૈયાર થાય. પ્રથમ મુદ્દાની સમાલોચનામાં આટલો ઉલ્લેખ કરીને અને આ લખાણમાં દિગંબરમતની ઉત્પત્તિનો સત્ય સમય (શ્રીવીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષે) અને આપણા આરાધ્યપાદોની પોતાના અનુપમ આદર્શની ઉપાસનામાં અડગતા તેમજ તે મહાત્માઓએ આપણા અંગ ઉપાંગ આદિ સૂત્રોની અને બાકીના સાહિત્યની સાચવી રાખેલી સર્વોત્કૃષ્ટતાને પણ અવાન્તર રીતિએ બતાવીને પ્રથમ મુદ્દા ઉપર કરવા માંડેલુ 'સત્યનું સમર્થન' સમાપ્ત કરી હવે મારે બેચરદાસના બીજા મુદ્દામાંથી અસત્યનું ઉન્મૂલન અને શાસ્ત્રીયસત્યનું સમર્થન કરવાનું છે, એટલે આશા છે કે વાંચકો પણ હવે પોતાનું લક્ષ્ય તે તરફ કરશે.

# મુદ્દો બીજો.

नामाकृतिद्रव्यभावैः, पुनत[illegible] ।
क्षेत्रे काले च सर्वस्मि–न्नर्हतः समुपास्महे ॥ १ ॥

આ સુરમ્ય પદ્યરત્નમાં કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી મહારાજા કહે છે કે સર્વ કાલમાં અને સર્વક્ષેત્રમાં નામ-આકૃતિ-દ્રવ્ય અને ભાવે કરીને ત્રણેજગત્ના જનોને પવિત્ર કરતા અરિહન્તદેવોની અમે ઉપાસના કરીએ છીએ.

ઉપર્યુક્ત ભાવવાહી પદ્ય લખીને શ્રીહેમચંદ્રપ્રભુ એજ કહે છે કે અરિહન્તદેવોની મૂર્તિઓ અને તેની પૂજા આજકાલની નથી પરન્તુ સદાની છે. સમ્યગ્દૃષ્ટિઓને માટે ચારે નિક્ષેપાઓ ઉપાસ્ય છે અને એ વાતની સાબીતી આજે અંગસૂત્રો પણ આપી રહ્યાં છે. ચારમાંથી એક પણ નિક્ષેપાની અવગણના સમ્યક્ત્વને દેશવટો આપી મિથ્યાત્વવાસનાને આમંત્રણ આપનાર છે. કોઇપણ કાલ એવો નથી કે જે કાલમાં મૂર્તિપૂજાની હયાતિ ન હોય અને કોઇપણ ક્ષેત્ર એવું નથી હોતું કે જે ક્ષેત્રમાં અરિહન્તદેવોની મૂર્તિની ઉપાસના તેના ઉપાસકોને પવિત્ર ન કરતી હોય. મૂર્તિપૂજા પણ આત્મકલ્યાણનું એક આવશ્યક અંગ છે. અધિકાર અને યોગ્યતા પ્રમાણે સાધુઓ તેમજ શ્રાવકો માટે ભાવપૂજા અને દ્રવ્યપૂજા ખાસ જરૂરની છે. એ જરૂરતનો અમલ નહિ કરનાર સાધુ અને શ્રાવકને સૂત્રકર્તાઓએ પ્રાયશ્ચિતના ભાગી જણાવેલ છે.

એક નાનું બાળક પણ સમજી શકે તેવી હકીકત છે કે ઉ-

પાસ્યની મૂર્તિ પણ ઉપાસ્ય હોવીજ જોઇએ અને તે મૂર્તિનું અસ્તિત્વ પણ તે ઉપાસ્યના અસ્તિત્વનેજ અવલંબેલુ છે. જેઓને કોઇપણ કાલમાં અરિહન્તદેવોના અસ્તિત્વની આશંકા હોય તેઓજ તેઓની મૂર્તિ અને મૂર્તિમાટે મનમોહક મંદિરો તેમજ તેની સુંદરતા સાચવી રાખવા માટે અને તેનું સાફલ્ય મેળવવા માટે તેની ઉપાસના કે જે એક અરિહન્તોના ઉપાસકોનું પરમ કર્ત્તવ્ય છે, તેના અસ્તિત્વમાં આશંકા ઉઠાવે અને અસત્યની ઉપાસનામાં પોતાના અમૂલ્ય માનવજીવનનો દુરૂપયોગ કરી મનુષ્યભવમાંજ પોતાના મનુષ્યત્વને ગુમાવી દેવા ઉદ્યુક્ત થાય.

પરિસ્થિતિ આ છતાં બેચરદાસે મૂર્તિપૂજાને બનાવટી સમજાવવાની કોશેશ પોતાના બીજા 'ચૈત્યવાદ' નામના મુદ્દામ કરી છે. પોતાના પ્રથમ મુદ્દામાં જેમ તેઓએ વિચ્છેદ થયેલ જિનકલ્પના અસ્તિત્વને સાબીત કરવા માટે અનેક ઉપકારી સૂત્રકારો અને ટીકાકારો વિગેરે ઉપર આક્ષેપોનો વરસાદ વરસાવ્યે છે, તેવીજ રીતિએ બીજા મુદ્દામાં પણ મૂર્તિપૂજાને બનાવટી એટલે અવિધેય ઠરાવવા માટે સૂત્રોમાં આવતા 'ચૈત્ય' શબ્દનો મનગમતો અસત્ય અર્થ કરીને પ્રસંગે સાક્ષાત્ સૂત્રગ્રંથોને અને તેના રચયિતા મહાપુરૂષોને પોતાની પદ્ધતિ પ્રમાણે તદ્દન ગલી[illegible] અને ઉપહાસથી ભરેલા આક્ષેપો કરવામાં લેશપણ કચાશ રાખ[illegible] નથી. આવી રીતિએ એક લોકવિરૂદ્ધ પ્રવૃતિના ઉપાસક બની[illegible] પંડિત કહેવાતા બેચરદાસે પોતાના મનુષ્યત્વની કિંમત એ[illegible] કાણી કોડી જેટલી પણ નથી રહેવા દીધી, તે બેચરદાસની પ્રશંસ[illegible] કરવાનું કામ અને તેના વિચારોને વેચવાનું કામ માથે લઇને પૂન[illegible] શ્રીમહાવીરકાર્યાલયના કાર્યવાહકો અને તેની પ્રસિદ્ધિ કરનાર શ્ર[illegible] 'મહાવીર' પત્રના સંપાદક પોતાના મનુષ્યત્વની કિંમત સત્યન[illegible] ઉપાસક સમાજ પાસે કેટલી અંકાવી શકશે? અસ્તુ.

બેચરદાસ પોતાના બીજા મુદ્દાની શરૂઆતમાંજ લખે છે કેઃ-
"એક ફુટના પરિણામે આપણો વિશુદ્ધ જિનકલ્પ અને સ્થવિરકલ્પ
ષ્ટ થયો અને તેને બદલે પરંપરાકલ્પ અને રૂઢિકલ્પ દાખલ થયો તે રીતે
ૈત્યપૂજાના સંબંધમાં પણ બનવા પામ્યું છે."

ઉપરનો ઉલ્લેખ વાંચવાની સાથેજ વાંચક મહાશયો સહજ-
ાંજ સમજી શકશે કે ચૈત્યપૂજા-મૂર્તિપૂજાને બનાવટી-પાછળથી
ારૂ થયેલી સમજાવવા માટેજ બેચરદાસે ઉપરનો ઉલ્લેખ કર્યો
, પરન્તુ શરૂઆતમાંજ આપણે આપણા ઉપકારી ભગવાન્
ેમચંદ્રસૂરિજી મહારાજશ્રીના વચનથી ખાત્રી કરી ચુકયા છીએ
ે મૂર્તિપૂજા અનાદિની છે પણ આજકાલની નથી, એટલે બેચર-
ાસના એ ઉલ્લેખની આપણે કંઈપણ કિંમત ન આંકીએ એ
્વાભાવિક છે અને હજુ પણ અવસર આવે આપણે અનેક આ
ારોથી તેમજ ખાસ બેચરદાસે પણ પરમ પ્રામાણિક અને ય-
ાસ્થની મૂર્તિ તરીકે માન્ય કરેલા મહાપુરૂષોનાં વચનોથી પણ
ૂર્તિપૂજાની અનાદિતાની સાબીતી કરી આપીશું અને સાથે
તાવીશું કે મૂર્તિપૂજા પણ એક આત્મહિતના અર્થિઓ માટે
ાત્મહિતનું અદ્વિતીય સાધન છે.

પ્રથમ મુદ્દામાં આપણે નિશ્ચિત કરી આવ્યા છીએ કે કાળ-
ા પ્રભાવે અને આપણા દુર્દૈવના ભીષણ પ્રતાપે જિનકલ્પનો
સ્ત તો ભગવાન્ જંબૂસ્વામીજીના નિર્વાણની સાથેજ થવા
ામ્યો છે. તેની આરાધના માટે જોઇતું શારિરીકબળ કે માનસિક-
ળ તે સમયથીજ નષ્ટ થયું છે. ભાવિ આગળ કોઇનું પણ
ાલી શકતું નથી એ તો સુતરાં સિદ્ધ છે. એટલે આપણે બેચર-
ાસની એ વાત તો કબુલજ કરવી પડશે કે 'આપણો વિશુદ્ધ
જનકલ્પ નષ્ટ થયો' પરન્તુ તેઓ તે નષ્ટ થવામાં ફુટને આગળ

ધરાવે છે એ તો અસત્યજ છે. ફુટના પરિણામે નહિ પરન્તુ ભાવિના બળેજ તેનું અસ્તિત્વ નષ્ટ થયું છે. દિગમ્બરમતની ઉત્પત્તિ પણ ફુટના પરિણામે નહિ પણ માત્ર એક શિવભૂતિના દુરાગ્રહેજ થવા પામી છે. એવીજ રીતિએ વખતો વખત થવા પામેલી ખોટી માન્યતાઓ તે પણ અમુક અમુકના દુરાગ્રહનુંજ પરિણામ છે. એટલે બેચરદાસ દિગમ્બર મતની ઉત્પત્તિનો દોષ આપણા સૂત્રકારો, ભાષ્યકારો અને ટીકાકારો ઉપર તેમજ બીજા પણ કુમતોની ઉત્પતિનો દોષારોપ ફુટ ઉપર મૂકવા માગે છે એ તદ્દન બનાવટી છે, અન્યથા આપણે એ બેચરદાસનેજ પૂછીએ છીએ કે 'તમને પોતાને ભાષણકાર કે એક મોટા લેખક બનીને આવા શાસ્ત્રવિરૂદ્ધ, પ્રમાણશુન્ય અને પોતાના મનુષ્યત્વને પણ કલંકિત કરનારા ગપ્પગોળા ગબડાવવાનું આમંત્રણ કઇ ફુટે આપ્યું હતું કે જેથી તેમ કરવા મંડી પડયા છો અને હજુ પણ મંડીજ રહ્યા છો?' આ પ્રશ્નના ઉત્તરમાં તેઓને પોતાને ફુટના ફુલ થવાનો પ્રસંગ વારવા કહેવુંજ પડશે કે એ પ્રતાપ તો મારી મનોકલ્પિત માન્યતાઓનોજ છે પણ બીજાનો નથી, તેવીજ રીતિએ અન્ય પણ કુમતવાદિઓ તેમજ ઉત્પન્ન થયા છે એમ ઇચ્છાએ કે અનિચ્છાએ માનવુંજ પડશે તે વિના બીજો એકપણ ઉપાય તેમની પાસે નથી.

આપણો 'સ્થવિરકલ્પ' તો આજે પણ તેવો ને તેવોજ સુસ્થિત છે. સંભવ છે કે કાળબળે અને સામર્થ્યના અભાવે સ્થવિરકલ્પી મહાત્માઓમાં કદાચ સંભવિત શિથિલતા આવી પણ હોય, પરન્તુ સ્થવિરકલ્પ નષ્ટ થયો છે એમ કહેવું એ તો તદ્દન પાયા વગરનું છે. પ્રામાણિક પરંપરાકલ્પો અને રૂઢિકલ્પો પણ સદાના છે કાંઈ નવા નથી. હિતકર પરંપરાઓ અને રૂઢિઓ સદાને માટે સ્વીકાર્ય છે. તેની સામે વિરોધ ઉપસ્થિત કરનારાઓ

જાણીબુજીને હિતના માર્ગોને નષ્ટ કરવા મથે છે અને નિરર્થક નુકશાનીમાં ઉતરે છે, તેમજ બીજાઓને ઉતારે છે, માટે દરેક હિતૈષીની ફરજ છે કે હિતકર પરંપરાઓ અને રૂઢિઓના સંરક્ષણમાટે પોતાના સઘળા સામર્થ્યનો સદુપયોગ ઉત્સાહપૂર્વક અને ઉદારતાથી કરવો જોઇએ. ખુદ ભગવતીજીઆદિ સૂત્રોમાંજ આગમશ્રુત આદિ વ્યવહારની માફકજ જીતવ્યવહારને ગણ્યો છે. જિનકલ્પનો વિચ્છેદ થવાનું કારણ જોવા સાથે આપણે સ્થવિરકલ્પ સુસ્થિત છે એ પણ જાણી લીધું. ખાત્રી માટે અનેક મુનિવરો આજે મૌજુદ છે અને તે સઘળા સ્થવિરકલ્પનાજ ઉપાસકો છે. સ્થવિરકલ્પની સત્તામાંજ સાધુ અને સાધ્વીરૂપ શ્રીસંઘોનાં બે મુખ્ય અંગોની અવસ્થિતિ છે, એટલે પરમાત્માશ્રી મહાવીરદેવના વચનને માન્ય કરનારો તો કોઈજ એવો ન હોઈ શકે કે જે સ્થવિરકલ્પનો નાશ કહેવાને તૈયાર થઈ જાય, કારણકે પરમાત્મા શ્રીમહાવીરદેવનું શાસન એકવીસ હજાર વર્ષપર્યંત એટલે પાંચમા આરાની છેવટ સુધી અવિચ્છિન્નપણે ચાલવાનું છે, એ ખુદ પરમાત્માનુંજ વચન છે અને તેની નોંધ પણ વર્ત્તમાન શ્રીભગવતીજી નામના પાંચમા અંગસૂત્રમાં લેવાયલી મૌજુદ છે, એ વાત આપણે શરૂઆતમાંજ જાણી ચુકયા છીએ તો પછી પરમાત્માના વચન ઉપર અડગ વિશ્વાસને ધરાવનારા સ્થવિરકલ્પનો નાશ જણાવી ચતુર્વિધ સંઘના ખાસ અંગભૂત મુનિવરો અને સાધ્વીઓનો સંયમમાર્ગજ લોપ થયો છે એમ કહીજ કેમ શકે? અને કહે તે જૈન નામ પણ કેમ ધરાવી શકે? જૈન નામ ધરાવીને પણ તેવું ઉચ્છૃંખલ વર્ત્તન કરનારાઓ માત્ર નામનાજ જૈન હોઈ શકે છે અને તે સંઘબાહ્ય કહેવાતા યા ગણાતા હોય તો એ સર્વથા સુઘટિતજ છે.

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી મહારાજશ્રીના જે વચનથી આપણે મૂર્તિપૂજાની સનાતનતા સિદ્ધ કરી આવ્યા તે

વચન બેચરદાસના જાણવામાં ન હોય એ તો બનવાજોગજ નથી, કારણકે તે 'સકલાર્હત્સ્તોત્ર' કે જે દરેક ચતુર્દશીના દિવસે અને ભાદ્રપદમાસની શુકલચતુર્થીના દિવસે એટલે પાક્ષિક ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં ચૈત્યવંદન તરીકે વર્ત્તમાનમાં પણ બોલાય છે. તે સ્તોત્રનો એ બીજોજ શ્લોક છે એટલે સંભવિત છે કે તેઓ કદાચિત્ પ્રતિક્રમણની ક્રિયાને ન આદરે તોપણ તે તેમના સાંભળવામાં તો આવ્યુંજ હશે, તે છતાં પણ તે વચનની દરકાર પણ કર્યા વિના પોતાની અસત્ય માન્યતા જેવી કે 'મૂર્તિપૂજા બનાવટી છે-પાછળથી ઉભી કરી દીધેલી છે' તેની સાબીતી માટે 'જિનચૈત્ય' અને 'જિનમૂર્તિ' પ્રથમ હતીજ નહિ એમ સિદ્ધ કરવા માટે તેઓએ પોતાના બીજા મુદ્દાનો લગભગ પોણો ભાગ 'ચૈત્ય' શબ્દના પીંજણમાંજ રોકયોછે. પીંજણ એટલાજ માટે કહેવું પડે છે કે ચૈત્યશબ્દના જેટલા અર્થો વ્યુત્પત્તિશાસ્ત્રના આધારે સંભવિત હોય તે સઘળા સ્યાદ્વાદ-સિદ્ધાન્તના સેવકોને તે તે અપેક્ષાએ માન્ય છે. અનેકાન્તમાર્ગના ઉપાસકોને શબ્દોના બંધબેસતા અનેક અર્થો માનવામાં કોઇપણ જાતનો બાધ આવી શકતોજ નથી, એટલે તે સંબંધમાં મોટાં મોટાં કોશનાં પ્રમાણો આપીને જનતાને ભ્રમિત કરવાની વિદ્વતા બતાવવામાં કોઇપણ જાતની મહત્તા છેજ નહિ. મહત્તા વિનાની બાબતને લાંબી લાંબી કરીને જનતાને ભ્રમિત કરવાની ચાલાકીમાં આજ તો એક નાનું બાળક પણ મહત્તા માને તેમ નથી. 'ચૈત્ય' શબ્દ માટે એટલું એટલું લાંબુ પીંજણ કરવા છતાં પણ તેઓ કોશના સર્વમાન્ય "चैत्यं जिनौकः तद्बिम्बम्" અર્થાત્ 'ચૈત્ય' શબ્દનો અર્થ 'જિનગૃહ-જિનમંદિર' અને 'જિનબિમ્બ-જિનમૂર્તિ' થાય છે. આ પ્રમાણને બાધિત નથીજ કરી શકયા, એટલે એકરીતિએ તો તેઓએ મહેનત કરીને માત્ર પોતાની વિચારવિકલતાજ જાહેર કરી છે. 'ચૈત્ય' શબ્દનું સઘળું પિંજણ

તેઓએ પોતાની નીચે મુજબની માન્યતાને સાબીત કરવા માટે કરેલું છે, પરન્તુ વાંચકો જોઈ શકશે કે મહેનત કરવા છતાં પણ તેઓ તેવી સાબીતી એકપણ પ્રમાણથી કરી શકયા નથી.

બેચરદાસ એમ કહે છે કે:—

" જે સ્થળે મૃતકને અગ્નિશાયિ કરવામાં આવે છે ત્યાં તેની ખાખ ઉપરજ કાંઈ નિશાન કરવામાં આવે છે તેનેજ 'ચૈત્ય' કહેવામાં આવેછે." (અર્થાત બીજાને નહિજ.)

ઉપરના ઉલ્લેખ ઉપરથી વાંચકો સહજમાં કળી શકે તેમ છે કે બેચરદાસ ચૈત્યશબ્દનો સાચો અર્થ એકજ માનેછે અને તે એજ કે જે સ્થળે મૃતકને અગ્નિશાયિ કરવામાં આવે ત્યાંજ એટલે તેની ખાખ ઉપરજ જે કાંઈ નિશાન કરવામાં આવે છે તેને ચૈત્ય કહેવાય, પરન્તુ બીજાને તો સાચી રીતિએ ચૈત્ય કહેવાયજ નહિ. પરન્તુ હું ખાત્રીપૂર્વક કહું છું કે તેઓ પોતાના આ એકાંતિક–અસત્ય અર્થની સાબીતી એકપણ પ્રમાણથી કરી શકયા નથી. તેઓએ દાખલ કરેલા એકપણ કોશના પ્રમાણમાં તે શબ્દનો એવો એકાંતિક અવધારણાત્મક અર્થ તે તે કોશકર્ત્તાઓમાંથી કોઇની પણ તરફથી કરવામાં આવ્યો નથી. કોઇક કોશકારે એટલું બતાવ્યું છે કે 'પ્રથમના વખતમાં એવો રીવાજ હતો કે મૃતકને જે સ્થળે અગ્નિદાહ કરવામાં આવતો તે સ્થળે કંઇક ચિન્હ કરવામાં આવતું અને આ રિવાજ મુખ્યતયા જૈનો અને બૌદ્ધોમાં ઘણો ચાલતો હતો અને તે પણ ચૈત્ય તરીકે ઓળખાતું" આવા આશયના ઉલ્લેખ ઉપરથી ચૈત્ય શબ્દનો 'મંદિર' કે 'મૂર્તિ' અર્થ કરવામાં એક પણ કોશનું પ્રમાણ વાંધો લેતું નથી, તે છતાં દરેક પ્રમાણો ઉપરથી પોતે માનેલા અર્થનોજ ધ્વનિ કાઢવાની તેઓએ જે કોશીશ કરીછે, તે તેઓની અસત્યપ્રિયતા અને અસદાગ્રહિતાનેજ આભારી છે, તે સિવાય બીજું

કંઈજ નથી. તેમાં પણ તેઓએ પોતાના તેજ અર્થને પુષ્ટ કરવા માટે આચારાંગ આદિ સૂત્રગ્રંથોમાં આવતા કેટલાક ચૈત્યશબ્દોની નોંધ લઈ પોતાની પ્રામાણિકતા દર્શાવવાની જે ચેષ્ટા કરી છે, તે તો તેમની ઘેલછાનેજ સાબીત કરે છે. જે સૂત્રગ્રંથોમાં સ્થળે સ્થળે 'जिणचेइयाइं–अरिहन्तचेइयाइं' આવા ઉલ્લેખો કરવામાં આવ્યા હોય અને સ્થળે સ્થળે ગગનચુંબી જિનાલયોનાં વર્ણનો, મનમોહકમૂર્તિઓનાં વર્ણનો અને તેની ઉપાસનામાં આત્મકલ્યાણને બતાવનારા ઉલ્લેખો કરવામાં આવ્યા હોય તે ગ્રંથોમાં બેચરદાસના તેવા કલ્પિતઅર્થને સ્થાન હોયજ કયાંથી? અને જે સૂત્રગ્રંથોમાં ગૃહસ્થોનાં નિવાસસ્થનો પણ જિનમંદિરથી મંડિત હોવાના ઉલ્લેખો મળતા હોય ત્યાં બેચરદાસની તેવી ધારણા કેમજ ફળવતી બની શકે? અસ્તુ. એવી અસત્ય માન્યતામાં મુંઝાઈ ગયેલા બેચરદાસને હું ભારપૂર્વક પૂછી શકું છું કે તમારા કહેવા પ્રમાણે જો 'ચૈત્ય' શબ્દનો તેજ એક સાચો અર્થ હોય તો એક સામાન્યગ્રન્થકારથી આરંભીને યાવત્ સૂત્રકારો પર્યંતના મહાપુરૂષોએ 'ચૈત્ય' શબ્દનો 'જિનમંદિર' અને 'જિનમૂર્ત્તિ' આવો અર્થ શા આધારે કર્યો? હું માનું છું કે મારા આ પ્રશ્નના ઉત્તરમાં પંડિતાઇના પૂરમાં તણાતા તે મહાભાગ કહી નાખશે કે 'એવા એવા અર્થો કર્યા છે માટે તો હું તે આપણા માન્યતમ અને ધન્યતમ મહર્ષિઓને 'તમસ્તરણ' કરનારા કહું છું,' તે છતાં પણ મારા માનવા પ્રમાણે તો જો તેઓ પોતાને એક માનવી તરીકે માનતા હોય અને મનાવવા ઇચ્છતા હોય તો તેઓએ તેવો ઉત્તર આપતાં અચકાવુંજ જોઇએ અને જો કદાચ તેઓ આડું કે અવળું વિના વિચારે વાગરીજ નાખશે તો તે તેઓને માટે ઘણુંજ દુઃખદ નીવડશે વળી તેઓ પોતેજ જે મહાપુરૂષોને ઉત્તમોત્તમ કોટિના માને છે, તેજ મહાપુરૂષો–ભગવાન્ હરિભદ્રસૂરિજીમહારાજા કે જેઓનો સ્વર્ગવાસ વિક્રમસંવત્ ૫૮૫ માં થયો

છે તેઓ અને પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજા કે જેઓ આ વીસમી સદીમાં વિશ્વને વિસ્મિત કરનારા મહાપુરૂષ તરીકે થઈ ગયા છે, તેઓ પણ પોતાના ઉપકારી ગ્રંથોમાં સ્થળે સ્થળે 'ચૈત્ય' શબ્દનો 'જિનમંદિર' અને 'જિનમૂર્ત્તિ' એવો અર્થ કરી ગયા છે અને અધિકારિઓ માટે તેની અનેકપ્રકારની ઉપાસના ત્રણે કાલ કરવા યોગ્ય છે તેમજ તે આત્મહિત માટે ખાસ ઉપયોગી છે, એવો ઉપદેશ ખુબ જોરશોરથી દઈ ગયા છે. તેની સાબીતી માટે આજે પણ તેમના ગ્રન્થો મોજુદ છે અને પૂજ્ય આત્મારામજીમહારાજના તેવા પ્રબળ ઉપદેશની સાબીતી માટે તો આજે તેમના સેવકોથી ઉભરાતો આખો પંચાલ (પંજાબ) દેશ દુનિયાના દિલને આકર્ષિ રહ્યો છે. આ સઘળી હકીકતથી એ વાત તો સિદ્ધજ છે મૂર્તિપૂજા અનાદિની અને શાસ્ત્રસિદ્ધ છે. તે છતાં હવે બેચરદાસ કેવો ઉત્તર આપે છે તે સાંભળવા માટે મારી સાથે મારા વાંચકમહાશયો પણ સજ્જ રહેશે અને નીચે જણાવવામાં આવતી બાબતો ખાસ ધ્યાનમાં રાખી સત્યના ઉપાસક બની આત્મશ્રેયની સાધનામાં ખાસ જરૂરી સાધનોની ઉપાસનામાં ઉત્સાહપૂર્વક મચ્યા રહેશે.

મારૂં ચોક્કસ માનવું છે કે પોતાના 'ચૈત્ય' શબ્દના પીંજણમાં બેચરદાસે શ્રી આચારાંગ આદિ સૂત્રોમાં આવતા 'ચૈત્ય' શબ્દોની નોંધ લઇને પોતાના કલ્પિત અર્થનેજ સાબીત કરવાની મહેનત કરવામાં મોટામાં મોટી ભૂલ કરી છે. તેઓની આ ભૂલને બતાવવા માટે મારે આ સ્થાને તેઓએ જે જે સ્થળના 'ચૈત્ય' શબ્દની નોંધ લીધી છે તે સઘળાં સ્થળોને સંપૂર્ણતયા સ્થાપન કરવાં જોઇએ અને હું તેમ કરૂં તો મારા આ પુસ્તકમાં અસાધારણ વધારો થઈ જાય. એજ કારણે હું તેમ નહિ કરતાં મારા વાંચકોને ખાત્રી આપું છું કે મારે આગળ ચાલતાં જિનમંદિર અને

જિનમૂર્ત્તિ શ્રીજિનોના સમાન સમયનીજ છે અને તેની પૂજા આત્મહિતાર્થિઓમાટે વિધેય છે અને તે બાબતમાં વર્ત્તમાન અંગસાહિત્ય પણ સાક્ષીભૂત છે, એ વાતની સાબીતી માટે અનેક પ્રામાણિક આધારો સાથે શાસ્રીયપ્રમાણો પણ રજુ કરવાનાંજ છે અને મારી ખાત્રી છે કે એટલા ઉપરથીજ વાંચકો બેચરદાસની અસત્યશીલતાને ઓળખવા સાથે તેઓની તે ભૂલનો પણ સાક્ષાત્કાર સરલતાથી કરી શકશે.

શ્રીઆચારાંગ આદિ અંગસૂત્રોમાંથી તેઓએ ઉદ્ધૃત કરેલા 'ચૈત્ય' શબ્દો એવા એવા પ્રસંગે મૂકવામાં આવ્યા છે કે જેનો અર્થ તેઓ પોતાની માન્યતાને અનુકૂલ કરી શકે તેમજ નથી તે છતાં તેઓએ તેમ કર્યું છે એ એક કેવલ આશ્ચર્યનોજ વિષય છે. હું નથી માની શકતો કે જે આદમી એક કલ્પિત અને તદ્દન અસત્ય માન્યતાને સાબીત કરવા માટે પેજનાં પેજ ચીતરવાની શક્તિ ધરાવે છે તે આદમી આપણા સૂત્ર ગ્રંથોમાં આવેલા 'ચૈત્ય' શબ્દો કયા કયા પ્રસંગે મૂકવામાં આવેલા છે અને તેનો કેવો અર્થ કરવો શકય છે આટલું પણ ન સમજી શકે! પરન્તુ સંભવિત છે કે જે બેચરદાસે શ્રીજિનેશ્વરદેવની ઉત્કૃષ્ટતર આશાતના કરવા તથા આજ્ઞાનો લોપ કરવા માટે અને ઉત્તમોત્તમ આદર્શપુરૂષોની તેમજ સર્વોત્કૃષ્ટ-કોઈપણ જાતના વિસંવાદથી રહિત સુવિશાલ જૈનસાહિત્યની અસત્ય નિંદા કરવાની ખાતરજ પોતાની માનસિક વાચિક અને કાયિક એ સઘળી શક્તિનો ખજાનો ખરચી નાખ્યો છે તે બેચરદાસના આત્માની આસપાસ ભયંકર કર્મોના કાળા પડદાઓ પથરાઈ ગયા હોય અને તેના પ્રતાપે બિચારા તે બહિરાત્માની બાહ્ય અને અભ્યંતર એ બન્ને પ્રકારની અવલોકન શક્તિ અવરાઇ પણ ગઇ હોય! આ બાબતમાં આપણે તો સંભાવનાજ કરી શકીએ, નિશ્ચય કરવાનું કામ તો ખાસ પ્રત્યક્ષ

જ્ઞાનીપુરૂષનું છે. પરન્તુ તે સંભાવના સત્ય હોવામાં હૃદય સમ્મત થાય છે કારણકે બેચરદાસે પોતાના પુસ્તકમાં દાખલ કરેલાં પ્રાયઃ દરેક પ્રમાણોની એજ સ્થિતિ કરી મૂકી છે. એમાંનો ઘણો ખરો વિભાગ તો તેવોજ છે એવો નિશ્ચય આપણે કરી ચુકયા અને બાકીનો આગળ થઇ જશે.

વાંચકો સમજી શકયા હશેકે 'ચૈત્ય' શબ્દનો પોતાનો માનેલો એકાંતિક–અસત્ય અર્થ પ્રમાણસિદ્ધ બનાવવા માટે પોતાના બીજા મુદ્દાના મોટા વિભાગમાં અંગસૂત્રોના નામે બેચરદાસે ગબડાવેલા ગપ્પગોળાઓ ઉપર વિશેષ લખવાની મારી ઇચ્છા નથી પરન્તુ તે તરફ સિંહાવલોકન તો કરવું અને તેમ કરતાં કરતાં કેટલાક બેચરદાસના બુદ્ધિના નમુનાઓ કે જેમાંથી જૈનશાસન પ્રત્યેની અશ્રદ્ધા અને શાસ્ત્રો તેમજ શાસ્ત્રકાર મહાપુરૂષો તરફની દુષ્ટબુદ્ધિ પ્રગટ થઈ રહી છે તેનું દિગ્દર્શન કરાવવાની અને નિરસન કરવાની તો મારી સંપૂર્ણ ઇચ્છા છે. એ ઇચ્છાને આધીન બની હવે હું તેનો અમલ કરવા માટેજ પ્રવૃત્ત થાઉં છું.

અંગસૂત્રોમાં આવતા 'જિનચૈત્ય' અને 'અરિહન્તચૈત્ય'નો અર્થ ટીકાકાર મહાપુરૂષોએ 'જિનપ્રતિમા' વા 'જિનમંદિર' કર્યો છે એ બેચરદાસને ઘણોજ વિષમ લાગી ગયો છે એ વાતનો નિશ્ચય આપણે એમના શબ્દોથીજ કરી લઇએ. અંગસૂત્રોના નામે ગોટાળો કરવાની ખાતર શરૂઆતમાંજ તેઓ લખે છે કેઃ—

" (યદ્યપિ ટીકાકારોએ 'જિનચૈત્ય' વા 'અરિહન્તચૈત્ય'નો અર્થ જિનપ્રતિમા વા જિનમંદિર કર્યો છે તે ખરો છે. પરંતુ અંગોમાં આવેલા 'ચૈત્ય' શબ્દનો એ રીતે અર્થ કરતાં તેઓએ જે વિષમભૂલ કરી છે તેને હું હવે પછી જણાવવાનો છું.) "

મૂર્ત્તિપૂજાને બનાવટી અને પાછળથી શરૂથયેલી સમજાવવા માટે અને 'ચૈત્ય' શબ્દનો પોતે જે અર્થ કરે છે તેજ સાચો છે

એમ સાબીત કરવા માટે ટીકાકાર મહાપુરૂષો ઉપર વિષમભૂલ કરવાનો આરોપ મૂકનાર માણસને સત્યનું સાથીપણું ક્યાંથીજ હોઇ શકે? ટીકાકાર મહાપુરૂષો એટલે કોણ? ટીકાકાર મહાપુરૂષો એટલે બીજું કંઇજ નહિ પણ ઉન્નતિના અર્થિઓ માટે એક ઉત્તમોત્તમ આદર્શો. આદર્શની અવગણના કરનારમાં વિકાર શિવાય બીજું હોઇજ શું શકે? અને વિકારવિવશ આત્મા વિકાર શિવાય બીજું જોઇ પણ શું શકે? આ ઉપરથી આપણે તો એજ નિશ્ચિત કરી લેવાનું છે કે બેચરદાસની દૃષ્ટિએ આપણા સુંદરમાં સુંદર સાહિત્યમાં પણ માત્ર વિકારજ જણાય છે પણ એમાં કંઈ આશ્ચર્ય નથી. નેત્રનો દરદી ધોળાને પણ પીળું દેખે એમાં કંઈ નૂતનતા નથી અને નેત્રવિનાનો સર્વત્ર શૂન્યતાજ નિહાળે એમાં કંઇ અસ્વાભાવિકતા પણ નથી.

જે મહાપુરૂષોએ સંસારસુખનો પરિત્યાગ કરી ચારિત્રધર્મનો સ્વીકાર કરી સ્વ અને પરનું શ્રેય કરવા માટે જીંદગીભર સત્યના માર્ગમાં સુસ્થિર બની સત્યનુંજ પ્રકાશન કર્યા કર્યું તે આરાધ્યપાદ આદર્શો ઉપર એક પોતાના દુરાગ્રહને પોષવાની ખાતરજ અસત્ય આક્ષેપો કરાવે એ અવસ્થાને દૃષ્ટિરોગ કે અંધતા શિવાય બીજા કોની સાથે સરખાવી શકાય?

બેચરદાસ! જે શ્રીજિનશાસનમાં ટીકા અને ટીકાકાર પરત્વે સૂત્ર અને સૂત્રકર્ત્તાના જેટલુંજ બહુમાન રાખવાની આવશ્યકતા છે તે શ્રીજિનશાસનમાં પ્રામાણિકશિરોમણિ ટીકાકાર મહર્ષિઓ ઉપર તમારા જેવા પ્રલાપપટુઓ મરજી આવે તેવી પ્રલાપપટુતા કર્યા કરે તેની પરવા શ્રીજિનશાસનના મર્મને સમજનારો એક પણ આત્મા નહિ કરે તે નહિજ કરે એટલે એવા અસત્ય આક્ષેપો કરવામાં પરિણામે તમારે પોતાનેજ સહેવું પડે તેમ છે. મને તો એ પણ ખાત્રી છે કે એક સાચો વિચારક પણ તમારી એવી અનુચિતમાં અનુચિત પદ્ધતિને તિરસ્કારની દૃષ્ટિથીજ નિહાળતો હશે.

બેચરદાસના બુદ્ધિબળ માટે તો જીવવિચાર જેવા એક નાના પ્રકરણને જાણનાર એક નાનામાં નાના બાળકને પણ હસવું આવે તેમ છે. જૈનસમાજમાં એ તો એક સુપ્રસિદ્ધ બાબત છે કે મનુષ્યોનું જન્મ અને મરણ માત્ર લંબાઇ અને પહોળાઇમાં પીસ્તાળીસ લાખ યોજન પ્રમાણ અઢીદ્વીપમાંજ થઇ શકે છે પરંતુ તેથી આગળના દ્વીપ કે સમુદ્રમાં થઇ શકતું નથી અને શ્રીનંદીશ્વરદ્વીપ કે જ્યાં મોટાં મોટાં બાવન જિનાલયો અને અનેક મનોહર મૂત્તિઓ વિરાજમાન છે તે દ્વીપમાં તો કોઇપણ મનુષ્યનું મરણ તો સંભવતુંજ નથી તે છતાં પણ પંડિત કહેવાતા બેચરદાસે પોતાના માનેલા ' ચૈત્ય ' શબ્દના ચિતાની રાખ ઉપરનું ચિન્હ એવા અર્થની સાબીતી માટે શ્રીસ્થાનાંગનામના ત્રીજા અંગસૂત્રમાં શ્રીનંદીશ્વરદ્વીપના વર્ણનમાં આવતા ' ચૈત્ય ' શબ્દોની ત્રુટક ત્રુટક નોંધ લઇ જાણે પોતાની ધારણા સફળ થઇ ગઈ હોય એમ માની લીધું છે. પણ આ સ્થાને તો મારે તેમની વિચારશક્તિ તેમનું બુદ્ધિબળ અને તેમનું કલ્પનાકોશલ્ય કે જે કેવલ એક નગ્નાટનું અનુકરણ કરી રહ્યું છે તેને ઉઘાડું કરીને દર્શાવવુંજ પડશે. પ્રથમ તો હું તેઓની નોંધ લેવાની ખુબી બતાવીશ અને ત્યારપછી તેને અંગે જે કંઈ કહેવા યોગ્ય હશે તે કહીશ.

બેચરદાસે પોતે લીધેલી નોંધના અક્ષરો:—

૪ ( " तासिणं× उवरि चत्तारि, चत्तारि चेतितथूभा× × × तेसिणं चेतितथूभाणं पुरतो चत्तारि मणिपेढिआओ, तासिणं× उवरि चत्तारि चेतितरुक्खा " ) ( સ. ૨૨૯–૨૩૦ નંદીશ્વર-વિચાર ! )

તે નોંધમાં ત્રૂટતા અક્ષરો સાથેની નોંધ નીચે મુજબની છે:-

" तासिणं मणिपेढियाणं उवरिं चत्तारि चत्तारि चेतितथूभा पण्णत्ता, तासि णं चेतितथूभाणं पत्तेयं पत्तेयं चउद्दिसिं चत्तारि

मणिपेढियातो पण्णत्ता, तासि णं मणिपेढियाणं उवरिं चत्तारि जिणपडिमाओ सव्वरयणामइतो संपलियंकणिसन्नाओ थूभाभिमुहाओ चिट्ठंति, तं जहा—रिसभा वद्धमाणा चंदाणणा वारिसेणा, तेसि णं चेतितथूभाणं पुरतो चत्तारि मणिपेढियातो पण्णत्ता, तासि णं मणिपेढिताणं उवरिं चत्तारि चेतितरुक्खा पण्णत्ता. ”

આ સંપૂર્ણ નોંધ જોવાથી વાંચકો સમજી શકશે કે પોતાની નોંધમાંથી મૂર્ત્તિ માટે કેવલ ગોટાલો કરવા જિનપ્રતિમાના ઉલ્લેખને કેવી રીતિએ વચમાંથી ઉડાવી દીધો છે! જિનમંદિરો અને જિનમૂર્ત્તિઓના ઉલ્લેખો અંગસૂત્રોમાં પણ અનેક સ્થળે છે તે શું બેચરદાસ આવી રીતિએ છુપાવી શકશે? આટલા ઉપરથી વાંચકો પૂરતો નિર્ણય કરી શકશે કે બેચરદાસમાં જુઠાં પ્રમાણો ગોઠવવાની કેવી કળા છે! પરન્તુ આ નોંધમાં આવેલા ચૈત્ય શબ્દનો 'જે સ્થળે મૃતકને અગ્નિદાહ કરવામાં આવે ત્યાં તેની ખાખ ઉપરજ કાંઈ નિશાન કરવામાં આવે તેનેજ ' ચૈત્ય ' કહેવામાં આવે છે' આ અર્થ તેઓ શીરીતિએ સાબીત કરી શકે તેમ છે? શું તેઓનામાં એ શક્તિ છે કે જે શક્તિના બળે તેઓ કોઈ મરેલા શબને અત્રેથી ઉઠાવી ત્યાં લઇ જશે અને ત્યાં અગ્નિદાહ કરશે તેમજ તેની રાખ ઉપર પોતે કંઇ નિશાન કરી પોતાના તે અર્થને સાબીત કરી આપશે? આપણે તો તેઓનામાં તે શક્તિ હોય યા નવી ઉત્પન્ન થાય એમ માનીએજ નહિ કારણ કે તે દ્વીપમાં તેવું બની શકેજ નહિ એમ આપણા શાસ્ત્રકારો ફરમાવે છે. પરન્તુ તેઓ કદાચ પોતામાં તેવી શક્તિ માનતા હોય તો પણ તેઓ તે બાબતમાં આપણા આગમને પ્રમાણ તરીકે કેમજ મૂકી શકે? જિનમૂર્તિ અને જિનમંદિરો કે જે આત્મહિતનાં અનુપમ સાધનો છે તેના પ્રત્યેની શ્રદ્ધા અને રૂચિનો લોપ કરવા માટે બિચારા બેચરદાસ સૂત્રોની અને

સૂત્રકારોની કેવી કેવી વિરાધના કરવાની કોશીશ કરવા મંડી પડ્યા છે ? તેઓની આવી અવદશાના અવલોકનથી કયા આત્માર્થિના અંતરમાં અનુકમ્પાનો આવિર્ભાવ નહિ થાય ?

જેવી રીતિએ નંદીશ્વરદ્વીપમાં 'ચૈત્ય' શબ્દના તે અર્થની સાબીતી અશકય છે તેવીજ રીતિએ દેવલોકમાં પણ તે અર્થની સાબીતી અશકયજ છે, કારણકે નંદીશ્વરદ્વીપની માફકજ દેવલોકમાં પણ સ્વાભાવિકજ મનુષ્યના જન્મ મરણની સંભાવના થઇ શકે તેમ નથી પરન્તુ આ વસ્તુસ્થિતિનું ભાન શ્રદ્ધાશૂન્ય હૃદયને નજ હોઇ શકે એ તો સુનિશ્ચિતજ છે અને તેનોજ એ પ્રભાવ છે કે 'શ્રીસમવાયાંગ નામના ચોથા અંગસૂત્રમાં સુધર્માસભામાં અને શ્રીવ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી) નામના પાંચમા અંગસૂત્રમાં અસુરકુમારના સ્વામીની સભામાં આવેલા માણવકનામના ચૈત્યસ્તંભમાં રહેલા વજ્રમય ગોળ સમુદ્ગકડબ્બાઓમાં મનુષ્યલોકમાં નિર્વાણ પામેલા શ્રીતીર્થંકરદેવોનાં અસ્થિઓ-હાડકાંઓ સ્થાપન કરવામાં આવેલ છે.' આ વર્ણનમાં આવતા 'ચૈત્યસ્તંભ' શબ્દ ઉપરથી બેચરદાસ પોતાના તે અર્થને સાબીત કરવા માગે છે ! તેમની આવી વિદ્વતા જો મોતીચંદભાઈ જેવા સોલીસીટરને તેમજ ભાવનગરવર્તિ શ્રી આત્માનંદ સભા જેવી સંસ્થા યા યુવકમંડળને આશ્ચર્યમુગ્ધ બનાવે તો નવાઈ જેવું શું છે ? પણ બેચરદાસની વિદ્વત્તાએ ખાસ અંગસૂત્રો ઉપર અહિં પણ કેવી વૃત્તિ પ્રકટ કરી છે તે પણ આપણે ખાસ જોઈ લેવા જેવું છે અને તે જોવા માટે તે તે સ્થાને કરેલા ઉલ્લેખનુંજ આપણે અક્ષરશઃ અવલોકન કરવું પડશે તે ઉલ્લેખ આ રહ્યો.

" અર્થાત્ સુધર્મસભાની [1]વચ્ચે એક ચૈત્યસ્તમ્ભ છે, તેમાં વજ્રમય

---

૧ કહેવાતા સાક્ષરને ખ્યાલ પણ નથી કે સભાની વચ્ચે તો કોઇપણ સૂત્રકાર કે ટીકાકારે સ્તંભ કહ્યોજ નથી પણ વિભંગકલ્પના ન્યાયનો મહિમા

ગોળાકાર ભાજનમાં તીર્થંકરોનાં હાડકાં રાખેલાં જણાવ્યાં છે. આ સ્તમ્ભની ઉંચાઇ ટીકાકારે ૬૦ યોજન જણાવી છે, તેની સામું વાંચકોએ જોવાનું નથી કારણ કે એ દિવ્ય સ્તંભ છે. હું તો તેને ૬૦ ને બદલે ૬૦૦૦૦ યોજન ઉંચો માનવાને પણ તૈયાર છું (?) "

આ ઉલ્લેખ ઉપર મારે પોતાને કંઇપણ ટીકા કરવાની જરૂર નથી કારણકે એ ઉલ્લેખમાં ખુલ્લી રીતિએ તરવરી રહેલું ઉપહાસ્ય અને દેખાઈ આવતી અશ્રદ્ધા આપોઆપ વાંચકો જોઈ શકે તેમ છે. પરંતુ એ ઉલ્લેખમાં તેઓએ સેવેલું જે એક મહા-મૃષાવાદ છે અને તેમાં જે ઠાંસી ઠાંસીને દુષ્ટતા ભરેલી છે તે દર્શાવવા માટે તો મારે ખાસ શ્રીસમવાયાંગસૂત્રનો તે ઉલ્લેખજ રજુ કરવો પડશે. બેચરદાસ કહે છે કે 'ચૈત્યસ્તંભની ૬૦ યોજ-નની ઉંચાઈ ટીકાકારે જણાવી છે' આ પ્રમાણે કહીને તેઓ જનતાને એમ સમજાવવા માગે છે કે 'મૂળમાં જે બાબત નથી તે બાબત ટીકાકારે કહી છે' અને એવું સમજાવવાની ખાતરજ તેઓ નોંધ લેવામાં સૂત્રોના પાઠોની તોડફોડ કરી નાખે છે. તેઓએ પોતાના આખા પુસ્તકમાં પ્રમાણો આપવામાં એવીજ ચાલાકી ખેલી છે પણ તે ચાલાકી તેઓનાજ પ્રપંચના પ્રકાશમાં પરિણમવાની છે પણ એ વાત તેઓના ધ્યાનમાં રહેવા નથી પામી અને એ સ્વાભાવિક પણ છે; કારણકે 'ખાડો ખોદે તેજ પડે' આ પ્રસિદ્ધ લોકોક્તિ ખાડો ખોદનારના ખ્યાલમાં નથીજ આવતી. તે વાત તેના ખ્યાલમાં તો ત્યારેજ આવે છે કે જ્યારે પોતાનાજ ખાડામાં પોતાનેજ પડવાનો સમય આવી લાગે છે પરન્તુ તે અવસરે તે બિચારો પોતાનો બચાવ કરવા માટે પ્રાય: અશક્ત હોય છે.

---

કંઇક જુદોજ છે કે જેથી તેઓને તેમ સૂઝ્યું છે શાસ્રમાં વચ્ચેને માટે 'બહુસમમજ્ઝે' આવે છે તે પણ તેઓના ખ્યાલમાં રહ્યું નથી.

પ્રિયવાંચકગણુ! વાંચી લ્યો શ્રીસમવાયાંગ સૂત્રનો પૂરતો ઉલ્લેખ અને કરી લ્યો ખાત્રી કે ટીકાકાર ભગવાને કહેલી વાત સૂત્રમાં સાક્ષાત્ કહેલીજ છે:—

"सोहम्मे कप्पे सुहम्माए सभाए माणवए चेइयक्खंभे हेट्ठा उवरिं च अद्धतेरस अद्धतेरस जोयणाणि वज्जेत्ता मज्झे पणतीस-जोयणेसु वइरामएसु गोलवट्टसमुग्गएसु जिणसकहाओ पण्णत्ता"

टीका—सौधर्मकल्पे सौधर्मावतंसकादिषु विमानेषु सर्वेषु पञ्च पञ्च सभा भवन्ति—सुधर्मसभा १ उपपातसभा २ अभिषेकसभा ३ अलङ्कारसभा ४ व्यवसायसभा ५, तत्र सुधर्मसभामध्यभागे मणिपीठिकोपरि षष्टियोजनमानो माणवको नाम चैत्यस्तम्भोऽस्ति, तत्र 'वइरामएसु 'त्ति वज्रमयेषु तथा गोलवद्वृत्ता वर्तुला ये समुद्गका-भाजनविशेषास्तेषु 'जिणसकहाओ 'त्ति जिनसक्थीनि तीर्थंकराणां मनुजलोकनिर्वृतानां सक्थीनी—अस्थीनि प्रज्ञप्तानीति।"

સારાંશ—સૌધર્મકલ્પમાં સૌધર્માવતંસકાદિ સર્વ વિમાનોમાં સુધર્મસભા ૧ ઉપપાતસભા ૨ અભિષેકસભા ૩ અલંકારસભા ૪ અને વ્યવસાયસભા ૫ આ પાંચ પાંચ સભાઓ હોય છે તેમાંની સુધર્મસભાની મધ્યે-અંદર મણીપીઠની ઉપર સાઠયોજન પ્રમાણવાળો માણુવક નામનો ચૈત્યસ્તમ્ભ છે તેમાં સાડાબારયોજન નીચેનો ભાગ અને સાડાબારયોજન ઉપરનો ભાગ છોડી દઇને મધ્યના પાંત્રીસ યોજનમાં વજ્રમય ગોળ ભાજન, વિશેષમાં મનુષ્યલોકમાં નિર્વાણ પામેલા તીર્થંકરદેવોનાં અસ્થિ-હાડકાં કહેલાં છે.

ઉપરનો મૂળસાક્ષીનો સંપૂર્ણ ઉલ્લેખ વાંચવાથી વાંચકોની

ખાત્રી થઇ હશે કે ટીકાકાર મહર્ષિએ તે ચૈત્યસ્તંભનું કહેલું પ્રમાણ ખાસ મૂળસૂત્રમાંજ કહેલું છે. વાંચકો સમજી શકશે કે બેચરદાસની આવી પ્રવૃત્તિ ડુબતો આદમી જેમ તરણું પકડે તેના જેવીજ છે. ખેર તેનું તે ભોગવશે પરન્તુ ઉપકારી પુરૂષો ઉપર આવા આક્ષેપો કરતી વખતે તેઓ કેવી દુષ્ટભાવનાના ભોગ થયા હશે તે તો તેમનો આત્મા જાણે પરંતુ આપણે એટલું તો નિઃશંકપણે કહી શકીશું કે જે આદમીને પોતાના આત્માની થોડી પણ દયા હોય તે આદમી તો આવું અનુચિત અને અસત્ય સાહસ કરવા કદીજ તૈયાર ન થાય.

મારે આ સ્થાને જણાવી દેવું જોઇએ કે શ્રીસમવાયાંગનામના ચોથા અંગસૂત્રમાં દરેક અંગસૂત્રોમાં શું આવે છે, તેની નોંધ લેવાઈ છે તેમાં જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશા અંતકૃતદશા અને વિપાકમાં આવતા વર્ણનોની પણ નોંધ લેવાઈ છે તે નોંધમાં તે ઉદાહરણના નાયકો તે ઉપાસકો વિગેરેનાં ગામો ચૈત્યો વિગેરેનું વર્ણન છે એમ કહેવાયું છે. તેમાંથી બેચરદાસે માત્ર "णायाणं चेइयाइं, उवासगाणं × × × चेइयाइं, अंतगडाणं × × × चेइयाइं, अणुत्तरोववाइयाणं × × × चेइयाइं અનેदुहविवागाणं चेइयाइं × सुहविवागाणं चेइयाइं" આવા આવા ઉલ્લેખોનો ઉતારો કરી પોતાના તે અર્થને સાબીત કરવાની કોશેશ કરી છે પરન્તુ આ સ્થાને પણ મને તેમની અજ્ઞાનતા માટે તેમના ઉપર માત્ર અનુકંપાજ આવે છે કારણકે તે વર્ણનમાંથી તેમનો આશય કોઇપણ રીતિએ નીકળી શકતો નથી. કારણકે એ સૂત્રાક્ષરોનો આશય તો ખાસ મંદિરોનીજ સાબીતી કરનારો છે અને એની ખાત્રી હું મારા વાંચકમહાશયોને પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ આચાર્યમહારાજ શ્રીવિજયાનંદસૂરીશ્વરજી મહારાજશ્રીના શબ્દોથીજ કરાવી આપીશ કારણકે ગમે તે કારણે તેઓશ્રીને તો બેચરદાસ પોતે પણ 'પરમપૂજ્ય, જંગમતીર્થસ્વરૂપ, વીસમી

સદીના ઉદ્ધારકપુરૂષ અને ત્રણેકાલને માટે ભાવાચાર્ય રૂપે' માને છે. તેઓથી સમ્યક્ત્વશલ્યોદ્ધાર નામના પોતાના પુસ્તકમાં ૮૪ મા પેજમાં લખે છે કે:—

" तथा श्रीसमवायांगसूत्रमें सूत्रोंकी हुंडी है तिसमें श्राउपासकदशांग सूत्रकी हुंडोमें कहा है कि—

" से किं तं उवासगदसाओ उवासगदसासु णं उवासयाणं नगराईं उज्जाणाइं चेइयाइं वणखंडा रायाणो अम्मापियरो समोसरणाइं धम्मायरिया."

अर्थ—उपासकदशामें क्या कथन है ? उत्तर—उपासकदशांगमें श्रावकोंके नगर, उद्यान, 'चेइयाइं' चैत्यो अर्थात् मंदिर, वनखंड, राजा, माता, पिता, समोसरण, धर्माचार्यादिकोंका कथन है ॥

इससे समझना कि आनंदादि दशश्रावकोंके घरमें जिनमंदिर थे और उन्होंने जिनमंदिर कराये भी थे, और वे पूजा वंदना प्रमुख करते थे, यद्यपि उपासकदशांगमें यह पाठ नहीं है, क्योंकि पूर्वाचार्योंने सूत्रोंको संक्षिप्त करदीया है, तथापि समवायांगजीमें यह बात प्रत्यक्ष है; इस वास्ते जरा ध्यान देकर शुद्ध अंतःकरणसें तपास करोगे तो मालुम हो जावेगा कि आनंदादि अनेक श्रावकोंने जिनप्रतिमा पूजी है सो सत्य है "

પૂજ્યપાદ ગુરૂવર્યના ઉપરના ઉલ્લેખથી હરેક સમજી શકશે કે બેચરદાસે શ્રીસમવાયાંગજીમાંથી ઉદ્ધૃત કરીને મૂકેલા " णायाणं चेइयाइं, उवासगाणं चेइयाइं, अंतगडाणं चेइयाइं, अणुत्तरोववाइयाणं चेइयाइं " ઈત્યાદિ શબ્દો તે તે મહાપુરૂષોની વખતે નિ-

માણ થયેલ મંદિરોનેજ જણાવનાર છે અને બેચરદાસે ઉપજાવી કાઢેલા અર્થની તો તેમાંથી ગંધપણ નીકળી શકે તેમ નથી.

આ સત્યસ્વરૂપને ટીકાકાર મહાપુરૂષોએ તે તે સ્થાને આલેખ્યું છે તે બદલ તે ઉપકારી પુરૂષોનો ઉપકાર માનવાના બદલે તે તે મહાત્માઓએ કરેલા સત્યસ્પર્શિ અર્થો ઉપર મોતીચંદભાઇએ માનેલા 'આગમના ઉંડા અભ્યાસી પંડિત બેચરદાસે' અસંગતિનો આરોપ કરી તે અર્થની ઉપેક્ષા કરવા અને પોતાના અર્થને માન્ય કરવા પોતાના વાંચકોને સૂચવ્યું છે કારણકે તેમના વિદ્વત્તાએ તેમાંજ પોતાનું શ્રેય માન્યું છે અને તેવા શ્રેયની અભિલાષા પેલા મહાવીરકાર્યાલયના કાર્યવાહકોને અને શ્રીમહાવીરપત્રના સંપાદકને પણ થઈ હોય એમ જણાય છે?

હવે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (શ્રીભગવતીજી) સૂત્રમાં જંઘાચરણ અને વિદ્યાચારણ નામના પૂર્વવિદ્યાથી વિભૂષિત મુનિવરોનાં વર્ણનો આવે છે તે લબ્ધિધારી મુનિવરો પોતાની લબ્ધિના બળે નંદીશ્વરદ્વીપ વિગેરે સ્થાને જિનચૈત્યો એટલે જિનમંદિરો (જિનમૂર્તિઓ)ના વંદન નિમિત્તે જાય છે એવું વર્ણન પણ આવે છે તેમાંથી "चेइयाई वंदइ" અને "अरिहन्तचेइयाणि वा" આવા આવા ઉલ્લેખો ઉદ્ધૃત કરીને બેચરદાસે પોતાના કલ્પિત અર્થને સાબીત કરવાની અભિલાષા રાખી છે પરન્તુ તેમની તે અભિલાષાની સફળતા કોઇપણ રીતિએ શકય નથી કારણકે એ શબ્દો પણ નંદીશ્વરદ્વીપ આદિમાં રહેલ જિનમંદિરો (જિનમૂર્તિઓ)ને ઉદ્દેશીનેજ મૂકવામાં આવેલા છે. જંઘાચારણ અને વિદ્યાચારણ એટલે એક જાતની વિશિષ્ટ પ્રકારની લબ્ધિના ધારક મુનિવરો તેઓ પ્રાયઃ તે તે દ્વીપવર્તિ અરિહન્તનાં મંદિરો (મૂર્તિઓ)ની યાત્રા નિમિત્તેજ જાય છે. ત્યાં જવામાં અન્ય કોઇપણ નિમિત્ત સંભવી સકતું નથી. નંદીશ્વરદ્વીપમાં જિનમંદિરો વિદ્યમાન છે

એ હકીકત તો જનસમાજમાં સુપ્રસિદ્ધ છે કારણકે તે સમાજ પ્રાયઃ પ્રતિવર્ષ શ્રવણ કરે છે કે કલ્યાણક આદિના દિવસોમાં દેવતાઓ અને તેઓના સ્વામી ઇંદ્રો એ સર્વ નંદીશ્વરદ્વીપમાં જાય છે અને ત્યાં અષ્ટાહ્નિક મહોત્સવો કરે છે.

આગમના એક પણ પ્રમાણથી બેચરદાસ પોતાના અર્થને સાબીત કરી શકયા નથી તે છતાં પણ તેઓએ પોતાને એક પ્રામાણિક પ્રકાણ્ડ મનાવવાની ચેષ્ટા કરી છે. જૈનસમાજમાં એ વાત તો એટલી બધી સુપ્રસિદ્ધ છે કે મહાપુરૂષોની દહનક્રિયા જ્યાં જ્યાં થાય ત્યાં ત્યાં તે તે સ્થાનની આશાતના થવા ન પામે તેની ખાતર સ્તૂપની રચના કરવામાં આવે છે અને ભગવાન્ તીર્થંકરદેવોનાં પરમપવિત્ર શરીરોને જે સ્થાને અગ્નિશાયી કરવામાં આવે છે તે સ્થાને તો ખુદ ઇંદ્રમહારાજા પોતેજ દેવતાઓની પાસે સ્તૂપો કરાવે છે. આ વાતનો ઉલ્લેખ શ્રીજંબૂદ્વીપપન્નતિમાં પણ છે[1] તેને દાખલ કરી તેના ઉપર પોતાના શ્રદ્ધાશૂન્ય સ્વભાવનું શીલ મારવા માટે નોટ રૂપે લખે છે કે:—

"સૂત્રકારો અને ટીકાકારોનો એવો ખ્યાલ છે કે, મહાવીરની પ્રત્યેક ક્રિયા પ્રધાનપણે દેવો કરે તેમાંજ તેની વિશેષ મોટાઇ છે, તેમ ધારી તેઓએ મહાવીરનાં હાડ સુદ્ધાં પણ સ્વર્ગમાં મોકલાવી દીધાં છે. આ ખ્યાલનું એવું ભીષણ પરિણામ આવ્યું છે કે, વર્તમાનમાં મનુષ્યો માનવજાતિમાં થયેલા મહાવીરને પણ ઓળખી શકતા નથી- હું તો પ્રત્યક્ષ જોઇ રહ્યો છું કે, મહાવીરને કોઇ સ્વર્ગવાસી ભાઇ, ખરી રીતે ઓળખતો હોય તે ભલે, પરંતુ અમને તો તેમની ખરી ઓળખ કોઇએ કરાવી નથી."

---

૧ આટલા ઉપરથીજ સમજી શકાશે કે સૂત્રોમાં ચૈત્ય શબ્દ ફક્ત મૂર્ત્તિ અને મંદિરના અર્થમા છે અને ચિતાના સ્થાન માટે તો સ્પષ્ટપણે સ્તૂપ શબ્દ છે છતાં બીચારા બેચરદાસનો હૃદયરોગ કોઇ વિચિત્ર જણાય છે કે જેથી સ્પષ્ટ ભેદને પણ જોઇ શકયા નહિ અને ચૈત્યના અર્થનો ગોટાળો કરી આખા સંઘને દુર્ગતિના ખાડામાં નાંખવા તૈયાર થયો.

પ્રિયવાંચકગણ! સૂત્રકારોમાં બેચરદાસે માનેલા વર્તમાન દ્વાદશાંગીના પ્રણેતા ભગવાન્ સુધર્માસ્વામીજી અને ટીકાકારોમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા પણ આવી જાય છે તેઓના પ્રત્યે પણ બેચરદાસનો કંઇ જેવો તેવો આક્ષેપ છે? પ્રકૃષ્ટ પુણ્યનો બંધ કરી તીર્થંકરદેવો તીર્થની સ્થાપના કરવા માટે દેવલોકઆદિથી ચવે છે, મનુષ્યપણામાં જન્મ લે છે અને ત્યાર પછી ચારિત્રનો સ્વીકાર કરી ઘાતિકર્મોનો ઘાત કરી કેવલજ્ઞાનને ઉપાર્જન કરે છે અને તીર્થની સ્થાપના કરે છે ત્યારબાદ પોતાનું બાકી રહેલું આયુષ્ય પૂર્ણ કરી નિર્વાણપદને પામે છે. આ પાંચે પ્રસંગોને આપણા સૂત્રકારો અને ટીકાકારો 'કલ્યાણક' દિવસોથી ઓળખાવે છે અને તે પ્રસંગે તે લોકોત્તર પવિત્ર આત્માના પ્રકૃષ્ટ પુણ્યોદયના પ્રતાપે દેવતાઓ ખેંચાય છે અને ભક્તિથી ઉછળતા હૃદયે તે પ્રસંગોને આનંદની સાથે ઉજવે છે અને પોતાના આત્માને પવિત્ર બનાવે છે–પોતાના સમ્યક્ત્વને સુવિશુદ્ધ બનાવે છે. આ સત્યવસ્તુસ્થિતિ આલેખનાર સુત્રકારો અને ટીકાકારોને બેચરદાસ 'ખ્યાલી' કહે છે અને કહે છે કે 'અમને શ્રીમહાવીરની ખરી ઓળખાણજ કોઇએ કરાવી નથી અને એનો પ્રતાપ સૂત્રકારો અને ટીકાકારોના તે ખોટા ખ્યાલનોજ છે.' શું પવિત્ર સૂત્રકારો અને ટીકાકારો ઉપર આ જેવો તેવો આક્ષેપ છે? સત્ય વસ્તુતત્ત્વનો પ્રકાશ કરનાર પરમર્ષિઓ ઉપર અસત્ય પ્રકાશનનો આક્ષેપ કરનાર જનશાસનમાં પણ રહેવાને માટે યોગ્ય છે? શું એ કાર્ય સૂર્યના પ્રકાશને અંધકાર તરીકે ઓળખાવનારૂં નથી? જે સૂત્રકાર ભગવાનો અને ટીકાકાર મહાત્માઓએ પરમાત્માશ્રી મહાવીરદેવના જીવનનો યથાર્થ ચિતાર આપવા માટે જીવનની એક પણ ઘટનાને જતી નથી કરી અને અનેક પ્રકારે તેનું આલેખન કર્યું છે તે મહાત્માઓ ઉપર એવો આક્ષેપ કરવો એ શું સદ્ભાગ્યની નીશાની છે? આવા વિષયો ઉપર વધુને વધુ

વખત રોકીને મારા વાંચક મહાશયોનો ખ્યાલ એ પાપીમાં પાપી વિચારો તરફ વધારે વખત રોકી રાખવામાં સહાયક બનવાની મારી ઇચ્છા નથી. આ સ્થળે એટલું તો ચોક્કસ થાય છે કે જેઓ શુદ્ધાત્મા હશે તે તો આવા સૂત્રકારોને પણ ઉઠાવનાર બેચરદાસની છાયા પણ નહિલે. કારણકે બેચરદાસ સૂત્રોને પણ ખોટાંજ જણાવે છે.

બસ ચૈત્ય શબ્દના પીંજણને આપણે ઉપર જોઈ ગયા તેજ પ્રમાણે કલ્પિતરીતિથી પ્રમાણોની યોજના અને સૂત્રકારો તેમજ ટીકાકાર મહર્ષિઓ ઉપર અસત્ય આક્ષેપો કરવામાંજ બેચરદાસે પરિપૂર્ણ કર્યું છે ત્યાર બાદ બેચરદાસે પણ પરમાનંદની માફક આપણી પરમાત્માની પરમપૂજ્ય મૂર્તિઓ ઉપર આપણા દૃષ્ટિપ-થમાં આવતાં ટીલાં શ્રીવત્સો અને ચક્ષુઓ વિગેરેને શિષ્ટાસંમત અને અશાસ્ત્રીય આચરણ તરીકે ઓળખાવીને આપણા પવિત્ર મૂર્તિપૂજકસમાજને દમ્ભી અને ઢોંગીના ઇલ્કાબો આપવા પણ તેઓ ચુકયા નથી કારણકે તેમની વિદ્વતા આજે તેઓના માટે એજ મોક્ષમાર્ગ બતાવી રહી છે! એ તો એક નીતિ છે કે જેવા દેવ તેવી આંખો અને આત્મા તેવી મુક્તિ! બેચરદાસને માટે બકવાદ કરવો એજ મોક્ષ માર્ગ હોય એવી કલ્પના એમની પ્રવૃત્તિ આપણને કરાવી રહી છે એટલે આપણે પણ કરવીજ પડે છે. વાંચકોને એ પ્રશ્ન થશે કે બેચરદાસ કયા શાસ્ત્રને માન્ય રાખે છે કે જેથી આપણા ઉત્તમ આચારો ઉપર તે 'અશાસ્ત્રીય'-પણાની છાપ મારે છે અને બેચરદાસના મનથી પોતાના શિવાય કયાં એક પણ શિષ્ટ પુરૂષ છે કે તેને ઉદ્દેશીને આપણા તે પવિત્ર આચારો ઉપર 'શિષ્ટાસંમત'નું શીલ તેઓ મારે છે? આ પ્રશ્ન તો યથાસ્થિત છે કારણકે બેચરદાસના છેલ્લા ઉલ્લેખોથી વાંચકમાત્રની ખાત્રી થઇ જાય એમ છે કે બેચરદાસના મનથી

કોઈ પણ શિષ્ટજ નથી અને એક પણ શાસ્ત્ર નિર્વિકાર નથી. તે છતાં પણ એ શબ્દોનો ઉપયોગ તેઓની લેખિની યા રસના કરે છે તેનું કારણ માત્ર એકજ છે અને તે એ કે તેમના એવા શબ્દો વાંચીને મોતીચંદભાઈ જેવા તેમના મિત્રો બન્યા રહે તો ઠીક અને મોતીચંદભાઈ પણ તેઓને 'આગમના ઉંડા અભ્યાસી' તરીકે ઓળખાવવા માટે એવા શબ્દોનોજ ઉપયોગ કરે એમ છે એટલે કદાચ બેચરદાસનું તે કારણ આપણે વ્યાજબી માની લઇએ તો વાંધા જેવું પણ નથી.

આપણે કહી ગયા તેજ પ્રમાણે ચૈત્ય શબ્દનું પિંજણ પૂર્ણ કરવા બાદ આપણાં મંદિરો મૂર્તિઓ અને તેની પૂજાને બનાવટી તરીકે જણાવવાનો પ્રયાસ કર્યો છે પરન્તુ તે વ્યર્થ છે, કારણ-કે મંદિરો મૂર્તિઓ અને તેની પૂજા આજની નથી પણ અનાદિની છે. ઉપાસ્યની પૂજા સાથેજ ઉપાસ્યની મૂર્તિપૂજા પણ ચાલુજ છે એમાં કોઈપણ જાતનો બાધક છેજ નહિ એ વાતની સાક્ષી આજે અનેક આગમો પણ આપી રહ્યાં છે. એમ પૂજ્ય આત્મારામજી મહારાજા કે જેઓને બેચરદાસ પણ પરમપૂજ્ય જગમતીર્થસ્વરૂપ ઉદ્ધારક પુરૂષ અને ત્રણે કાલને માટે ભાવાચાર્ય તરીકે સ્વીકારે છે તેઓશ્રી પણ પોતાના બનાવેલા 'સમ્યક્ત્વ-શલ્યોદ્ધાર' નામના પુસ્તકના ૧૬૫ મા પેજમાં લખે છે કે:—

"सैंकडों ठिकाने जिनप्रतिमाकी पूजा करनेका तथा जिन-मंदिर बनवाने वगैरा का खुल्लासा अधिकार है। और सर्वसूत्र देखके सामान्यपणे विचार करनेसे भी मालुम होता है कि चौथे आरेमें जितने मंदिर थे उतने आजकल नहीं हैं. क्योंकि सूत्रोंमें जहां जहां श्रावकोंका अधिकार है वहां वहां "ण्हायाकयबलिकम्मा" अर्थात्

स्नान करके देवपूजा करी ऐसा प्रत्यक्ष पाठ है। इससे सर्वश्रावकोंके घरमें जिनमंदिर थे और वे निरंतर पूजा करते थे ऐसा सिद्ध होता है। तथा दशपूर्वधारीके श्रावक संप्रतिराजाने सवालाख जिनमंदिर और सवाक्रोड जिनबिंब बनवाए हैं जिनमेंसे हजारों जिनमंदिर और जिनप्रतिमा अद्यापि पर्यंत विद्यमान हैं. रतलाम नाडोल आदि नगरोंमें तथा शत्रुंजय गिरनारादि तिर्थोंमें बहुत ठिकाने संप्रतिराजा के बनवाए जिनमंदिर दृष्टिगोचर होते हैं, और भी अनेक जिनमंदिर हजारों वर्षोंके बने हुए दिखलाइ देते है. तथा आबुजी उपर विमलचंद्र तथा वस्तुपालतेजपालके बनवाए क्रोडों रुपयेकी लागतके जिनमंदिर जिनकी शोभा अवर्णनीय है."

પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજાના ઉપરોક્ત ઉલ્લેખથી સાબીત થાય છે કે 'શ્રાવકો પોતાના ઘરમાં પણ જિનમંદિર રાખતા અને નિરંતર પૂજા કરતા એ હકીકત જે જે સુત્રોમાં શ્રાવકોનો અધિકાર આવે છે તે તે સૂત્રોમાં સ્પષ્ટપણે લખાયેલી છે અને ચોથા આરામાં જેટલાં જિનમંદિર હતાં તેટલાં આજે નથી' આ વાત કંઈ પુનઃ સમજાવવી પડે તેમ નથી. હવે ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા કે જેઓને બેચરદાસે પોતે પણ કેવલ લોકોને ઠગવા અને ઉન્માર્ગે દોરવવા માટેજ પરમપ્રામાણિક શિષ્ટશિરોમણિ અને મધ્યસ્થતાની મૂર્તિરૂપે સ્વીકારેલા છે તેઓશ્રી તો પોતાના શ્રીસંબોધપ્રકરણ નામના ઉપકારક ગ્રંથમાં શ્રાવકધર્માધિકારમાં શ્રાવકો માટે વિધિમાર્ગ દર્શાવતાં સ્પષ્ટ અક્ષરોમાં જણાવે છે કેઃ—

" दवसए संजाए गेहंमि जिणिंदबिंबसंठवणं ।
[illegible] सहस्से लक्खे जिणभवणकारवणं ॥२३॥

जिण्णुद्धरणाइयं किच्चं किज्जइ दससहस्सेहिं ।
इच्चाइ धम्मकिच्चं सत्तीए कुणइ जो सड्ढो ॥२४॥

અર્થાત્—જે શ્રાવક હોય તે જો પોતાની પાસે શતદ્રવ્ય થાય તો ઘરની અંદર જિનેંદ્રદેવના બિંબની સ્થાપના કરે, એક હજાર દ્રવ્ય હોય તો પ્રવચન લખાવે, એક લાખ દ્રવ્ય થાય તો જિનેશ્વર ભગવાનનું ભવન-મંદિર બંધાવે અને દસહજાર દ્રવ્ય હોય તો જીર્ણોદ્ધાર આદિ ધર્મકાર્યોને શક્તિમુજબ કરે.

પ્રામાણિક ધુરંધર શ્રીહરિભદ્રસૂરિજી મહારાજ જેવાના આવા સ્પષ્ટ વિધિવાદોની આગળ બેચરદાસ જેવાનું કલ્પના સામ્રાજ્ય ક્યાં સુધી ટકી શકે તેમ છે? હવે તો તે મહાભાગને પુન: જિનમંદિર અને જિનમૂર્તિના સનાતન અસ્તિત્વનો લોપ કરવા માટે શ્રાવકોનાજ અસ્તિત્વનો અર્થાત્ જિનેશ્વરદેવના શાસનના અસ્તિત્વનોજ લોપ કરવા માટે મથવું પડશે કારણકે તેમ કર્યા વિના જિનમંદિરો અને જિનમૂર્તિઓ તેમજ તેની ઉપાસનાનો લોપ કરવાની તેમની ધારણા કોઇપણ પ્રકારે ફળવતી બની શકે તેમ નથી. જિનશાસનના અસ્તિત્વની સાથેજ તેનું અસ્તિત્વ તો સુનિશ્ચિત છે. સાક્ષાત્ જિનેશ્વરદેવની વિદ્યમાન અવસ્થામાં પણ શ્રીજિનબિંબની ઉપાસના અનેક પ્રકારે ચાલુજ હોય છે તો પછી તે વિશ્વદીપકના વિલય પછી તો તેના ઉપાસકોને શ્રી જિનબિંબ અને જિનાગમ શિવાય આધારજ કોનો? આત્માના ઉદ્ધાર માટે ખાસ આવશ્યક અંગો ઉપર ધર્મપ્રેમી જૈનસમાજનો અપૂર્વપ્રેમ હોય એ તો સ્વાભાવિકજ છે. એ પ્રેમને દ્વેષના રૂપમાં પરાવર્તિત કરવાનો પરિશ્રમ ઉઠાવનાર આત્મા પોતાના ઉન્નતિના દરવાજાને પોતાનાજ હસ્તે બંધ કરવાની માથાકુટ કરનાર છે ને તે દરવાજા બંધ થયા શિવાય તે આત્માના હાથમાં

બીજું કંઈ પણ આવવાની સંભાવના નથી. આવી એક સાદી વાત સમજવાની પણ પરવા કરવા વિનાજ બેચરદાસ જિનમંદિરો, જિનમૂર્તિઓ અને તેની ઉપાસનાને અવિધેય અને બનાવટી ઠરાવવા માટે તલપાપડ થઈ રહ્યા છે અને તે તાનમાં ને તાનમાં તેઓ લખે છે કેઃ—

"જે ભાઇના મનમાં વર્તમાન ધર્મ, તેના વર્તમાન નિયમો......તથા વર્તમાન મૂર્ત્તિપૂજા વિગેરે અનાદિનું ભાસતું હશે–રાજા ભરતના સમયનું લાગતું હશે–તે બંધુને હું જાતે શાસ્ત્રો વાંચવાની ભલામણ કર્યા સિવાય બીજું કાંઇ સમજાવી શકતો નથી."

વાંચકો ઉપરના ઉલ્લેખ ઉપરથી જોઈ શકશે કે વર્ત્તમાન ધર્મ અને તેના નિયમો તેમજ મૂર્તિપૂજા વિગેરે બેચરદાસને કેટલું બધું અનિષ્ટ જણાઈ રહ્યું છે. આપણો જે જિનધર્મ અને તેના નિયમો કે જે આજે આખી દુનિયાને આશ્ચર્યચકિત બનાવી રહ્યા છે અને જેની આજે ખુલ્લા દિલથી પ્રશંસા વિરોધિઓના મુખથી પણ થઈ રહી છે તેમજ આપણી જે મૂર્તિપૂજા સમગ્ર જગતમાં સર્વોત્તમસ્થાને વિરાજી રહી છે, તે આપણો પવિત્ર જિનધર્મ અને તેના વિશ્વહિતકર નિયમો તેમજ બાળજીવની પણ સહેલાઇથી ઉન્નતિ કરનાર સર્વોત્તમ આપણી મૂર્તિપૂજા જેને અનિષ્ટ ભાસે તેના કમભાગ્યની દયા ખાવી એજ આપણા માટે ઉચિત હોય એમ મને લાગે છે. કરભને દ્રાક્ષા અને રાસભને શર્કરા ન રૂચે એમાં આપણે તેના કમભાગ્ય શિવાય બીજા કોને દોષ દઇએ? એટલે આપણે આ બાબતમાં તો એજ નીતિને અનુસરી મહારાજા ભરતચક્રીના સમયમાં જાણે મૂર્તિપૂજા વિગેરેનું અસ્તિત્વ નજ હોય એમ સમજાવવાની બેચરદાસે જે કોશેશ કરી છે તેના ઉપરજ ઉચિત ઉહાપોહ કરવો જોઇએ અને જે મહાપુરૂષના વચનને શિરસાવંદ્ય માનવાનો બેચરદાસ

દંભ કરે છે તેજ મહાપુરૂષના કથનથી જનતાસમક્ષ આપણે જાહેર કરી દેવું જોઇએ કે ભરતચક્રવર્તિના સમયમાં પણ શ્રી-જિનનું શાસન અને તેની ઉપાસના પૂરજોસથી ચાલતી હતી.

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા આવશ્યકવૃત્તિમાં શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી મહારાજાએ બનાવેલી નિર્યુક્તિની વ્યાખ્યા કરતાં ૧૪૬ મા પત્રમાં લખે છે કે:—

"सेज्जंसोऽवि भगवं जत्थ ठिओ पडिलाभिओ ताणि पयाणि मा पाएहिं अक्कमिहामिति भत्तीए तत्थ रयणामयं पेढं करेइ, तिसंझं च अच्चिणइ, विसेसेण य पव्वदेसकाले अच्चिणेऊण भुंजइ, लोगो पुच्छइ–किमेयंति, सेज्जंसो भणाति–आदिगरमंडलगं ति,ततो लोगेणावि जत्थ जत्थ भगवं ठितो तत्थ तत्थ पेढं कयं,"

અર્થાત્—શ્રેયાંસકુમારે પણ ભગવાન્ જ્યાં ઉભા રહ્યા અને પોતે જ્યાં ભગવાનને પ્રતિલાભ્યા તે સ્થાનમાં પ્રતિબિંબિત થયેલાં પ્રભુના ચરણો ઉપર કોઈ પોતાના ચરણો સ્થાપન ન કરો એવી ભક્તિથી તે સ્થાને રત્નમયપીઠની સ્થાપના કરી અને નિરંતર તેની ત્રણેકાલ તે શ્રેયાંસકુમાર પૂજા કરતા તેમજ પર્વ-દિવસે વિશેષપ્રકારે તેની અર્ચા કરીને ભોજન લેતા. આ પ્રવૃત્તિ દેખીને લોકોએ શ્રેયાંસકુમારને પ્રશ્ન કર્યો કે આ શું? ઉત્તરમાં શ્રેયાંસકુમારે કહ્યું કે આ 'આદિકરમંડલ' છે તેથી લોકોએ પણ ભગવાન્ જ્યાં જ્યાં સ્થિત રહ્યા હતા ત્યાં ત્યાં પીઠ બનાવ્યું.

જે ભરતચક્રવર્તિના સમયમાં શ્રીજિનેશ્વરદેવની આ પ્રકારે ઉપાસના ચાલતી હતી અને ચાલવીજ જોઇએ તે સમયમાં બેચરદાસ મૂર્તિપૂજા હતીજ નહિ એમ સમજાવવાની જે કોશેશ કરે છે તે કેટલી બધી બેહુદી છે એ તો વાંચકો સહજમાં

સમજી શકે તેમ છે. એ વાત પણ ખ્યાલમાં આવી શકે એમ છે કે શ્રીજિનશાસનના મર્મને સમજનારાઓ અધિકાર પ્રમાણે અનેક પ્રકારે શ્રીજિનની ઉપાસના કરવામાંજ પોતાનું આત્મશ્રેય: સમજે છે. પ્રભુના પાદન્યાસના સ્થાને ઉભા કરેલા પીઠની ઉપાસના વિના જેઓ ભોજન લેવાને નથી ઇચ્છતા તેઓ પરમાત્માની મૂર્તિઓની ઉપાસના કરવામાં પ્રમાદ કરે એ શું બનવા જોગ છે ! આગમ વિગેરે સાહિત્ય એજ કહી રહ્યું છે કે ચૈત્યો-જિનમંદિરો અમુક સ્થાનેજ નહિ પરન્તુ હરેક ઉચિત સ્થાને થઇ શકે છે અને હતાંજ તેમજ તેની ઉપાસના ઉન્નતિના અર્થિઓ યથાશક્તિ કરવાને ચૂકતાજ ન હતા. વર્ત્તમાન સમય પણ ગતસમયની તે સ્થિતિ માટે સાક્ષીભૂત છે કારણકે આજે પણ ઉન્નતિના અર્થિઓએ ઉભાં કરેલાં ગગનચુંબી મનોહર મંદિરો દુનિયાના દિલને આકર્ષિ રહ્યાં છે અને તેની ઉપાસનામાં પોતાનું આત્મશ્રેય: જોઈ શકનારાઓ આજે પણ નાસ્તિકોના પટપટારાની પરવા રાખ્યા વિનાજ પોતાની શક્તિના પ્રમાણમાં તન મન અન ધનની સાર્થકતા તેની ઉપાસનામાંજ માની રહ્યા છે. દુનિયા પણ તે ઉપાસનામાં ઉન્નતિની ઝાંખી કરી રહી છે તે છતાં પણ બેચરદાસ એમ મનાવવા માગે છે કે—

" આપણા પૂર્વજોએ ચૈત્યોને પૂજવા માટે નહિ, પણ તે તે મરનાર મહાપુરૂષની યાદગીરી રાખવા માટે બનાવ્યાં હતાં. પરંતુ પાછળથી તેની પૂજા શરૂ થઇ હતી અને તે આજ સુધી પણ ચાલી આવી છે. "

આ શું માનવા કે સાંભળવાને યોગ્ય પણ છે ? અસ્તુ એ માન્યતા માનવા કે સાંભળવાને યોગ્ય હો યા ન હો તેની વિચારણા ન કરતાં વાંચકો એજ વિચાર કરશે કે એ માન્યતાને પ્રગટ કરતાં કરતાં બેચરદાસના હસ્તે કેવું કેવું લખાઈ ગયું છે ! તેઓ કહે છે કે 'પૂર્વજોએ ચૈત્યો બનાવ્યાં તો હતાં પણ તે પૂજવા માટે નહિ

અને તેના પરિવારોતો તે પૂજ્યાંજ અને તે પૂજા આજસુધી પણ ચાલીજ રહી છે.' કેવી વિદ્વત્તાથી ભરેલું અને વિચારશીલ લખાણ! અસત્ય તે કયાં સુધી છુપું રહી શકતું હશે ? આપણે હવે એજ શ્રીહરિભદ્રસૂરિજી મહારાજના અક્ષરોથી નિશ્ચય કરી લઇએ કે ખુદ ભરતચક્રવર્તિએ પણ જિનમંદિર બનાવ્યું છે યા નહિ ?

તે ભગવાન્ આવશ્યકસૂત્રના ૧૬૯ મા પત્રમાં લખે છે કે:-

"भरतो भगवन्तमुद्दिश्य वर्धकीरत्नेन योजनायामं त्रिगव्यूतोच्छ्रितं सिंहनिषद्यायतनं कारितवान्, निजवर्णप्रमाणयुक्ताः चतुर्विंशति जीवाभिगमोक्तपरिवारयुक्ताः तीर्थंकरप्रतिमाः तथा भ्रातृशतप्रतिमा आत्मप्रतिमां च ( आत्मप्रतिमया सह ) स्तूपशतं च, मा कश्चिद् आक्रमणं करिष्यतीति, भगवतः शेषान् एकोनशतस्य भ्रातृणामिति, तथा लोहमयान् यन्त्रपुरुषान् तद्वारपालांश्चकार."

અર્થાત્ ભરત રાજાએ ભગવાન ઋષભદેવસ્વામીને ઉદ્દેશીને એટલે શ્રીઋષભદેવસ્વામીનું વિસ્તારમાં એક યોજન પ્રમાણ અને ત્રણ ગાઉનું ઉંચુ સિંહના આસન જેવું એક મંદિર કરાવ્યું. પોતપોતાના વર્ણ અને પ્રમાણવાળી અને શ્રીજીવાભિગમમાં કહેલા પરિવારે કરીને યુક્ત એવી ચોવીસે તીર્થંકરોની પ્રતિમાઓ, સો ભાઇઓની ( પોતાની સાથે ) પ્રતિમા તેમજ સો સ્તુપ કરાવ્યાં. તે સ્થાનનું કોઈપણ આક્રમણ ન કરે એ ઇરાદાથી એક ભગવાનનું અને બાકી પોતાના નવાણુભાઈનાં એમ કરીને સો સ્તૂપ બનાવ્યા તથા લોહમય યન્ત્રપુરૂષોને તે મંદિરના દ્વારપાલ બનાવ્યા.

વસ્તુસ્થિતિ આવી સુસ્પષ્ટ છતાં આપણે જોઇ ગયા તે પ્રમાણે બેચરદાસ જનતાને એમ સમજાવવા મા છે કે આપણા પૂર્વજોએ ચૈત્યો બનાવ્યાં તો હતાં પરંતુ તે વાંદવા કે પૂજવાને માટે નહિ. તો હવે આપણે એ જોઇએ કે સાક્ષાત્ શ્રમણ ભગ-

વાન્ મહાવીરસ્વામીજી પોતાના પ્રથમ ગણધર શ્રીગૌતમસ્વામીજીને પોતાના શ્રીમુખે કેવી આજ્ઞા ફરમાવે છે?

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા આવશ્યકવૃત્તિમાં છેલ્લા દશાપૂર્વી ભગવાન્ વજ્રસ્વામીજીનું ચરિત્ર આલેખતાં ૨૮૭ મા પત્રમાં લખે છે કે:—

" सामिणा पुव्वं वागरियं अणागए गोयमसामिम्मि—जइ जो अट्ठापदं विलग्गइ चेइयाणि य वंदइ धरणिगोयरो सो तेणेव भवग्गहणेणं सिज्झति, तं च देवा अन्नमन्नस्स कहिंति, जहा किर धरणिगोयरो अट्ठावयं जो विलग्गति सो तेणेव भवेण सिज्झइ, ततो गोयमसामी चिंतइ—जइ अट्ठावयं वच्चेज्जा, ततो सामी तस्स हिययाकूतं जाणिऊण तावसा य संबुज्झिहिन्ति त्ति भगवया भणितो—वच्च गोयम ! अट्ठावयं चेइयं वंदेउं, ताहे भगवं गोयमो हट्ठतुट्ठो भगवं वंदित्ता गतो अट्ठावयं....चेइयाणि वंदित्ता उत्तरपुरच्छिमे दिसिभाए पुढविसिलावट्टए असोगवरपादवस्स अहे तं रयणिं वासाए उवागतो......ततो भगवं बिइयदिवसे चेइयाणि वंदित्ता पच्चोरुहइ "

અર્થાત્—ભગવાન્ ગૌતમસ્વામીજીના આવતા પહેલાં પરમાત્મા શ્રીમહાવીરદેવે કહ્યું હતું કે જે ભૂમિચર અષ્ટાપદ ઉપર ચઢે અને ચૈત્યોને વંદન કરે તે તેજ ભવમાં સિદ્ધિપદને પામે. આ વાતને દેવતાઓ આપસઆપસમાં કહેતા હતા કે જે ભૂચર અષ્ટાપદ ઉપર જાય તે તેજ ભવમાં સિદ્ધિપદને પામે. તે વાતનું શ્રવણ કરીને ભગવાન્ ગાતમસ્વામીએ પણ વિચાર્યું કે હું અષ્ટાપદ જાઉં. ભગવાન્ ગૌતમસ્વામીના એ વિચારને જાણીને અને તાપસો પણ પ્રતિબોધ પામશે એ હેતુથી ભગવાન્ મહાવીર-

સ્વામીએ કહ્યું કે હે ગૌતમ! અષ્ટાપદ ઉપર ચૈત્યોને વંદન કરવા માટે જા. આ આજ્ઞાના શ્રવણથી હૃષ્ટતુષ્ટ થયેલા ભગવાન્ ગૌતમસ્વામીજી ભગવાનને વંદન કરીને અષ્ટાપદ ઉપર ગયા. ત્યાં ચૈત્યોને વંદન કરીને તે રાત્રિના નિવાસ માટે ભગવાન્ ગૌતમસ્વામીજી અશોકવરવૃક્ષની નીચે પધાર્યા. બીજે દિવસે ભગવાન્ ગૌતમસ્વામી ચૈત્યોને વંદન કરીને નીચે ઉતરે છે.

મારી ખાત્રી છે કે આટલા ઉલ્લેખો જોવા પછી હરેક શ્રદ્ધાસંપન્ન ધર્માત્માને ખાત્રી થઈજ હશે કે બેચરદાસે માત્ર લોકોને ભ્રમણામાં નાખવા કપોળકલ્પતજ કથન કર્યું છે. જિનમંદિરો અને જિનમૂર્તિઓ કે જેને માટે 'ચૈત્ય' શબ્દનો પ્રયોગ થાય છે અને તે પ્રયોગ અન્યસૂત્રો અને અન્યગ્રંથોની સાથે ખાસ અંગસૂત્રોમાં પણ થયેલો છે. જ્યાં જ્યાં કેવલ ચૈત્ય શબ્દનો પ્રયોગ થયો છે ત્યાં ત્યાં ટીકાકારોએ તેનો અર્થ જિનમંદિર કે જિનમૂર્તિજ કરેલો છે અને તે એકાંતે સુસંગત છે. તેવો અર્થ કરનારા ટીકાકાર મહાપુરૂષો ઉપર પ્રામાણીકતાની રૂએ કોઈપણ વ્યક્તિ અસંગતિનો આરોપ મૂકી શકે તેમ છેજ નહિ, તે છતાં બેચરદાસે આપણા પૂજ્ય ટીકાકારો ઉપર તેવો આક્ષેપ કરવામાં માત્ર પોતાનું હૃદયજ પરખાવ્યું છે કેમકે કલ્યાણભાગીઓનેજ જિનવચનમાં શ્રદ્ધા હોય છે પરંતુ વિપરિતને તો તે અમૃતમય છતાં વિષતુલ્ય ભાસે એ સ્વાભાવિક છે, એટલે તેના ઉપર વિચાર કરવાની આપણને કંઈજ જરૂર નથી.

આપણે આવશ્યકસૂત્રના ઉલ્લેખ ઉપરથી પણ નિશ્ચય કરી ચૂકયા કે ચૈત્ય શબ્દનો અર્થ જિનમંદિર અને જિનમૂર્તિ ખુશીની સાથે થઇ શકે છે અને અષ્ટાપદજી ઉપર ભરતચક્રવતિએ બંધાવેલા મંદિરના દર્શન માટે સાક્ષાત્ ભગવાન્ ગૌતમસ્વામીજી ખાસ પરમાત્માશ્રી મહાવીરદેવની આજ્ઞાથી પધાર્યા છે અને ત્યાં

જઇને ઉલ્લાસપૂર્વક ત્યાં રહેલ મંદિરો અને ચોવીશે તીર્થપતિઓની મૂર્તિઓને વંદન કર્યું છે. જ્યારે સાક્ષાત્ ગૌતમસ્વામીજી જેવા મહાપુરૂષ માટે ચૈત્યવંદન વિધેય હોય તો પછી સામાન્ય-સાધુઓ યા શ્રાવકો માટે ચૈત્યોનું વંદન અને પૂજન અવશ્ય વિધેય હોય એમાં આશ્ચર્યજ શું ? અને વિધેય છે એનો નિશ્ચય તો આપણે શ્રીહરિભદ્રસૂરિજીની ગાથાઓ ઉપરથી કરી ચુક્યા છીએ. તે મહાત્માએ ત્યાં સુધી ફરમાવ્યું છે કે જેની પાસે શતદ્રવ્યની પ્રાપ્તિ હોય તે પણ પોતાના ગૃહમંદિરમાં શ્રી જિનેંદ્રદેવની પ્રતિમાને પધરાવે કારણકે તે શ્રીજિનેંદ્રદેવની પ્રતિમા સમ્યક્ત્વની શુદ્ધિ માટે ખાસ નિમિત્ત છે. જ્યારે ઘરમાં પણ મંદિરો રાખવાનું વિધાન છે ત્યારે શહેર શહેરમાં અને ગામે ગામમાં તેમજ શહેરમાં પણ શેરીએ શેરીએ મંદિરો હોય યા બને એમાં આશ્ચર્ય શું છે ? ભક્તજનો ભક્તિને માટે ઉચિત રીતિએ અને ઉચિત સ્થાને પોતાના ભક્તિભાવને સફલ કરવા માટે સ્થળે સ્થળે અને શેરીએ શેરીએ દુનિયાના દિલમાં ભક્તિરસને સિંચનારાં સુંદર સર્વજ્ઞમંદિરો ઉભાં કરે અને વીતરાગપરમાત્માની સુરમ્ય પ્રતિમાઓ પધરાવી શાસ્ત્રાજ્ઞાને અનુસરી તેની ઉપાસના કરે, એમાં શા માટે કોઈએ પણ આકુલવ્યાકુલ થવું જોઈએ ? અને 'તે મંદિરો કે મૂર્તિઓ હતીજ નહિ પરન્તુ નવી થઇ છે અને તેની પૂજા વિગેરે પણ પાછળથીજ શરૂ થઇ છે' આવી આવી અસત્ય વાતોને સત્ય કરવા માટે મથવું પણ શા માટે જોઈએ ? એ આકુલવ્યાકુલપણું અને એવું મંથન કે જે બીલકુલ બીનજરૂરી છે તેને જરૂરી માની બેચરદાસે લખી દીધું છે કે:—

"જે ચૈત્યો માત્ર યાદગીરી માટે હતાં, તે પછીથી પૂજાવાં લાગ્યાં, ક્રમે ક્રમે તે સ્થળે દેવકુલિકાઓ થવા લાગી, તેમાં ચરણપાદુકાઓ સ્થપાવા લાગી અને પછી ભક્તોની હોંશથી (?) તેજ જગ્યાએ મોટાં મોટાં દેવાલયો અને મોટી મોટી મૂર્તિઓ પણ વિરાજવા લાગી. આ સ્થિતિ આઠ-

શેથીજ ન અટકી, પણ હવે તો ગામેગામ અને એક ગામમાં પણ શેરીએ શેરીએ તેવાં અનેક દેવાલયો બંધાઇ ગયાં છે અને બંધાતાં જાય છે."

પ્રિયવાંચકગણ? ભક્તાત્માઓએ બનાવેલી પરમાત્માની ચરણપાદુકાઓ મોટાં મોટાં દેવાલયો અને મોટી મોટી મૂર્તિઓ તેમજ ગામેગામ અને શેરીએ શેરીએ દૃષ્ટિગોચર થતાં શ્રીજિનાલયોને નિહાળીને જ્યારે ભક્તાત્માઓ આત્મિક આનંદનો અનુભવ કરે છે ત્યારે બેચરદાસ શા માટે આટલા બધા આકુલવ્યાકુલ થઈ જાય છે? બેચરદાસની આ સ્થિતિ તો 'દાતાર દાન દે ત્યારે કૃપણ કપાલ કુટે' આવો અનુભવ કરાવે તેવી છે. તેમાં પણ ત્યાં સુધીની પણ માથાકુટ શા માટે કરે છે કે પ્રથમ દેવકુલિકા, ચરણપાદુકા, દેવાલય કે મંદિરો અને તેની પૂજા પણ ન હતી? શું ઉપરના ઉલ્લેખોના આશયને સમજનાર અને તે વાતોથી અત્યંત સુપરિચિત જૈનસમાજ બેચરદાસની તે વાતને માન્ય કરે તેમ છે? ભરતચક્રવર્તિએ બનાવેલા એક યોજનના વિસ્તારવાળા અને ત્રણ ગાઉ ઉંચા મંદિરના અને તેમાં પધરાવેલી ચોવીશે પરમાત્માની મૂર્તિઓના દર્શન માટે ભગવાન્ ગૌતમસ્વામીજીને ખુદ પરમાત્માશ્રી મહાવીરદેવે આજ્ઞા કરી અને ભગવાન્ ગૌતમસ્વામીજી ખાસ દર્શન માટે ગયા તે છતાં તેની હયાતિ ન હતી એમ જણાવવા તૈયાર થવું એના જેવું અનુચિત સાહસ દુનિયામાં બીજું કયું હોતું હશે? ગામે ગામ અને શેરીએ શેરીએ જિનમંદિરો હોવાની જાહેરાત વર્ત્તમાન વિશાલ જૈનસાહિત્ય જોરશોરથી કરી રહ્યું છે, તે છતાં બેચરદાસ શા આધારે તેની હયાતિ ન હતી એમ કહેવાની હીમ્મત કરી રહ્યા છે? સ્થળે સ્થળે મંદિરો હતાં એની સાબીતી માટે માત્ર બે ચાર પ્રમાણો આપીનેજ આપણે આ વિષયને પડતો મૂકીશું.

આચાર્યશ્રી વિનયચંદ્રસૂરિકૃત શ્રીમલ્લિનાથચરિત્રના આઠમા સર્ગમાં કુલધ્વજકુમારની કથામાં લખવામાં આવ્યું છે કે:—

" अथाचालीत् पुरो मध्यं, वीक्षितुं दिवसात्यये ।

× × × × ×

निधानमिव धर्मस्य, दृष्टवान् जिनमंदिरम् ॥ "

અર્થાત્—અમુક કાર્ય કર્યા પછી કુલધ્વજ કુમાર સંધ્યાસમયે નગર જોવાને માટે નીકળ્યો ત્યાં ધર્મના નિધાનની માફક જિનમંદિરને દેખ્યું. વાંચકગણ વિચારશે કે જો શહેરની અંદર મંદિર નહતું તો પછી કુલધ્વજકુમારે તે દેખ્યું ક્યાંથી? અર્થાત્ એ પાઠથી સિદ્ધ છે કે શહેરમાં મંદિર હતું.

શ્રીસુપાસનાહચરિતના ૧૧૨ મા પૃષ્ઠમાં એવો ઉલ્લેખ છે કે 'અરિકેસરી' નામના પુણ્યશાલિ પૃથ્વીપાલે પ્રતિગ્રામ અને પ્રતિનગરમાં જિનેશ્વરદેવનાં અનેક મંદિરો બંધાવ્યાં. વાંચો તે ઉલ્લેખ:—

" पइ नगरं पइगायं, सव्वत्थ जिणेसराण भवणाइं ।
कारेइ नियदेसे, विसेसओ सुविहिअजणस्स ॥२६२॥"

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજીમહારાજા શ્રીમહાવીરચરિત્રના સાતમા પૃષ્ટમાં ક્ષત્રિયકુંડગામના વર્ણનમાં અને શ્રીસુમતિજિનચરિત્રમાં શ્રી સુમતિનાથસ્વામીના પૂર્વભવનું વર્ણન કરતાં પુષ્કલાવતીની અંદર રહેલી શ્રીશંખપુરનગરનું વર્ણન કરતાં લખે છે કે:—

" स्थान विचित्रचैत्यानां, धर्मस्यैकनिबन्धनम् ।
अन्यायैरपरिस्पृष्टं, पवित्रं तच्च साधुभिः ॥ १६ ॥ "

" विचित्रचैत्यहर्म्यादि–ध्वजदन्तुरिताऽम्बरम् ।
तत्र शङ्खपुरं नाम, पुरमस्त्यतिसुन्दरम् ॥ ४ ॥ "

અર્થાત્—તે ક્ષત્રિયકુંડ નગર વિવિધ જિનમંદિરોના સ્થાનરૂપ, ધર્મના એક કારણભૂત, અન્યાયના સ્પર્શમાત્રથી પણ રહિત અને સાધુપુરૂષોથી પવિત્રિત હતું ॥ ૧૬ ॥ તે પુષ્કલાવતીની અંદર નાના પ્રકારનાં જિનમંદિર અને હવેલીઓ આદિની ધ્વજાઓથી દાંતવાળું બનાવ્યું છે આકાશ જેણે એવું શંખપુર નામનું અત્યંત સુંદર નગર હતું. ॥૪॥

શ્રીહેમિનેમિનાથચરિત્રની અંદર દેવતાઓની બનાવેલી દ્વારિકાનગરીના વર્ણનમાં લખવામાં આવ્યું છે કે:—

" विचित्ररत्नमाणिक्यै–श्चत्वरेषु त्रिकेष्वपि ।
जिनचैत्यानि दिव्यानि, निर्मितानि सहस्रशः ॥४०३॥ "

અર્થાત્—ચાર રસ્તાઓ અને ત્રણ રસ્તાઓ એક થાય એવા સ્થાનમાં દ્વારિકા નગરીની અંદર વિચિત્ર રત્ન અને માણિક્યે કરીને હજારો દિવ્ય જિનમંદિરો નિર્માણ કરેલાં છે.

શ્રીનેમિનાથચરિત્રમાં નલરાજા પોતાના નગરમાં પ્રવેશ કરતી વખતે કોશલાનગરીનું વર્ણન કરતાં પોતાની પત્ની દમયંતીને કહેછે કે:—

" कोशलायाः परिसरमासाद्य च नलोऽवदत् ।
इयं हि नः पुरी देवि, जिनायतनमण्डिता ॥३९१॥ "

અર્થાત્—કોશલાનગરીના પરિસરને પામીને રાજા નલે કહ્યું કે હે દેવી! જિનમંદિરોથી પરિમંડિતા આ અમારી નગરી છે.

શ્રી ઉવવાઇસૂત્રમાં પણ નીચે મુજબનો ઉલ્લેખ છે:—

" चंपानयरीए × × × × बहुला अरिहंतचेइयाइं "

અર્થાત્—ચમ્પાનગરીમાં શ્રીઅરિહન્તદેવોનાં અનેક મંદિરો છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા તો શ્રીપંચાશકજીમાં સાતમા પંચાશકમાં શ્રીજિનમંદિર કેવી ભૂમિમાં બનાવવું જોઇએ એ સમજાવવા માટે લખેછે કેઃ--

"दव्वे भावे य तहा, सुद्धा भूमि पएसकीला य।
दव्वे पत्तिगरहिया, अन्नेसिं होइ भावे उ ॥ १० ॥"

અર્થાત્-જિનમંદિર બંધાવવા માટે શુદ્ધભૂમિ જોઈએ અને તેની શુદ્ધિ દ્રવ્ય અને ભાવથી એમ બે પ્રકારની હોય છે. દ્રવ્યથી શુદ્ધ ભૂમિ તે કહેવાય છે કે જે સ્થાન સારી વસ્તીવાળું હોય અને શંકુ તેમજ અસ્થિ આદિ શલ્યવિનાનું હોય અને ભાવથી શુદ્ધ ભૂમિ તે કહેવાય છે કે જે સ્થાને મંદિર બંધાય તેથી કોઇને પણ અપ્રીતિ ન થાય. વળી એ ઉપકારી મહાત્માએ જિનભવન, જિનબિંબ, પ્રતિષ્ઠા અને પૂજા એ ચાર વિષયો ઉપર ચાર ષોડશક રચ્યાં છે, તેમજ પૂજ્ય વાચકવર तत्त्वार्थसूत्र ના કર્તા પૂર્વધર શ્રી उमास्वाति મહારાજે पूजाप्रकरण રચ્યું છે, જેમાં વિસ્તારપૂર્વક જિનબિંબની પૂજાવિધિ દર્શાવી છે. શું આ પૂર્વધર પણ ભૂલ્યા? બેચરદાસ એથી પણ અધિક જ્ઞાની અને વિવેકી થયા?

ઉપરના સઘળા ઉલ્લેખોથી સાબીત થાય છે કે જિનમંદિરો સ્થળે સ્થળે અને શેરીએ શેરીએ હતાં અને હોવાં જોઇએ. અનેક ભાગ્યશાળી આત્માઓ બંધાવતા હતા અને જરૂર હોય તેવા સ્થાને તેવા આત્માઓએ બંધાવવાં પણ જોઈએ. આગમરીતિથી મંદિરો બંધાવવાં, મૂર્તિઓ ભરાવવી અને તેની અનેક પ્રકારથી ઉપાસના કરવી એ વિધેય છે અને તેથી તેનું અસ્તિત્વ અર્વાચીન તો નથીજ કિન્તુ સનાતન છે. ભગવાન્ ઋષભદેવસ્વામી તો આ ચોવીશીના પ્રથમ તીર્થપતિ છે, પરન્તુ એવી ચોવીસીઓ તો ભરત અને ઐરવતક્ષેત્રમાં અનંતી થઈ ગઈ અને અનંતી થશે. દરેક ચોવીસીનાં ચોવીસ ચોવીસ તીર્થપતિઓ થાય છે

માટે અનંતા થઇ ગયા અને અનંતા થશે અને શ્રીમહાવિદેહ-ક્ષેત્રમાં તો તીર્થનો વિરહજ નથી હોતો એટલે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં તે પરોપકારી તીર્થપતિઓનું તારકતીર્થ પ્રવર્તતું હોય ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં શ્રીજિનનાં મંદિરો અને શ્રીજિનમૂર્તિઓ અને તેની ઉપાસનાનું અસ્તિત્વ કાયમનુંજ છે, કારણકે શ્રીજિનના પવિત્ર માર્ગમાં સમ્યક્ત્વની શુદ્ધિનું તે પરમ અંગ છે અને સમ્યગ્દૃષ્ટિ આત્માઓને માટે તો તેની ઉપાસના એ એક આવશ્યક કર્ત્તવ્ય છે એટલે શ્રીજિનશાસનમાં તેનું અસ્તિત્વ ન હોય એ બની શકેજ નહિ અને આ વાત કોઈપણ વિવેકી વાંચકને સ્વીકાર્યા સિવાય ચાલી શકે તેમ છેજ નહિ, એટલુંજ નહિ પણ વિવેકી વિચારક આ વાતનો સ્વીકાર ખુશીની સાથે વિના આનાકાનીએજ કરી લેશે એવી મારી સંપૂર્ણ ખાત્રી છે.

પ્રિય વાંચકગણ! લુમ્પકમતાનુયાયિઓ (ઢુંઢીયાઓ)ની માફક બેચરદાસને પણ શ્રીજિનમંદિરો, શ્રીજિનની મૂર્તિઓ અને તેની ઉપાસનાનું અસ્તિત્વ પ્રકૃષ્ટપાપોદયના પ્રતાપે એક શલ્યની માફક સાલે છે અને લુમ્પકમતના ઉત્પાદકની માફક અસદાગ્રહના બળે આગમોમાં સ્થળે સ્થળે શ્રીજિનપ્રતિમા અને જિનમંદિરોના ઉલ્લેખો મોજુદ છતાં ઢુંઢકમતના ઉત્પાદકની માફક બેચરદાસના દૃષ્ટિપથમાં નથી આવતા એ હકીકત તો સહજમાં સમજી શકાય તેમ છે. મૂર્તિ અને મૂર્તિપૂજાને શાસ્ત્રોમાં નહિ જોઈ શકનારાઓ માટે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીગણીજીએ 'પ્રતિમાશતક' નામનો સ્વોપજ્ઞટીકાસહિત એક વિદ્વતાપૂર્ણ શાસ્ત્રસંમત ગ્રંથ પણ આપણા ઉપકાર માટે રચ્યો છે. તેઓશ્રીએ તે ગ્રંથના મંગલાચરણરૂપ પ્રથમ શ્લોકમાં જણાવ્યું છે કે:—

"ऐन्द्रश्रेणिनता प्रतापभवनं भव्याङ्गिनेत्रामृतं,
सिद्धान्तोपनिषद्विचारचतुरैः प्रीत्या प्रमाणीकृता ।
मूर्तिः स्फुर्तिमती सदा विजयते जैनेश्वरी विस्फुरन्-
मोहोन्मादघनप्रमादमदिरामत्तैरनालोकिता ॥ १ ॥"

અર્થાત્—ઇંદ્રોની શ્રેણીથી નમસ્કાર કરાયલી, પ્રતાપના ભુવનરૂપ, ભવ્યજીવોના નેત્રો માટે અમૃતસમાન, સિદ્ધાન્તના રહસ્યનો વિચાર કરવામાં ચતુરપુરૂષોએ પ્રીતિપૂર્વક પ્રમાણ કરેલી, અને પ્રતિક્ષણ છે વર્ધમાન કાન્તિ જેની એવી શ્રીજિનેશ્વરદેવના મૂર્તિ સદાને માટે વિજયવતી વર્તે છે, તે છતાં પણ સ્ફુરાયમાન થતા મોહોન્માદ અને ગાઢપ્રમાદરૂપ મદિરાના પ્રતાપે મદોન્મત્ત બનેલા પ્રાણીઓ તે વિજયવતી શ્રીજિનેશ્વરદેવની પ્રતિમાનું અવલોકન કરી શકતા નથી.

વાંચકો સમજી શકશે કે ઉપરોક્ત આશયને પ્રકટ કરતું પદ્ય લખીને શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજાએ જાહેર કર્યું છે કે શ્રીજિનેશ્વરદેવની મૂર્તિના દર્શનથી આનંદિત ન થનારા કાંતો અભવ્ય છે કે કાંતો દુર્ભવ્ય છે અને પરમાત્માની મૂર્તિને પ્રમાણસિદ્ધ ન માનનારા સિદ્ધાન્તના અવબોધથી રહિત છે તેમજ સદાને માટે વિજયવતી તેની સત્તાનું અવલોકન નહિ કરી શકનારા મોહના ઉન્માદથી અને ગાઢ પ્રમાદના યોગથી ઉન્મત્ત બનેલા છે. માટે તેઓનો સહવાસ પણ ઉચિત નથી કારણકે તે આપણા કલ્યાણપથને કંટકમય બનાવનાર છે.

સિદ્ધાન્તવેદી પુરૂષોએ પ્રમાણભૂત માનેલી શ્રીજિનપ્રતિમા આબાલગોપાલને માન્ય હોય એ વાતમાં આશંકાને અવકાશજ નથી. સિદ્ધાન્તોમાં-આગમગ્રન્થોમાં સ્થળે સ્થળે પ્રતિમા અને તેની વંદના પૂજના વિગેરેને દર્શાવતા અનેક ઉલ્લેખો મોજુદ છે તેનું

દિગ્દર્શન કરાવવા પૂર્વે ઉપરોક્ત પદ્યના લખનાર મહાપુરૂષે તેજ ગ્રંથમાં મૂકેલું પાંચમું પદ્ય કે જે ઉન્નતિના અર્થિઓએ પોતાના અંતરપટ ઉપર સદાને માટે કોતરી રાખવા જેવું છે તેને સ્થાપન કરી અને તે પદ્યને ખાસ ધ્યાનમાં રાખવાની ભલામણ કરી ત્યારબાદ ક્રમપૂર્વક સિદ્ધાન્તસાગરમાંથી શ્રીજિનપ્રતિમા, તેનાથી પરિમંડિત મનોહર મંદિરો અને ઉન્નત દશાએ પહોંચાડનારી તેની ઉપાસનાને પ્રકાશિત કરનારાં અનેક રત્નોને મારા વાંચકમહાશયોના કરકમલમાં અર્પિ અને પોતાને કંઇક અંશે કૃતાર્થ માનીશ.

મહાત્માશ્રી પાંચમા પદ્યમાં લખે છે કે:—

" स्वान्तं ध्वान्तमयं मुखं विषमयं दृग् धूमधारामयी,
तेषां यैर्न नता स्तुता न भगवन्मूर्तिर्न वा प्रेक्षिता ।
देवैश्चारणपुङ्गवैः सहृदयैरानन्दितैर्वन्दितां,
ये त्वेनां समुपासते कृतधियस्तेषां पवित्रं जनुः ॥ ५ ॥"

અર્થાત્—જે આત્માઓએ ભગવાન્ અરિહન્તદેવની મૂર્તિને નમસ્કાર નથી કર્યો તેઓનું અંતઃકરણ અંધકારથી વ્યાપ્ત છે, જેઓએ શ્રીજિનેશ્વરદેવની મૂર્તિની સ્તુતિ નથી કરી તેઓનું મુખ વિષમય છે અને જેઓએ તે શ્રીજિનમૂર્તિનું દર્શન નથી કર્યું તેઓની દૃષ્ટિ ધુમ્રધારામય બની ગઇ છે. તત્ત્વના જાણ એવા દેવો અને ચારણ મુનિપુંગવોએ આનંદિત થઇને જે શ્રીજિનમૂર્તિને વંદન કર્યું છે તે શ્રીજિનમૂર્તિની જે પંડિતપુરૂષો સમ્યગ્ પ્રકારની ઉપાસના કરે છે તેઓનો જન્મ પવિત્ર છે.

મહાત્માશ્રી ઉપરના પદ્યમાં વ્યક્ત કરે છે કે તેજ હૃદય જ્ઞાનાલોકથી પ્રકાશિત થયેલું છે કે જે હૃદય શ્રીજિનમૂર્તિને પણ

નમસ્કાર વિગેરે કરવામાં સજ્જ છે, બાકીનાં હૃદય જ્ઞાનાલોકથી વંચિત હોઇ કેવલ અજ્ઞાનના ગાઢ અંધકારથી વ્યાપ્ત છે. અને તેજ મુખમાં પ્રાણીમાત્રને તૃપ્ત કરનારૂં અમૃત વસે છે કે જે મુખમાંથી શ્રીજિનમૂર્તિના પણ ગુણોનું સ્તવન થઇ રહ્યું છે બાકીનાં મુખો તો મિથ્યાત્વરૂપ હાલાહલ વિષથી ભરેલાં હોઇ પ્રાણીમાત્રના આત્માનું સત્યાનાશ વાળવાનું પણ કાર્ય કરનાર છે. તેમજ તેજ દૃષ્ટિ તેજસ્વિની છે કે જે દૃષ્ટિ આનંદપૂર્વક પરમાત્માની પ્રતિમાનું અવલોકન કરી શકે છે બાકીની દૃષ્ટિ અદર્શનીય પદાર્થોના દર્શનમાં લીન હોવાથી સત્ય તેજની અભાવવતી છે. તો હવે વાંચકો વિચારી શકશે કે નમન સ્તવન કે દર્શનના સ્થાને જે આત્માઓ પરમાત્માની પરમપવિત્ર પ્રતિમાઓ કે જે ભવ્યઆત્માઓને સંસારસમુદ્રથી તરવા માટે એક અપૂર્વ જહાજ સમાન છે, તેનો નાશ કરવામાંજ પોતાની વિચારમાળાના મણકા ફેરવવા મંડી પડયા છે અને તે પવિત્ર પ્રતિમાઓને 'પાષાણના ઢગલાઓ' કહી પોતાના મુખદ્વારા વિષની વૃષ્ટિ વરસાવી રહ્યા છે તેમજ તે તારક પ્રભુપ્રતિમાઓની પર્યુપાસનાનો પ્રલય કરવા માટે પુસ્તકો રચવાની ધુનમાં ને ધુનમાં દૃષ્ટિ ઉપર કાળા પડદાઓ પાથરીને સૂત્રો અને સૂત્રકારો, ટીકા અને ટીકાકારો, નિર્યુક્તિ અને નિર્યુક્તિકારો, ભાષ્યો અને ભાષ્યકારો અને ચૂર્ણિ અને ચૂર્ણિકારોની વિરાધના કરી તે પવિત્ર સાહિત્ય અને તેના રચયિતા પુરૂષો ઉપર અયોગ્ય અને અસત્ય આક્ષેપો કરવાનું ઘોર પાપકર્મ કરી અનેક સૂત્રગ્રંથોમાં પણ દીપકની માફક પ્રકાશિત થતા પ્રતિમા અને તેની પૂજાના ઉલ્લેખોને છુપાવવાનો પ્રયત્ન કરતા તે પામરોના હૃદયમાં, મુખમાં અને દૃષ્ટિમાં બીજું શું હોવું જોઇએ અથવા શું હોઈ શકે?

આપણે પણ આ સ્થાને શ્રીજિનપ્રતિમાની ઉપાસના કરીને પોતાના આત્માને નિર્મલ કરવામાં મશગુલ બનેલા

ઉત્તમ આત્માઓના આ માનવજીવનને પવિત્ર તેમજ ફળવત્ બનાવવાની કામના કરી એજ આની આપણા જીવનને પણ ઉન્નત બનાવવાની કામના કરી એજ તપાસવાની શરૂઆત કરીએ કે કયા કયા સૂત્રગ્રંથોમાં શ્રીજિન-પ્રતિમા, તેના મંદિરો અને તેની ઉપાસના કર્યાના ઉલ્લેખો કરવામાં આવ્યા છે? આપણી આ તપાસનું પરિણામ તો વાચકચંદ્ર શ્રીમદ્ યશોવિજયજી મહારાજાએ ઉપર મૂકવામાં આવેલ પ્રથમ શ્લોકમાંજ બતાવી દીધું છે કે પ્રતિમા અને તેની ઉપાસના સિદ્ધાન્તના સારને સમજનાર મહાપુરૂષ માત્રને માન્ય છે, એટલે જે જે સૂત્રોમાં તે વર્ણનનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય તે તે દરેક સૂત્રોમાં તેના ઉલ્લેખો કરવામાં આવ્યા છે. તો હવે તે દરેક ઉલ્લેખોનો આપણે અત્રે ઉતારો કરવા બેસીએ તો પુસ્તકના શરીરનો વધારો અસાધારણ થયા શિવાય રહીજ ન શકે, એ કારણથી આ સ્થાને આપણે થોડાજ ઉલ્લેખો રજુ કરીશું:-

શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે:—

" काउंपि जिणाययणेहिं, मंडियं सव्वमेयणिवट्टं ।
दाणाइचउक्केण, सड्ढो गच्छेज्ज अच्चुयं जाव ॥ "

ભાવાર્થ—પૃથ્વીપટને શ્રીજિનમંદિરોથી મંડિત કરીને અને દાનાદિક ચારની ઉપાસના કરીને પણ શ્રાવક યાવત્ અચ્યુતનામક બારમા દેવલોક સુધી જઈ શકે.

શ્રીઆવશ્યકસૂત્રમાં નીચેના ઉલ્લેખો કરવામાં આવ્યા છે:-

" तत्तो य पुरिमताले वग्गुर ईसाण अच्चए पडिमा ।
मल्लीजिणायणपडिमा उण्णाए वंसी बहुगोट्ठी ॥४९०॥ "

" ततो सामी पुरिमतालं एइ, तत्थ वग्गुरो नाम सेट्ठी, तस्स

भद्दा भारिआ, × × × × अण्णया सगडमुहे उज्जाणे उज्जेणियाए गया, तत्थ पासंति जुण्णं देवउल सडियपडियं, तत्थ [illegible] पडिमा, तं णमंसंति, × × × × तं चेव देवउलं काउमारद्धाणि, अतीव तिसंझं पूअं करेंति, पव्वतियगे य अल्लियंति, एवं सो सावओ जाओ " ( पृ. २१० )

અર્થાત્—તેવાર પછી સ્વામી પુરિમતાલ નગરમાં ગયા ત્યાં વગ્ગુર નામનો શેઠ અને ભદ્રા નામની તેની ભાર્યા વસે છે. તેઓ કોઇ એક દિવસ શકટમુખ નામના ઉદ્યાનમાં ઉદ્યાપનિકા માટે ગયાં. તેઓએ એક જીર્ણશીર્ણ થયેલા દેવકુલને દેખ્યું, તેમાં શ્રીમલ્લિનાથસ્વામીની પ્રતિમા હતી, તેને તેઓએ નમસ્કાર કર્યો. તે દેવકુલનો તેઓએ ઉદ્ધાર કરવાનો આરંભ કર્યો. તેઓ તે પ્રતિમાની ત્રિકાલપૂજા કરવા લાગ્યા અને ત્રણપર્વમાં તેનો આશ્રય વિશેષત: કરવા લાગ્યાં એવી રીતિએ તે શેઠીઓ શ્રાવક થયો.

" ततो पच्छा उप्पइओ भगवं पत्तो य पुरियं नयरिं, तत्थ सुभिक्खं, तत्थ य सावया बहुया, तत्थ राया तच्चण्णिओ सड्ढओ, तत्थ अम्हच्चयाणं सड्ढयाणं तच्चणिओवासगाण य विरुद्धेण मल्लारुहणाणि वट्टंति, सव्वत्थ ते उवासगा पराइज्जंति, ताहे तेहिं राया पुप्फाणि वाराविओ पज्जोसवणाए, सड्ढा अद्दणा जाया नत्थि पुप्फाणि त्ति, ताहे सबालवुड्ढा वइरसामिं उवट्ठिया, तुब्भे जाणह, जइ तुब्भेहिं नाहेहिं पवयणं ओहामिज्जइ, एवं भणितो बहुप्पयारं ताहे उप्पइउण माहेस्सरीं गओ, तत्थ हुयासण नाम वाणमंतरं, तत्थ कुंभो पुप्फाण उट्ठेइ, तत्थ भगवतो पितिमित्तो तडिओ, सो संभंतो भणइ—किमागमणप्पओयणं ? ताहे भणति—पुप्फेहिं पओयणं, सो

भणइ—अणुग्गहो, भगवया भणिओ—ताव तुब्भे गहेह जाव एमि, पच्छा चुल्लहिमवंते सिरिसगासं गओ, सिरिए य चेतियअच्चणिय-निमित्तं पउमं छिन्नगं, ताहे वंदित्ता सिरिए निमंतिओ, तं गहाय एइ अग्गिघरं, तत्थऽणेणं विमाणं विउव्वियं, तत्थ कुंभं छोढुं पुप्फाण ततो सो जंभगगणपरिवुडो दिव्वेणं गीयगंधव्वनिनाएणं आगासेणं आगओ,....ततो ते तच्चण्णिया भणंति—अम्ह एय पाडिहेरं, अग्घं गहाय निग्गया, तं वोलेत्ता विहारं अरहतघरं गया, तत्थ देवेहिं महिमा कया, तत्थ लोगस्स अतीव बहुमाणो जाओ, रायावि आ-उट्टो समणोवासओ जाओ (पृ. २९५)

અર્થાત્—તે વાર પછી દશપૂર્વી ભગવાન્ વજ્રસ્વામીજી આ-કાશમાર્ગે પુરિકાનગરીમાં પ્રાપ્ત થયા કારણકે ત્યાં સુકાળ હતા, ત્યાં શ્રાવકો ઘણા હતા, ત્યાંનો રાજા બૌદ્ધ—બુદ્ધધર્મનો અનુયાયિ હતો, ત્યાં આપણા શ્રાવકો અને બુદ્ધધર્મના ઉપાસકોને આપસમાં વિરોધ હોવાથી માલ્યારોહણ ચાલતું હતું, તેમાં દરેક સ્થાને તે બુદ્ધધર્મના અનુયાયિઓનોજ પરાજય થતો હતો તેથી તેઓએ પર્યૂષણાપર્વમાં રાજાની પાસે પુષ્પો બંધ કરાવ્યાં, આથી આ-પણા શ્રાવકો 'પુષ્પો નથી' એમ માની ખિન્ન થયા અને સબા-લવૃદ્ધશ્રાવકગણ તે સમયે ભગવાન્ વજ્રસ્વામીજીની પાસે ઉપ-સ્થિત થયા અને કહ્યું કે 'આપ જાણો, આપના જેવા સ્વામી વિરાજમાન છતાં શાસનની અવહેલના થાય છે' આ પ્રકારે ઘણી રીતિએ સંઘના કહેવાથી ભગવાન વજ્રસ્વામીજી આકાશ-માર્ગે પ્રયાણ કરીને માહેશ્વરીમાં ગયા, ત્યાં હુતાશનનામનું વ્યં-તરાયતન હતું તેમાં પુષ્પો એક કુંભ (માનવિશેષ) પ્રમાણ ઉત્પન્ન થાય છે ત્યાં ભગવાન્ વજ્રસ્વામીજીના પિતાનો મિત્ર આરામિક છે તેણે સંભ્રાન્ત થઇને પ્રશ્ન કર્યો કે 'પધારવાનું શું

પ્રયોજન છે ?' ઉત્તરમાં શ્રીવજૂસ્વામીજીએ કહ્યું કે 'પુષ્પોની જરૂર છે'. આરામિકે પ્રતિવચનમાં કહ્યું કે 'આપનો અનુગ્રહ'. ભગવાન્ વજૂસ્વામીજી પણ હું આવું ત્યાં સુધીમાં પુષ્પોને એકત્રિત કરો' આ પ્રમાણે કહીને ચુલ્લહિમવંત પર્વત ઉપર શ્રીદેવી પાસે ગયા. શ્રીદેવીએ પણ ચૈત્યની પૂજા માટે કમલ તોડ્યું હતું તેજ સમયે તેણીએ પણ વંદન કરીને નિમંત્રણ કર્યું. તેનો સ્વીકાર કરીને અગ્નિઘર તરફ ગયા, ત્યાં તેમણે વિમાન વિકુર્વ્યું તેમાં પુષ્પોના કુંભને સ્થાપન કરીને જૃંભકદેવતાઓના પરિવારની સાથે અને ગીતગાંધર્વના નિનાદપૂર્વક આકાશમાર્ગે પાછા પધાર્યા તે સમયે બુદ્ધધર્મના અનુયાયિઓ બોલ્યા કે આ તો અમારો ચમત્કાર છે. પૂજાની સામગ્રી લઈ તેઓ નીકળ્યા પરંતુ તે મંદિરને મૂકીને તેઓ શ્રીઅરિહન્તદેવના મંદિર તરફ પધાર્યા ત્યાં દેવતાઓએ મહિમા કર્યો, લોકનું અત્યંત બહુમાન થયું, રાજા પણ બદલાયો અને બૌદ્ધ મટીને શ્રાવક થયો.

"ताहे संवेगमावन्नो भणति—संदिसह इयाणिं किं करेमि? भणति—वद्धमाणसामिस्स पडिमं करेहि, ततो ते सम्मतबीयं होहि त्ति," (पृ. २९७)

અર્થાત્—તે અવસરે સંવેગને પ્રાપ્ત થયેલો તે પૂછે છે કે 'આજ્ઞા આપો કે હું શું કરું?' ઉત્તરમાં કહે છે કે શ્રીવર્ધમાનસ્વામીની પ્રતિમા કરાવ તેનાથી તને સમ્યક્ત્વની પ્રાપ્તિ થશે.

"अंतेउरे चेइयघरं कारियं, पभावइ ण्हाया तिसंज्झं अच्चेइ" (पृ. २९८)

અર્થાત્—અંતઃપુરમાં ચૈત્યગૃહ-શ્રીજિનમંદિર કરાવ્યું અને પ્રભાવતી દરરોજ સ્નાન કરીને ત્રણેકાલ અર્ચન-પૂજન કરે છે.

"इओ य गंधारओ सावगो सवाओ जम्मभूमिओ वंदित्ता वेयड्ढ कणगपडिमाउ सुणेत्ता उववासेण ठिओ, जइ वा मओ दिट्ठाओ वा, देवयाए दंसियाओ, तुट्ठा य सवकामियाणं गुलियाणं सयं देवि, ततो णींतो सुणेइ–वीतभए जिणपडिमा गोसीसचंदणमइ, तं वदिउं एइ, वंदति." (पृ. २९८)

અર્થાત્—ગંધારનામનો શ્રાવક સર્વ જન્મભૂમિઓને વંદન કરીને વૈતાઢયપર્વત ઉપર સુવર્ણની પ્રતિમાઓ છે એમ સાંભળીને ઉપવાસ કરીને સ્થિત થયો કે કાં તો પ્રતિમાનું દર્શન થાઓ યા તો મરણ થાવ. તુષ્ટ થયેલી દેવીએ દર્શન પણ કરાવ્યાં અને સર્વકામિત આપનારી સો ગુટીકાઓ પણ અર્પણ કરી. ત્યાંથી નીકળતાં તે શ્રાવકે સાંભળ્યું કે વીતભયનગરમાં ગોશીર્ષચન્દનમયી શ્રીજિનપ્રતિમા છે તેથી તેના વંદન માટે આવ્યો અને વન્દન કર્યું.

"सो य सेणियस्स सोवण्णियाणं जवाणमट्ठसतं करेइ, चेइयवंणियाए परिवाडिए सेणिओ कारेइ तिसंझं," (पृ. ३६८)

અર્થાત્—તે સુવર્ણકાર શ્રેણીકરાજાના સોનાના એકસો ને આઠ જવ કરતો હતો કારણકે શ્રેણીકરાજા નિરંતર ત્રણેકાલ જિનપૂજા માટે કરાવતો હતો.

શ્રી રાયપસેણીસૂત્રમાં સુર્યાભદેવના અધિકારમાં જણાવ્યું છે કેઃ—

"तएणं तस्स सुरियाभस्स देवस्स पंचविहाए पज्जतिए पज्जतिभावं गयस्स समाणस्स इमेयारूवे अज्झत्थिए पत्थिए मणोगए संकप्पे समुपज्जित्था–किं मे पुविं करणिज्जं ? किं मे पच्छा करणिज्जा ? किं मे पुविं सेयं ? किं मे पच्छा सेयं ? किं मे पुविं पच्छा

वि हियाए सुहाए खमाए णिसेसाए आणुगामित्ताए भविस्सइ ? तएणं तस्स सुरियाभस्स देवस्स सामाणियपरिसोववण्णगा देवा सुरियाभस्स इमेयारूवं अज्झत्थियं समुप्पन्नं समभिजाणित्ता जेणेव सुरियाभे देवे तेणेव उवागच्छंति । सुरियाभं देवं करयलपरिग्गहियं दसनहं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु जएणं विजएणं वद्धावेइ, वद्धावेत्ता एवं वयासी—एवं खलु देवाणुप्पियाणं सुरियाभे विमाणे सिद्धायतणे जिणपडिमाणं जिणुस्सेहपमाणं मेत्ताणं अट्ठसयं सन्निखित्ताणं चिट्ठइ । सभाएणं सुहमाएणं माणवए चेइयखंभे वइरामएसु गोलवट्टसमुग्गएसु बहुइओ जिणसकहाओ सन्निखित्ताओ चिट्ठंति। ताओ णं देवाणुप्पियाणं अन्नेसिं च बहुणं वेमाणियाणं देवाणं देवीण य अच्चणिज्जाओ जाव पज्जुवासणिज्जाओ । तं एयणं देवाणुप्पियाणं पुव्विं करणिज्जं एयण देवाणुप्पियाणं पच्छा करणिज्जं एयणं देवाणुप्पियाणं पुव्विं पच्छावि हियाए सुहाए खमाए निस्सेसाए आणुगामियत्ताए भविस्सइ । ”

અર્થાત્—પાંચે પર્યાપ્તિથી પર્યાપ્તિભાવને પામેલા સુર્યાભદેવના અંતઃકરણમાં એવા પ્રકારનો સંકલ્પ ઉત્પન્ન થયો કે-‘પ્રથમ યા પછી મારા માટે શ્રેયસ્કર શું? અને પ્રથમ તેમજ પછી મારા માટે કરણીય શું? તેમજ પ્રથમ અને પછી મારા માટે હિતકર શું? સુખકર શું? ક્ષેમંકર શું? મોક્ષકર શું? અને પરમ્પરાએ શુભાનુબન્ધી શું થશે? તે અવસરે તે સુર્યાભદેવના સામાન્યપરિષદ્‌માં ઉત્પન્ન થયેલા દેવતાઓ સુર્યાભદેવના એવા પ્રકારના અધ્યવસાયને ઉત્પન્ન થયેલો જાણીને તેઓ જ્યાં સુર્યાભદેવ હતા ત્યાં આવ્યા, આવીને સુર્યાભદેવને બે હાથ જોડીને મસ્તકે આવર્ત કરી અંજલિ કરીને અને જયવિજયથી વધાવીને

કહે કે-' હે દેવાનુપ્રિય ! સુર્યાભદેવ નામના વિમાનમાં સિદ્ધાયતન-જિનમંદિર છે તેમાં શ્રીજિનના ઉત્સેધ પ્રમાણ માત્ર શ્રી જિનપ્રતિમાની એકસો આઠ સ્થાપના છે તથા સુધર્મા નામની સભામાં માણવક નામનો ચૈત્યસ્તમ્ભ છે તેમાં વજ્રમય ગોળવૃત્ત ડબ્બાઓ છે તેમાં શ્રીજિનનાં ઘણાં અસ્થિઓ છે, તે હે દેવાનુપ્રિય ! આપને અને બીજા પણ સમ્યગ્દૃષ્ટિ વૈમાનિક દેવ દેવીઓને પૂજા સેવા કરવા યોગ્ય છે, એજ હે દેવાનુપ્રિય ! આપને પ્રથમ અને પછી શ્રેયસ્કર છે અને કરણીય છે. એજ આપને પ્રથમ અને પછી હિતકર છે સુખકર છે ક્ષેમંકર છે મોક્ષપ્રદ છે અને પરંપરાએ શુભાનુબંધી છે.

શ્રીજીવાભિગમસૂત્રમાં પણ નીચે મુજબનું વર્ણન કરવામાં આવ્યું છે:—

" तस्स णं सिद्धायतणस्स बहु मज्झदेसभाए एत्थ ण एगा मणिपेढिया पन्नत्ता दो जोयणाइं आयामविक्खंभेणं जोयणं बाहल्लेणं सव्वमणिमयी अच्छा० तीसेणं मणिपेढियाए उप्पिं एगे महं देवच्छदए पन्नत्ते दो जोयणाइं आयामविक्खंभेणं साइरेगाइं दो जोयणाइं उड्ढं उच्चत्तेणं सव्वरयणामए अच्छे । तत्थ णं देवच्छंदए अट्ठसयं जिणपडिमाणं जिणुस्सेहपमाणमेत्ताणं सन्निखित्ते चिट्ठए तासि णं जिणपडिमाणं अयमेयारूवे वण्णावासे पन्नत्ते ॥ "

અર્થાત્—તે સિદ્ધાયતનમાં તેના બહુ મધ્યભાગમાં બે યોજન લાંબી અને પહોળી તેમજ એક યોજન ઉંચી અને જાડી નિર્મલ મણીમયી મણીપિઠીકા છે તે મણિપીઠીકાની ઉપર બે યોજન લાંબો અને પહોળો અને બે યોજનથી અધિક ઉંચો રત્નમય નિર્મલ દેવચ્છંદ છે તે દેવચ્છંદાની અંદર શ્રીજિનેશ્વરદેવનું જે

ઉંચાપણું છે તેટલા પ્રમાણવાળી એકસો ને આઠ શ્રીજિનપ્રતિ-
માઓ સ્થાપનાએ રહેલ છે તે શ્રીજિનપ્રતિમાનું વર્ણન આવા
પ્રકારનું કહેલ છે ઈત્યાદિ.

શ્રીદશવૈકાલિકસૂત્રમાં ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુ-
સ્વામીજી લખે છે કે:—

" सिज्जंभवं गणहरं जिणपडिमादंसणेण पडिबुद्धं ॥

જિનપ્રતિમાના દર્શનથી પ્રતિબુદ્ધ થયેલા શય્યંભવ ગણ-
ધરને (નમસ્કાર કરૂં છું.)

શ્રીઆચારાંગ નામના પ્રથમ અંગસૂત્રમાં તે સૂત્રના બીજા
શ્રુતસ્કંધની ત્રીજી ચૂલિકામાં ભાવના નામક અધ્યયનમાં દર્શન-
સમ્યક્ત્વશુદ્ધિનાં નિમિત્તોનું વર્ણન કરતાં લખ્યું છે કે:—

" जम्मा[illegible]णुप्पया य निव्वाणे।
दियलोअभवणमंदरनंदीसरभोमनगरेसुं ॥ ३३१ ॥
अट्ठा[illegible]ते गयग्गपयए य धम्मचक्के य।
पासरहावत्तनगं चमरुप्पायं च वंदामि ॥ ३३२ ॥ "

" तीर्थंकृतां जन्मभूमिषु तथा निष्क्रमणचरणज्ञानोत्पत्तिनिर्वा-
णभूमिषु तथा देवलोकभवनेषु मन्दरेषु तथा नन्दीश्वरद्वीपादौ भौमेषु
च—पातालभवनेषु यानि शाश्वतानि चैत्यानि तानि वन्देऽहमिति
द्वितीयगाथायामन्ते क्रियेति, एवमष्टापदे, तथा श्री[illegible]
'गजाग्रपदे' दशार्णकूटवर्त्तिनि तथा तक्षशिलायां धर्मचक्रे तथा अ-
हिच्छत्रायां पार्श्वनाथस्य [illegible]स्थाने, एवं रथावर्ते पर्वते
यत्र पादपोपगमनं कृतं यत्र च श्रीमद्वर्द्धमानमाश्रित्य चमरेन्द्रेणोत्प-

तनं कृतम्, एतेषु च स्थानेषु यथासम्भवमभिगमनवन्दनपूजनोत्कीर्त्तनादिकाः क्रियाः कुर्वतो दर्शनशुद्धिर्भवतीति ॥ "

અર્થાત્—શ્રીતીર્થંકરદેવોની જન્મભૂમિઓમાં તથા નિષ્ક્રમણ, ચારિત્ર, જ્ઞાનોત્પત્તિ અને નિર્વાણભૂમિમાં તથા દેવલોકના ભવનોમાં પર્વતોમાં અને નંદીશ્વરદ્વીપ આદિમાં તેમજ પાતાલભુવનોમાં જે શાશ્વત જિનમંદિરો છે તેને હું વંદન કરૂં છું. અષ્ટાપદ, ગીરનાર, દશાર્ણકુટવર્તિ ગજાગ્રપદ, તક્ષશિલામાં ધર્મચક્ર, શ્રી પાર્શ્વનાથસ્વામીનો ધરણેન્દ્રે જે સ્થાનમાં મહિમા કર્યો છે તે અહિચ્છત્રામાં અને રથાવર્ત કે જ્યાં શ્રીવજ્રસ્વામીજીએ પાદપોપગમન નામનું અનશન કર્યું છે અને ભગવાન્ વર્ધમાનસ્વામીની નિશ્રા કરીને ચમરેંદ્રે ઉત્પતન કર્યું છે, એ સ્થાનોમાં યથાસંભવ અભિગમન, વન્દન, પૂજન અને ઉત્કીર્ત્તન આદિ ક્રિયાઓ કરનારને દર્શનશુદ્ધિ થાય છે.

" गुणमाहप्पं इसिनामकित्तणं सुरनरिंदपूया य ।
पोराणचेइयाणि य इय एसा दंसणे होइ ॥ ३३४ ॥"

" गुणमाहात्म्यमाचार्यादिर्वर्णयतः तथा पूर्वमहर्षिणां च नामोत्कीर्त्तनं कुर्वतः तेषामेव च सुरनरेन्द्रपूजादिकं कथयतः तथा चिरन्तनचैत्यानि पूजयतः इत्येवमादिकां क्रियां कुर्वतस्तद्वासनावासितस्य दर्शनशुद्धिर्भवति "

અર્થાત્—આચાર્ય આદિના ગુણોનું વર્ણન પૂર્વમહર્ષિઓનું નામોત્કીર્ત્તન તેઓની સુરેંદ્રનરેંદ્રકૃત પૂજાનું કથન અને ચિરંતનચૈત્યોનું પૂજન આદિ ક્રિયાને કરનાર અને તે વાસનાથી વાસિત થયેલ આત્માની દર્શનશુદ્ધિ થાય છે.

શ્રીસુત્રકૃતાંગ નામના બીજા અંગસૂત્રમાં તેના બીજા શ્રુત-સ્કંધના છઠ્ઠા અધ્યયનમાં જણાવ્યું છે કે:—

" पीतीय दोण्ह दूओ पुच्छणमभयस्स पत्थवे सो उ ।
तेणावि सम्मद्दिट्ठि त्ति होज्ज पडिमा रहंमिगया ॥
दट्ठुं संबुद्धो रक्खिआ य ॥ "

व्याख्या—" अन्यदाऽर्द्रकपित्रा जनहस्तेन राजगृहे श्रेणिकराज्ञः प्राभृतं प्रेषितं । आर्द्रककुमारेण श्रेणिकसुतायाऽभयकुमाराय स्नेहकरणार्थं प्राभृतं तस्यैव हस्तेन प्रेषितं जनो राजगृहे गत्वा श्रेणिकराज्ञः प्राभृतानि निवेदितवान् संमानितश्च राज्ञा आर्द्रकमहितानि प्रभृतानि चाभयकुमाराय दत्तवान् कथितानि स्नेहोत्पादकानि वचनानि अभयेनाऽचिन्ति नूनमसौ भव्यः स्यादासन्नसिद्धिको यो मया सार्द्धं प्रीतिमिच्छतीति ततोऽभयेन प्रथमजिनप्रतिमा बहुप्राभृतयुताऽऽर्द्रककुमाराय प्रहिता इदं प्राभृतमेकान्ते निरूपणीयमित्युक्तं जनस्य सोऽप्यार्द्रकपुरं गत्वा यथोक्तं कथयित्वा प्राभृतमार्पयत् प्रतिमां निरूपयतः कुमारस्य जातिस्मरणमुत्पन्नं धर्मे प्रतिबुद्धं मनः अभयं स्मरन् वैराग्यात् कामभोगेष्वनासक्तस्तिष्ठति पित्रा ज्ञातं मा क्वचिदसौ यायादिति पंचशतसुभटैर्नित्यं रक्ष्यते " इत्यादि

અર્થાત્—કોઈ એક વખત આર્દ્રકકુમારના પિતાએ પોતાના મનુષ્યદ્વારા રાજગૃહનગરમાં શ્રેણીકરાજાને અને આર્દ્રકકુમારે સ્નેહ કરવાની ખાતર શ્રેણીકરાજાના પુત્ર અભયકુમારને તેજ મનુષ્ય-દ્વારા ભેટણું મોકલ્યું. માણસે રાજગૃહનગરમાં જઇને શ્રેણીકરાજાને ભેટણું સુપ્રત કર્યું અને રાજાએ તે માણસનું સન્માન કર્યું.

તે માણસે આર્દ્રકકુમારે મોકલેલી વસ્તુઓ અભયકુમારને અર્પણ કરી અને કહેવરાવેલાં સ્નેહોત્પાદક વચનો કહ્યાં. અભયકુમારે વિચાર કર્યો કે જરૂર એ ભવ્ય અથવા આસન્નસિદ્ધિક જીવ હોવો જોઇએ કારણ કે મારી સાથે પ્રીતિ ઇચ્છે છે તેથી અભયકુમારે ઘણા પ્રાભૃતની સાથે પ્રથમજિનપ્રતિમા-ઋષભદેવસ્વામીની પ્રતિમા આર્દ્રકકુમારને મોકલી અને કહ્યું કે આ ભેટ એકાન્તમાં આપજે. તેણે પણ આર્દ્રકનગરમાં જઇને યથોક્ત કહીને પ્રાભૃત અર્પણ કર્યું. પ્રતિમાનું નિરૂપણ કરતાં આર્દ્રકકુમારને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું હૃદયમાં ધર્મનો પ્રતિબોધ થયો અને વૈરાગ્યથી અભયકુમારનું સ્મરણ કરતો કામભોગાદિકમાં આસક્તિ વિના રહેવા લાગ્યો. આ સ્થિતિ પિતાએ જાણી અને કોઈ સ્થાને ચાલ્યો ન જાય એ ઇરાદાથી નિરંતર પાંચસો સુભટોદ્વારા તે કુમારનું રક્ષણ કરાવ્યું. ઇત્યાદિ.

પરિણામે કુમાર ગયો અભયકુમારને મળ્યો ચારિત્ર અંગીકાર કર્યું અને આત્મશ્રેય સાધ્યું. સત્ય વૈરાગ્યને કોણ દબાવી શકે તેમ છે?

શ્રી વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ—ભગવતી નામના પાંચમા અંગસૂત્રમાં તે સૂત્રના વીસમા શતકના નવમા ઉદ્દેશામાં લખ્યું છે કે:—

“ जंघाचारणस्स णं भंते! तिरियं केवइए गतिविसए पन्नत्ते? गोयमा! से णं इत्तो एगेणं उप्पाएणं रुअगवरे दीवे समोसरणं करेइ करइत्ता तहिं चेइआइं वंदइ वंदइत्ता तओ पडिनियत्तमाणे बीइएणं णंदीसरे दीवे समोसरणं करेइ तहिं चेइआइं वंदइ वंदइत्ता इहमागच्छइ इह चेइयाइं वंदइ जंघाचारणस्स णं गोयमा तिरियं एवइए गइविसए पन्नत्ते। जंघाचारणस्स णं भंते! उड्ढं केवइए गइ-

विसए पन्नत्ते ? गोयमा ! से णं इत्तो एगेणं उप्पाएणं पंडगवणे समोसरणं करेइ करइत्ता तहिं चेइयाइं वंदइ वंदइत्ता तओ पडिनियत्तमाणे बितिएणं उप्पाएणं णंदणवणे समोसरणं करेइ करइत्ता तहिं चेइआइं वंदइ वंदइत्ता इहमागच्छइ इहमागच्छइत्ता इह चेइआइं वंदइ जंघाचारणस्स णं गोयमा उड्ढं एवइए गतिविसए पन्नत्ते. ”

અર્થાત્—ભગવાન્ ગૌતમસ્વામીજી શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીજીને પ્રશ્ન કરે છે કે હે ભગવન્! જંઘાચારણ મુનિની તીર્છી ગતિનો વિષય કેટલો છે? ગૌતમ! જંઘાચારણ મુનિ એક પગલે રૂચકવરનામના દ્વીપમાં સમવસરણ કરે કરીને ત્યાં ચૈત્યો-શાશ્વત જિનમંદિરમાં રહેલી શાશ્વત જિનપ્રતિમાઓને વંદન કરે વંદન કરીને પાછા વળતાં બીજે ડગલે શ્રીનંદીશ્વરદ્વીપમાં સમવસરણ-સ્થિતિ કરે ત્યાં સ્થિતિ કરીને ત્યાં રહેલા જિનચૈત્યોને વંદન કરે વંદન કરીને અત્રે ભરતક્ષેત્રમાં આવે આવીને અહિંના ચૈત્યો-અશાશ્વત જિનપ્રતિમાઓને વંદન કરે. તો હે ગૌતમ! જંઘાચારણ મુનિની તીર્છીગતિનો વિષય એટલો છે. પુનઃ ભગવાન્ ગૌતમસ્વામીજી પ્રશ્ન કરે છે કે હે ભગવન્! જંઘાચારણ મુનિનો ઉર્ધ્વગતિનો વિષય કેટલો? હે ગાતમ! તે જંઘાચારણમુનિ એક પગલે પાંડુક વનમાં સમવસરણ કરે કરીને ત્યાં રહેલાં ચત્યોને વંદન કરે વંદન કરીને ત્યાંથી પાછા ફરતાં બીજે ડગલે નંદનવનમાં સમવસરણ કરે કરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે વંદન કરીને અહિં આવે અહિં આવીને અહિંનાં ચૈત્યોનું વંદન કરે તો હે ગૌતમ! જંઘાચારણ મુનિનો ઉર્ધ્વગતિનો વિષય એટલો છે.

જેવી રીતિએ ઉપરના પાઠમાં જંઘાચારણ મુનિની ગતિનો વિષય કહ્યો તેવીજ રીતિએ વિદ્યાચારણ મુનિનો ગતિનો વિષય પણ તેજ સ્થાનમાં કહેલ છે. તે કથન નીચે મુજબ છે:—

"विज्जाचारणस्स णं भन्ते तिरयं केवइए गइविसए पन्नत्ते ? गोयमा ! से णं इत्तो एगेणं उप्पाएणं माणुसुत्तरे पव्वए समोसरणं करेइ करइत्ता तहिं चेइयाइं वंदइ वंदइत्ता बीएणं उप्पाएणं णंदिसरदीवे समोसरणं करेइ करइत्ता तहिं चेइआइं वंदइ वंदित्ता तओ पडिनियत्तइ इहमागच्छइ इहमागच्छइत्ता इह चेइआइं वंदइ विज्जाचारणस्स णं गोयमा तिरियं एवइए गइविसए पन्नत्ते । विजाचारणस्स णं उड्ढं केवइए गइविसए पन्नत्ते ? गोयमा ! से णं इत्तो एगेणं उप्पाएणं णंदणवणे समोसरणं करेइ करइत्ता तहि चेइआइं वंदइ वंदइत्ता बितिएणं उप्पाएण पंडगवणे समोसरणं करेइ करइत्ता तहिं चेइआइं वंदइ वंदइत्ता तओ पडिनियत्तइ इहमागच्छइ इहमागच्छइत्ता इह चेइआइं वंदइ विज्जाचारणस्स णं गोयमा ! उड्ढं एवइए गइविसए पन्नत्ते ।"

અર્થાત્—હે ભગવન્! વિદ્યાચારણ મુનિની તીર્છીગતિનો વિષય કેટલો ? હે ગૌતમ ! તે મુન એકજ પગલે માનુષોત્તરપર્વત ઉપર સમવસરણ-સ્થિતિ કરે કરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે વંદન કરીને બીજે પગલે નંદીશ્વરદ્વીપમાં સમવસરણ કરે કરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે વંદન કરીને ત્યાંથી પાછા ફરે અને અહિં આવે અહિં આવીને અહિંનાં ચૈત્યોને વંદન કરે તે માટે હે ગાતમ! વિદ્યાચારણ મુનિની તિર્છીગતિનો વિષય એટલો કહ્યો છે. હે ભગવન્! વિદ્યાચારણ મુનિની ઉર્ધ્વગતિનો વિષય કેટલો? હે ગૌતમ! તે મુનિ એક પગલે નંદન વનમાં સમવસરણ કરે કરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે કરીને બીજે પગલે પંડકવનમાં સમવસરણ કરે કરીને ત્યાં રહેલાં ચૈત્યોને વંદન કરે કરીને ત્યાંથી પાછા ફરીને અહિં આવે આવીને અહિં રહેલાં

ચૈત્યોને વંદન કરે તેથી હે ગૌતમ! વિદ્યાચારણ મુનિની ઉર્ધ્વ-ગતિનો વિષય એટલો કહેલો છે.

તેજ અંગસૂત્રના ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં લખ્યું છે કે:–

" किं णिस्साए भंते! असुरकुमारदेवा उड्ढं उप्पयंति ? जाव सोहम्मो कप्पो ? गोयमा !.......णणत्थ अरिहंते वा अरिहंतचेइआणि वा भावियप्पणो अणगारस्स वा णिस्साए उड्ढं उप्पयंति, जाव सोहम्मो कप्पा त्ति "

અર્થાત્—હે ભગવન્! અસુરકુમાર દેવતાઓ યાવત્ સૌધર્મ દેવલોક સુધી કોની નિશ્રાએ ઉંચે જઈ શકે? હે ગાતમ! અરિહંત, અરિહન્તનાં ચૈત્યો અને ભાવિત આત્મા અનગારની નિશ્રા વિના અસુરકુમાર દેવતાઓ સૌધર્મ દેવલોક સુધી ઉંચે જઈ શકે નહિ પરન્તુ તેની નિશ્રાએ જઈ શકે.

શ્રીજ્ઞાતાધર્મકથા નામના છઠ્ઠા અંગસૂત્રમાં દ્રૌપદીના અધિકારમાં લખ્યું છે કે:—

" तएणं सा दोवइ रायवरकन्ना जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ उवागच्छइत्ता मज्जणघरं अणुपविसइ अणुपविसइत्ता ण्हाया कयबलिकम्मा कयकोउयमंगलपायच्छित्ता सुद्धा पावेसाइं मंगलाइं वत्थाइं परिहियाइं मज्जणघराओ पडिणिक्खमइ पडिणिक्खमइत्ता जेणेव जिणघरे तेणेव उवागच्छइ उवागच्छइत्ता जिणघरं अणुपविसइ अणुपविसइत्ता जिणपडिमाणं आलोयइ पणामं करेइ करेइत्ता लोमहत्थयं परामुसइ परामुसइत्ता एवं जहा सुरियाभो जिणपडिमाओ अच्चेइ अच्चेइत्ता तहेव भाणियवं जाव धूवं डहइ डहइत्ता वामं जाणुं अंचेइ अंचेइत्ता दाहिणं जाणुं धरणितलंसि णिवेसइ णि-

वेसइत्ता तिक्खुत्तो मुद्धाणं धरणितलंसि णिवेसेइ णिवेसइत्ता ईसिं पच्चुन्नमइ करयल जाव कट्टु एवं वयासी:—णमोथ्थुणं अरिहंताणं भगवंताणं जाव संपत्ताणं वंदइ नमंसइ जिणघराओ पडिणिक्खमइ"

અર્થાત્—રાજવરકન્યા દ્રૌપદી જ્યાં મજ્જનઘર છે ત્યાં આવીને તેમાં પ્રવેશ કરીને સ્નાન કરીને ઘરમંદિરની પૂજા કરી ત્યારબાદ કૌતુકમંગલ અને પ્રાયશ્ચિત કરીને મોટા મંદિરમાં જવાને ઉચિત એવાં શુદ્ધ વસ્ત્રોનું પરિધાન કરીને મજ્જનઘરમાંથી બહાર નીકળે નીકળીને જ્યાં જિનમંદિર છે ત્યાં આવીને તેમાં પ્રવેશ કરે પ્રવેશ કરીને તેમાં જિનમૂર્તિને જોતાંની સાથેજ પ્રણામ કરે પ્રણામ કરીને મોરપીછી લઇને જેવી રીતે સુર્યાભદેવતા જિનપ્રતિમાની પૂજા કરે એવી વિધિથી કરી એમ જાણવું. સુર્યાભદેવના અધિકાર ત્યાં સુધીનો લેવો કે જ્યાં સુધીમાં સુર્યાભદેવ ધુપ સળગાવે ધુપ જલાવીને એટલે ધુપ કરીને વામ જાનુ ઉંચો રાખે અને જમણો જાનુ ધરણી ઉપર સ્થાપન કરીને ત્રણ વખત પોતાના મસ્તકને ભૂમિ સાથે લગાવીને કંઇક શરીરને નીચે નમાવીને હાથ જોડી દશ નખ એકત્રિત કરીને અંજલિ મસ્તક પર લગાવીને કહે છે કે નમસ્કાર હો અરિહન્ત ભગવાન્ પ્રત્યે યાવત્ સિદ્ધિપદને પ્રાપ્ત થયેલા પ્રભુને એટલે ત્યાં શક્રસ્તવ કહીને વંદન નમસ્કાર કરીને જિનમંદિરથી બહાર નીકળે છે.

શ્રીઉપાસકદશા નામના સાતમા અંગસૂત્રમાં આનંદશ્રાવકના અધિકારમાં જણાવ્યું છે કે:—

" तए णं से आणंदे गाहावत्ती समणस्स भगवओ महावीरस्स अंतिए पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं गिहिधम्मं पडिवज्जइ २ समणं भगवं महावीरं वंदइ णमंसइ २ एवं वदासी—नो खलु मे भंते! कप्पइ अज्जप्पभिइ अणउत्थिए वा अन्नउत्थियदेवयाणि वा

अन्नउत्थियपरिग्गहीयाइं अरिहंतचेइयाइं वा वंदित्तए वा णमंसित्तए वा पुर्व्वि अणालंतेणं आलवित्तए वा संलवित्तए वा "

સારાંશ શ્રીઆણંદ નામના ગાથાપતિએ શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીની પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત એમ બાર પ્રકારના ગૃહસ્થધર્મનો સ્વીકાર કરીને શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીને વંદન નમસ્કાર કરીને કહ્યું કે હે ભગવન્! આજથી આરંભીને ચરકાદિ અન્ય તીર્થ, હરિહરાદિક અન્ય તીર્થએ માનેલા દેવ અને ચરકાદિક અન્ય તીર્થિઓએ ગ્રહણ કરેલાં આપણાં ચૈત્યો તેને વંદન નમસ્કાર કરવો એ મને ન કલ્પે અને પ્રથમ બોલાવ્યા વિના તે અન્ય તીર્થિઓની સાથે ખાસ પ્રયોજન વિના મને આલાપ સંલાપ કરવો પણ ન કલ્પે.

આવીજ રીતનો ઉલ્લેખ શ્રીઉવવાઇસૂત્રમાં અંબડ શ્રાવકને માટે છે:--

" अंबडस्स परिवायगस्स नो कप्पइ अण्णउत्थिए वा अण्णउत्थियदेवयाणि वा अण्णउत्थियपरिग्गहियाइं अरिहन्तचेइयाइं वा वंदित्तए वा नमंसित्तए वा णण्णत्थ अरिहंते वा अरिहंतचेइआणि वा ॥ "

સારાંશ—અંબડ પરિવ્રાજકને શ્રીઅરિહન્તદેવ અને શ્રીઅરિહન્તચૈત્યોને મૂકી અન્ય મતવાળાઓને અન્યમતી દેવોને અને અન્યમતિઓએ અંગીકાર કરેલાં અરિહન્તચૈત્યોને વંદન નમસ્કાર કરવો ન કલ્પે અર્થાત્ અરિહન્તદેવ અને શ્રીઅરિહન્તચૈત્યોને વંદન નમસ્કાર કરવો કલ્પે.

શ્રીપ્રશ્નવ્યાકરણ નામના દશમા અંગસૂત્રમાં ત્રીજા સંવરદ્વારમાં નિર્જરાનો અર્થિ સાધુ કોની કોની વૈયાવચ્ચ કરે એ જણાવતાં લખ્યું છે કે:—

"अच्चंत बाल १ दुब्बल २ गिलाण ३ वुड्ढ ४ खवगे५ पवत्त ६ आयरिय ७ उवज्झाए ८ सेहे ९ साहम्मिए १० तवस्सी ११ कुल १२ गण १३ संघ १४ चेइयट्ठे १५ निज्जरट्ठी वेयावच्चं अणिस्सियं दसविहं बहुविहं पकरेइ ॥ "

સારાંશ—નિર્જરાનો અર્થિ માનાદિકની અપેક્ષા વિના અત્યંત બાલ, દુબલ, ગ્લાન, વૃદ્ધ, ક્ષપક, પ્રવર્તક, આચાર્ય, ઉપાધ્યાય, શૈક્ષ, સાધર્મિક, તપસ્વી, કુલ, ગણ, સંઘ અને ચૈત્ય-જિનપ્રતિમાની દશ પ્રકારે યા બહુ પ્રકારે વૈયાવચ્ચ કરે.

મરણસમાધિપ્રકીર્ણકમાં લખ્યું છે કે:—

" अरिहंतसिद्धचेइयगुरुसुहधम्मे य साहुवग्गे य ।
आयरिय उवज्झाये पवयणे सव्वसंघे य ॥ १ ॥
एएसु भत्तिजुत्ता पूअंता अहारिहं मणुन्नमणा ।
सामन्नमणुसरंता परित्तसंसारिआ भणिआ ॥ २ ॥ "

સારાંશ—અરિહન્ત, સિદ્ધ, ચૈત્ય, ગુરૂ, શુદ્ધ ધર્મ, સાધુવર્ગ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન અને સર્વસંઘ આ ઉત્તમ પદાર્થમાં ભક્તિથી ભરેલા અને હૃદયપૂર્વક યથાયોગ્ય એ ઉત્તમ પદાર્થોનું પૂજન કરતા તેમજ શ્રામણ્યને અનુસરતા પ્રાણીઓ પરિત્તસંસારિ કહ્યા છે.

આ રીતિએ અનેક સૂત્રોમાં જિનમૂર્તિઓ અને જિનમંદિરોનાં વર્ણનો વિદ્યમાન છતાં તેનો નિષેધ કરવા તત્પર થયેલા બેચરદાસ લખે છે કે—' ભારતના પ્રાચીન વાસ્તુશાસ્ત્રી શ્રીવરાહમિહિર પણ પોતાની બૃહત્સંહિતામાં જિનમૂર્તિઓ અને જિનમંદિરના અભાવને જણાવે છે ' પરંતુ પ્રથમ તો ખરી વાત એજ

છે કે શ્રીવરાહમિહિર ભારતના પ્રાચીન વાસ્તુશાસ્ત્રીજ નથી. ભારતના પ્રાચીન વાસ્તુશાસ્ત્રી તરીકેનું નામ તો શ્રીવિશ્વકર્માનું સુપ્રસિદ્ધ છે અને તેના બનાવેલા 'અપરાજિત' નામના ગ્રંથના આધારે 'પ્રાસાદમંડન' આદિ ગ્રંથોનો રચયિતા 'મંડન' નામને શિલ્પી 'પ્રાસાદમંડન' નામના ગ્રંથના આઠમા અધ્યયનમાં નીચેના શ્લોકો લખીને લખે છે કેઃ—

" प्रतिष्ठा वीतरागस्य, जिनशासनमार्गतः ।
नवकारैः सूरिमंत्रैः, सिद्धा केवलिभाषिता ॥ ८७ ॥
प्रासादो वीतरागस्य, पुरमध्ये सुखावहः ।
गुरुकल्याणकारश्च, चतुर्दिश्यां प्रकल्पयेत् ॥ ९१ ॥ "

અર્થાત્—શ્રીવીતરાગદેવની પ્રતિષ્ઠા શ્રીજિનશાસનમાર્ગથી નવકારમંત્ર અને સૂરિમંત્રોવડે સિદ્ધ છે અને કેવલજ્ઞાનીભાષિત છે ॥ ૮૭ ॥ વીતરાગદેવનું મંદિર નગરની અંદર સુખાવહ છે મહાકલ્યાણને કરનાર એવા તે મંદિરને ચારે દિશામાં શ્રીજિનબિંબોનું મુખ થાય તેવું બનાવવું જોઇએ ॥ ૯૧ ॥ "

ઉપર્યુક્ત શાસ્ત્રીય ઉલ્લેખોના અવલોકનથી વિવેકી વિચારક વાચકગણ સમજી શકશે કે જિનમંદિરો અને જિનમૂર્તિઓ તેમજ તેની ઉપાસના શાસ્ત્રસિદ્ધ અને તે પણ સનાતન છે. આવશ્યક આદિ અંગબાહ્યસૂત્રોમાં અને શ્રીઆચારાંગ આદિ અંગસૂત્રોમાં-સ્થળે સ્થળે તેને લગતા ઉલ્લેખો વર્ત્તમાનમાં પણ વિદ્યમાન છે. આપણા કથાસાહિત્યમાં ઉતરી આવેલા અનેક વિષયક ઉલ્લેખોનું ઉત્પત્તિસ્થાન એજ છે. સુવિશાલ જૈનસાહિત્યની સર્વોત્કૃષ્ટતાનો સમાવેશ એમાંજ થાય છે.

વિશેષમાં એ ઉલ્લેખો ઉપરથી એ પણ સમજી શકાશે કે બેચરદાસે માનેલો ચૈત્ય શબ્દનો અર્થ એકાંતિક અને અવધાર-

ણાત્મક હોવાથી સર્વથા અસત્ય છે અને તેની સાબીતી માટે જિનમંદિર અને જિનમૂર્તિની અર્વાચીનતા બતાવવાનો જે પ્રયત્ન તેમના તરફથી થયો છે એ તેમની તે અસત્યની ઉપાસનાનુંજ પરિણામ છે તેમજ જિનમંદિર અને જિનમૂર્તિને સૂચવનારાં વાકયોનો શ્રીઆચારાંગઆદિ અંગસૂત્રોમાંથી ઉદ્ધાર કરાને પોતાના એકાંતિક અને અવધારણાત્મક અર્થને સત્ય બનાવવા માટે સૂત્રોના પાઠોની તોડફોડ, ટીકાકાર મહાપુરૂષોના સત્ય અને સંગત અર્થો ઉપર અસંગતપણાનો આરોપ, જ્ઞાનની મૂર્તિરૂપ આચાર્યો ઉપર વિષમભૂલ કરવાનો દોષારોપ અને સૂત્રકારો તેમ ટીકાકારોની ઉપહાસભરી અવજ્ઞા એ સઘળું તેમના હૃદયના અંધકારનેજ દર્શાવે છે.

વાચકો જાણતા હશે કે મૂર્તિ અને મૂર્તિપૂજા ઉઠાવવા માટે થોડા સમય પૂર્વે ઉત્પન્ન થયેલા લુમ્પક મતના ઉત્પાદકે સૂત્રોની જે અવજ્ઞા કરી હતી તેના કરતાં પણ અનેકગુણી અવજ્ઞા આજે આ કહેવાતા પંડિત તરફથી થઇ રહી છે. જે કામ આજ સુધીના કોઇપણ કુમતઉત્પાદકે નહોતું કર્યું તે આજે મોતીચંદભાઇના 'આગમના ઉંડા અભ્યાસી' એ અને ભાવનગરમાંથી નીકળતા જૈનપત્ર અને શ્રીઆત્માનંદસભા આદિના 'પંડિતે' તેમજ પુના શ્રીમહાવીરકાર્યાલયના અને શ્રીમહાવીરપત્રના આડતીઆએ (બેચરદાસે) કરી બતાવ્યું છે. આજ સુધીમાં એક પણ પુસ્તક કે જેમાંથી શિષ્ટશિરોમણિ સૂરિસમુદાયની, ઉપકારી મુનિગણની, શ્રમણપતિ શ્રીપાર્શ્વનાથસ્વામીના શિષ્યરત્નોની, શ્રીવીતરાગપ્રવચનની, શ્રીસુધર્માસ્વામીઆદિ સૂત્રકારોની, શ્રીજિનભદ્રગણિજી જેવા ભાષ્યકારની, સૂત્રમાં રહેલ ગુપ્તભાવોને સરળતાપૂર્વક સવિસ્તરપણે પ્રકાશિત કરનારા પરમ ઉપકારી ટીકાકારઆદિ મહાપુરૂષોની અને આ ભીષણ કલિકાલમાં સત્યયુગની ઝાંખી કરાવનાર રાજર્ષિ કુમારપાળપ્રતિબોધક કલિકાલસર્વજ્ઞ ભગ-

વાન્ હેમચંદ્રસૂરીશ્વરજીની એવં સઘળા પ્રભાવક પુરૂષોની અને સાક્ષાત્ પરમાત્માશ્રી મહાવીર વ કે જેઓનું ગુણમય સ્વરૂપ વચનાતીત કોટિમાં પ્રવિષ્ટ છે તેવા શાસનનાયક અને શિવસુખદાયક સર્વજ્ઞદેવની પણ ઉપહાસ, તેઓ ઉપર મરજી આવે તેવા ગલીચ હુમલાઓ અને અસત્ય આક્ષેપોની પરમ્પરા વિના વિલંબે મળી આવે એવું એકપણ પુસ્તક હયાતિ નહોતું ભોગવતું તેને ઉત્પન્ન કરી આ કહેવાતા જૈનસાક્ષરે જાણે એક સારામાં સારી સાહિત્યસેવા બજાવી હોય એમ માનીને પુના શ્રીમહાવીરકાર્યાલયના કાર્યવાહકોએ તે પુસ્તકનું વેચાણ કામ ઉપાડી લેવા સાથે શ્રીજિનવિજયના સંપાદકપણા નીચે પ્રકટ થતા શ્રીમહાવીરપત્રના ગ્રાહકોને ભેટ આપવાનું નક્કી કરી પરમાત્મા શ્રી મહાવીરદેવના ઉપાસક તરીકે પંકાવાની અભિલાષા રાખી છે? કેવી ભયંકર સેતાનીયત!!!

પ્રિયવાંચકગણ! લુમ્પકમતના ઉત્પાદકે પણ 'ચૈત્ય' શબ્દનો 'જ્ઞાન' અર્થ પ્રકટ કરીને સૂત્રોમાં જ્યાં જ્યાં 'ચૈત્ય' શબ્દ આવતો ત્યાં ત્યાં 'જ્ઞાન' અર્થ કરવાની કોશેશ કરેલી અને પીસ્તાલીસ આગમોમાંથી તેર બાદ કરી બત્રીસ સૂત્રો તે પણ કેવલ મુલ માત્ર પ્રામાણીક માનવાની ઉદ્ઘોષણા કરી મૂકી હતી ત્યારે આ પંડિતે તો ન પીસ્તાલીસ કે ન બત્રીસ કેવલ અગીઆર અંગોજ માનવાની વાત કરી અને તે પણ કેવી ખુબીથી ભરેલી? કે એમાં પણ ઘણું મિશ્રણ થયેલું છે! એટલે મજા તો એકે એક સ્થળે એક વ્યક્તિને આગમવેત્તા કહેવા અને અન્ય સ્થળે તે આગમવેત્તાના વચનોનો ઉપહાસ કરવો! એમ મરજી આવે તે માનવું અને બાકીના વિભાગને મરજી આવે તેવા અલંકારોથી નવાજવો!

બેચરદાસે 'ચૈત્ય' શબ્દનો કેવો અર્થ સ્વીકાર્યો છે તે તો આપણે આગળ જોઇજ ગયા છીએ એટલે પુનઃ તેને અત્રે બતા-

વવાની જરૂર નથી. બેચરદાસે તેવો અર્થ માનીને પણ તેના વાસ્તવિક અર્થને કાયમ રાખવાની મહેનત કરી હોય તો તો આપણને કંઈજ અડચણ ન હતી પરંતુ તે મહાભાગે તો પોતે માનેલા અર્થનીજ સાબીતી કરવા માટે આચાર્યશ્રી હેમચંદ્રજીના સર્વમાન્ય અને પ્રાચીનતરતમ 'चैत्यं जिनौकः तद्बिम्बम्' આ અર્થને આધુનિક અને આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી મહારાજના "चेइयसद्दो रूढो 'जिणिंदपडिम' त्ति विद्धो" આ વાક્યને લઇને 'ચૈત્ય એટલે જિનમંદિર અને જિનમૂર્તિ' આ સત્ય અને શાસ્ત્રસમ્મત અર્થને ઉડાવવા માગે છે. એથીજ ન્યાયાચાર્ય્ય મહામહોપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ યશોવિજયજીગણીશ્રીએ 'પ્રતિમાશતક' નામના અપ્રતિમ ગ્રન્થમાં મૂકેલો આઠમો શ્લોક આ સ્થાને વાંચકોના અવલોકન અર્થે રજુ કરવો એ ખાસ જરૂરતું છે:-

" ज्ञानं चैत्यपदार्थमाह न पुनर्मूर्तिं प्रभोर्यो द्विषन्,
वंद्यं तत्तदपूर्ववस्तुकलनाद्दृष्टार्थसंचार्यपि ।
धातुप्रत्ययरूढिवाक्यवचनव्याख्यामजानन्नसौ,
प्रज्ञावत्सु जडः श्रियं न लभते काको मरालेष्विव ॥८॥

શ્રીમાન્ ઉપાધ્યાયજી મહારાજા ઉપરના પદ્યમાં કહે છે કે ધાતુ પ્રત્યય રૂઢિવાકય અને વચનની વ્યાખ્યાને નહિ જાણી શકનાર અને દ્વેષી 'ચૈત્ય' પદનો અર્થ માત્ર જ્ઞાન કરે છે પણ પ્રભુની પ્રતિમા નથી કરતો અવશ્ય જ્ઞાન પણ વંદ્ય છે કારણકે તેના પ્રભાવે તે તે અપૂર્વ વસ્તુને સમજી શકાય છે, પરન્તુ હંસના યુથમાં જેમ કાગ શોભાને નથી પામતો તેમ બુદ્ધિશાળીઓના સમુહમાં અજ્ઞાનના ઉદયથી જડ બનેલો તે પામર પ્રતિષ્ઠાને નથીજ પામી શકતો.

ભગવાન્ હરિભદ્રસૂરિજીની માફક ઉપાધ્યાયજી મહારાજા

પણ એજ કહે છે કે 'चैत्यशब्दस्य जिनगृहादावेव रूढत्वात्' અર્થાત્ 'ચૈત્ય શબ્દ જિનગૃહાદિકમાંજ રૂઢ છે અને રૂઢિ 'योगाद्रूढेर्बलवत्वात्' યોગથી પણ બલવતી છે. અને એ વાતમાં આપણા સઘળા પૂજ્ય પુરૂષો એકમત છે. અલબત્ત આપણાં શાસ્ત્રો એ વાતનું પણ સમર્થન કરે છે કે મહાપુરૂષો–તીર્થંકર ગણધર-આદિ પૂજ્યપુરૂષોને જે જે સ્થાને અગ્નિશાયિ કરવામાં આવે છે તે તે સ્થાને ભક્તિવશાત્ સ્તુપો કરવામાં આવે છે. તે સ્તુપોને સર્વત્ર સ્તુપ તરીકેજ લખવામાં આવેલ છે કોઈપણ સ્થાને તે સ્તુપને 'ચૈત્ય' શબ્દથી ઓળખાવવામાં નથી આવ્યું. જ્યાં જ્યાં 'अरिहंतचेइयाणि' યા કેવલ 'चेइयाणि' લખવામાં આવેલ છે તે સઘળે સ્થાને શ્રીઅરિહન્તની મૂર્તિઓજ જણાવવામાં આવી છે. દૃષ્ટાન્ત તરીકે એ વાતના પણ બેચાર દાખલા ખાસ જોઈ લેવા જોઇએ. તો તે નીચે મુજબ છે:—

શ્રી આવશ્યસૂત્રમાં કાયોત્સર્ગ નામના પાંચમા અધ્યયનમાં લખ્યું છે કે:—

" अरिहंतचेइआणं ति—अशोकाद्यष्टमहाप्रातिहार्यरूपां पूजामर्हन्तीत्यर्हन्तस्तीर्थकरास्तेषां चैत्यानि प्रतिमालक्षणानि अर्हच्चैत्यानि इयमत्र भावना चित्तमन्तःकरणं तस्य भावे कर्मणि वा वर्णदृढादिलक्षणे घञि कृते चैत्यं भवति तत्रार्हतां प्रतिमाः प्रशस्तसमाधिचित्तोत्पादनादर्हच्चैत्यानि भण्यंते "

સારાંશ—ચત્યો એટલે અશોકઆદિ આઠ મહાપ્રાતિહાર્યોની પૂજા માટે જે યોગ્ય હોય તે અરિહન્તો તીર્થંકરો તેઓની મૂર્તિઓ–પ્રતિમાઓ. અરિહંતભગવાનની પ્રતિમાઓ ચિત્તની પ્રશસ્તસમાધિની ઉત્પાદક હોવાથી તેને અરિહન્તનાં ચૈત્યો કહેવાય છે.

શ્રી આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં કહેવાયું છે કેઃ—

"अरिहंतचेइयाणि तेसिं चेव पडिमाओ तथा चिति संज्ञाने संज्ञान उत्पाद्यते काष्ठकर्मादिषु प्रतिकृतिं दृष्ट्वा जहा अरिहंतपडिमा एसा"

સારાંશ—અરિહન્તચૈત્યો એટલે અરિહન્તોની પ્રતિમાઓ તથા 'चिति संज्ञाने' એટલે કાષ્ટકર્માદિકમાં પ્રતિકૃતિ દેખીને જ્ઞાન ઉત્પન્ન થાય કે આ અરિહન્તની પ્રતિમા છે.

શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિમાં કહ્યું છે કેઃ—

" चैत्यं तत्र संज्ञाशब्दत्वात् देवताप्रतिबिम्बे प्रसिद्धं ततस्तदाश्रयभूतं यद्देवताया गृहं तदप्युपचाराच्चैत्यमिति "

સારાંશ—ચૈત્ય એ સંજ્ઞાશબ્દ હોવાથી દેવતાના પ્રતિબિંબમાં પ્રસિદ્ધ છે તેથી તેના આશ્રયભૂત જે દેવતાનું ઘર હોય તે પણ ચૈત્ય કહેવાય.

શ્રીપ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં લખ્યું છે કેઃ—

" चित्तस्य भावाः कर्माणि वा वर्णदृढादिभ्यः ष्यण्वेति चैत्यानि जिनप्रतिमास्ता हि चन्द्रकान्त–सूर्यकान्त–मरकत–मुक्ता–शैलादिदलनिर्मिता अपि चित्तस्य भावेन कर्मणा वा साक्षात्तीर्थंकरबुद्धिं जनयन्तीति चैत्यान्यभिधीयन्ते "

સારાંશ—ચૈત્યો એટલે જિનપ્રતિમાઓ તે ચંદ્રકાન્ત સૂર્યકાન્ત મરકત મુક્તા શૈલ આદિના દલથી બનાવેલી છતાં ચિત્તના ભાવથી યા કર્મથી સાક્ષાત્ તીર્થંકરની બુદ્ધિ ઉત્પન્ન કરે છે એથી ચૈત્યો કહેવાય છે.

આવી રીતિએ સઘળાં શાસ્ત્રોમાં ચૈત્ય શબ્દ માટે એકવાક્યતા હોવા છતાં બેચરદાસ સૂત્રગ્રંથોમાં આવતા ચૈત્ય શબ્દો ઉપરથી પોતાના અર્થની સાબીતી કરવા માગે છે એ કેવી જાતની વિદ્વત્તા હશે એ વિચારવાનું કાર્ય હું વાંચક મહાશયોને સોંપું છું.

"ચૈત્ય' શબ્દનો અર્થ પોતાની માન્યતા પ્રમાણે સાબીત કરવાની ધુનમાં ચડેલા બેચરદાસે આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જેવા અનન્યવિદ્વાન્ અને સર્વમાન્ય આચાર્યને વ્યુત્પત્તિશાસ્ત્રથી અજ્ઞાત તરીકે ઓળખાવવામાં પણ આંચકો ન ખાધો અને નવ અંગસૂત્રો ઉપર હૃદયંગમ ટીકાના રચયિતા આરાધ્યપાદ અભયદેવસૂરિજીને અને સ્વતંત્રપણે વ્યાકરણના રચયિતા અને અનેક ગ્રંથો ઉપર સરલમાં સરલ અને 'સુંદરમાં સુંદર તેમજ સરસ ટીકાના કરનારા માન્યતમ મલયગિરિજી મહારાજાને તો તે મહાભાગે શબ્દશાસ્ત્રના વિરાધક તરીકે ઓળખાવવામાં પણ આનંદ માન્યો છે. આવા સભ્યતાથી સેંકડો કોશ દૂર વસનારા પંડિતને નિઃસીમઉપકારી પૂર્વપુરૂષોના ઉપર અક્ષમ્ય આરોપ કરવામાં સહાયક થઇ રાખવામાં જેઓ લાભ માનતા હોય તેઓ પણ સમાજને માટે શ્રાપરૂપ છે યા નહિ એનો વિચાર વાંચકો સહજમાં કરી શકે એમ છે. જેને જૈનશૈલિની એક છાંટાભર ખબર નથી એવાને જૈનપંડિત તરીકે ઓળખનારા અને ઓળખાવનારા કેવા અજ્ઞાનના ખાડામાં સબડે છે એ હકીકત શાણાઓને સમજાવવી પડે તેમ નથી.

છેવટે પોતાના બીજા મુદ્દાને સંપૂર્ણ કરતાં કરતાં પણ બેચરદાસે પોતાની જીવનઝંખના પ્રકટ કરી છે એટલે કે આપણા પરમપૂજ્ય ટીકાકારો ઉપર મૂળનું મૂશળ કરવાનો આરોપ મૂકી તેઓને જૈનશાસનમાં અમાસનું અંધારૂ કરનાર, કલેશમય વાતા-

વરણુ ફેલાવનાર અને દુરાગ્રહી તરીકે ઓળખાવ્યા છે ! તે છતાં પણ હજી તેઓને તૃપ્તિ નથી થઇ માટે હજી તે તૃપ્તિ મેળવવાની ખાતર તો તેઓ 'સૂત્રો અને તેની ટીકાઓ' આ નામનો હેવાલ આપવાના છે. એટલે આ સ્થાને મારે પણ એટલુંજ કહેવાની જરૂર છે કે એ મહાભાગ જ્યાં સુધી તે હેવાલ લખીને બહાર મૂકે અને એમ કરીને પોતાના જીવનનો પેટભરીને લ્હાવો લઇને સંતુષ્ટ ન થાય ત્યાં સુધી એ બાબતમાં તેમને નિશ્ચિંતજ રહેવા દેવા !

છેવટમાં બેચરદાસ લખે છે કે પ્રસ્તુત નિબંધ લખતાં મને ઘણા ઉજાગરા થયા છે તેની સાર્થકતા ત્યારે માનીશ કે જ્યારે તમે અમૂર્તિપૂજકોની સાથે પ્રેમથી વતશો પણ તે ભાગ્યવાનને ખબર નથી કે ધર્મના મર્મને સમજનારા સઘળાની સાથે પ્રેમથીજ વર્તે છે. 'મૈત્રીભાવના' તો પરમાત્મા શ્રીમહાવીરદેવના સાચા ઉપાસકોનો જીવનમંત્ર છે. જ્યારે અમૂર્તિપૂજકો તેમની (બેચરદાસની) માફક અજ્ઞાનથી ઉન્મત્ત બનીને પોતાના ઉપાસ્યની પ્રતિમાઓને પણ પથ્થરના ઢગલા કહી ઘોર આશાતનાના ભાગી બની ધર્મ-કર્મ કરવા છતાં પણ નાહકમાં પોતાની જીવનનૌકાને ભરદરીયાના મધ્યભાગમાં સુખે સમાધે આવીને ડુબાડી દેવા માટે તૈયાર થઈ જાય છે ત્યારેજ તે હિતચિંતકો અને પરમાર્થના પૂજારીઓ હિત અને પરમાર્થ કરવાની ખાતર તેમનાં આંતરચક્ષુઓ ઉઘડી જાય એવા ઉત્તમ ઇરાદાથી ઉચિત ઉપાયોના ઉપાસક બને છે. આવા નિષ્કારણ ઉપકારીઓ અને પ્રેમની મૂર્તિઓને દ્વેષી તરીકે યા દુશ્મન તરીકે માનનારાઓ ભૂલ ખાય છે, એમ આપણે એ ઉજાગરાથી આળસુ બનેલાને ખુલ્લા અક્ષરોમાં સંભળાવી દેવું જોઇએ. બાકી ખરી વાત તો એછે કે:–પાપીઓ ઉંઘતાજ સારા !

મારી આ બીજા મુદ્દાની સમાલોચનાથી હિતનો અર્થિ વાચકવર્ગ સમજી ચૂકયો હશે કે પરમાત્માની મૂર્તિઓ, તેને અંગે ઉભાં કરવામાં આવેલાં અને આવતાં મંદિરો અને તેની ઉપાસના

શાસ્ત્રસમ્મત છે. મૂર્તિપૂજા આજની નથી પણ અનાદિની છે. આપણાં શાસ્ત્રો ચૈત્ય શબ્દનો અર્થ જિનમંદિર અને જિનમૂર્તિ કરે છે. બેચરદાસે કરેલો 'ચૈત્ય' શબ્દનો અર્થ એકાંતિક અને અવધારણાત્મક હોવાથી અસત્ય છે અને તે અર્થની સાબીતી માટે તેઓ એકપણ સત્ય પ્રમાણ આપી શકયા નથી કારણકે આપણાં આગમો તો એમના અર્થને ચોખ્ખા અક્ષરોમાં અમાન્ય કરે છે અને એકપણ કોશનું પ્રમાણ તેમની સાથે ઉભું રહેવા તૈયાર નથી. સારૂં જૈનસાહિત્ય મૂર્તિપૂજાને બતાવી રહ્યું છે અને તેમાં અંગસાહિત્યે પણ આગળ પડતો ભાગ લીધેલો છે અને આપણા આખા સાહિત્યમાં વિકારનું નામ કે નિશાન નથી. હવે હું આ બીજા મુદ્દાની સમાલોચનાને સંપૂર્ણ કરતાં કરતાં મારા વાચક મહાશયો તરફથી એટલીજ આશા રાખું છું કે શ્રીમદ્ વાચકચંદ્રે પોતાના પ્રતિમાશતકના ૭૯ મા શ્લોકમાં કરેલી ભાવના અને ૮૦ મા શ્લોકમાં કરેલી ભલામણને દરેકે દરેક પોતાના સ્વચ્છ અંતરપટ ઉપર કોતરી રાખે અને તન્મય બની જઈ પોતાનું આત્મશ્રેય: સાધી લેવાના કામે લાગી જાય. મને ખાત્રી છે કે ધર્મપ્રેમીઓ તરફથી તો મને મારી એ આશાના બદલામાં નિરાશા નહિજ મળે.

પ્રિયવાંચકગણ! વાંચો તે વાચકચંદ્રના ભાવનાત્મક હૃદયંગમપદ્યરત્નમાંથી ભક્તિરસનો કેવો અસ્ખલિત ઝરો વહી રહ્યોછે:—

" उत्फुल्लामिव मालतीं मधुकरो रेवामिवेभः प्रियां
माकन्दद्रुममञ्जरीमिव पिकः सौन्दर्यभाजं मधौ ।
नन्दच्चन्दनचारुनन्दनवनीभूमिमिव द्योःपति—
स्तीर्थेशप्रतिमां नहि क्षणमपि स्वान्ताद्विमुञ्चाम्यहम् ॥७९॥"

સારાંશ—જેમ મધુકર-ભ્રમર વિકસ્વર થયેલ માલતીને, હસ્તી

પ્રિયગંગાનદીને, કોકીલ વસંતરૂતુમાં સૌન્દર્યને ભજનાર આંબાના મોરને અને ઇંદ્ર નંદનવનની ભૂમીને નથી મૂકતો તેમ હું શ્રીતીર્થપતિની પ્રતિમાને મારા અંતરથી એક ક્ષણવાર પણ નહિ મૂકું.

શ્રીમાન્ ઉપાધ્યાયજી મહારાજા પરમાત્માની પ્રતિમાને પોતાના અંતરથી એક ક્ષણ વાર પણ અલગ કરવાની ના પાડે છે એમાં આશ્ચર્ય નથી. પરમાત્માની ગેરહાજરીમાં તેની મૂર્તિ વિના આ જીવનનું બીજું આલંબન શું? આ વસ્તુસ્થિતિને સમજનારાઓ પરમાત્માની વિદ્યમાન અવસ્થામાં પણ તેમની પ્રતિમાની ત્રિકાલ ઉપાસના કરતા. ક્ષાયકસમ્યક્ત્વના સ્વામી શ્રીકૃષ્ણમહારાજા અને શ્રેણીકમહારાજા એક પણ દિવસ ત્રિકાલપૂજાને શું ચૂક્યા છે? તો પછી આ સમયમાં શ્રીમાન્ ઉપાધ્યાયજી મહારાજા જેવા ઉત્તમ આત્માઓ એવી ઉત્તમોત્તમ ભાવનાના ઉપાસક હોય એમાં આશ્ચર્ય શું? એ ઉત્તમ ભાવના આપણા અંતરમાં ઉત્પન્ન થાય એવીજ સ્થિતિમાં આપણા આત્માને મૂકવો, નિરંતર તેવાજ વાતાવરણમાં રહેવું, એમાંજ આપણા આત્માનું શ્રેય: છે એ નિશ્ચિત છે.

## વાચકચંદ્રના ભક્તિભર હૃદયમાંથી નીકળેલા ઉદ્‌ગારો

યાને

# સોનેરી શિખામણ.

" मोहोद्दामदवानलप्रशमने पाथोदवृष्टिः शम-
श्रोतोनिर्झरिणी समीहितविधौ कल्पद्रुवल्लिः सताम् !
संसारप्रबलान्धकारमथने मार्त्तण्डचण्डद्युति-
र्जैनी मूर्त्तिरुपास्यतां शिवसुखे भव्याः! पिपासाऽस्ति चेत्॥८०॥"

મહાત્માશ્રી ફરમાવે છે કે હે ભવ્ય આત્માઓ! જો તમને શિવસુખ-મોક્ષસુખની પિપાસા હોય તો મોહરૂપી ભયંકર દાવાનલને શાંત કરવા માટે મેઘની વૃષ્ટિ સમાન, શમના શ્રોત-પ્રવાહને વહન કરાવવા માટે નદી સમાન, સત્પુરૂષોના સમીહિતની સિદ્ધિ માટે કલ્પવૃક્ષની વેલડી સમાન અને સંસારરૂપી ગાઢ અંધકારનો નાશ કરવા માટે સૂર્યની પ્રચણ્ડ કાન્તિ સમાન શ્રીજિનમૂર્તિની ઉપાસના કરો.

ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી કહે છે કે સંસારના નાશનો અને શિવસુખનાં પ્રાપ્તિનો અમોઘ ઉપાય પરમાત્માની પ્રતિમાની ઉપાસના છે. પરમાત્માની પ્રતિમા મોહરૂપી દાવાનલને શાન્ત કરી ઉપાસકને નિર્મોહી બનાવનાર છે, શમરસમાં નિમગ્ન બનાવી શાન્ત બનાવનાર છે, સમીહિત દેવાને માટે સમર્થ છે અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર છે, અર્થાત્ દુર્ગુણ માત્રનો નાશ કરવાની શક્તિ તેનામાં છે. સાચો અહિંસક, સાચો સંયમી અને સાચો સત્યવાદી પણ તેજ બની શકે છે કે જે પરમાત્માની મૂર્તિમાં રહેલી વિશિષ્ટતાને કળી શકે છે. સંસારના મોહને તેજ છોડાવનાર છે. સંસારના અને મોક્ષના અંતરને તે સમજાવનાર છે. આવી અનુપમ આલ્હાદને ઉત્પન્ન કરનારી મૂર્તિની પૂજામાં સર્વસિદ્ધિની પ્રાપ્તિ સમાયેલી છે.

ભવ્યાત્માઓ! ઉપરનાં અનુપમ પદ્યોમાં તે પદ્યોના પદેપદમાં રહેલા અનુપમ આશયોને સમજો હૃદયમાં ઉતારો અને વર્ત્તનમાં મૂકો પછીજ વિશ્રાન્તિ લ્યો પણ તે પૂર્વે નહિ. આટલી આગ્રહભરી ભલામણ કરી આ બીજા મુદ્દાની સમાલોચના અહિંજ સમાપ્ત કરૂંછું. મારી આ સમાલોચનાનું રહસ્ય એ પદ્યોની ઉપાસનામાંજ સંપૂર્ણ થાય છે એ મારા માટે એક મોટામાં મોટા આનંદનો વિષય છે.



# મુદ્દો ત્રીજો.

" जिणदव्व—नाणदव्वं साहारणमाइदव्वसंगहणं ।
न करेइ जइ करेइ नो कुज्जा नियधणप्पसंगं ॥ २९ ॥
जइ वड्ढावइ तो पुण लेहयभिच्चाइ सव्वमन्नत्थ ।
संघसमक्खं रक्खइ नासइ जइ देइ मूलधणं ॥ ३० ॥
एवं तित्थयरत्तं पावइ तप्पुणओ महासड्ढो ।
इत्थ विहिविवरीओ जो सो दुल्लहबोहिओ हवइ ॥३१॥

શ્રીસંબોધપ્રકરણનામના ગ્રંથમાં 'સમ્યક્ત્વસ્વરૂપાધિકાર અને અવિરતસમ્યક્ત્વશ્રાવકાચાર' નામના વિભાગમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા ઉપરના આંકવાળી ગાથાઓ લખીને કહે છે કે-જિનદ્રવ્ય અને સાધારણદ્રવ્ય આદિનું સંગ્રહણ કરે નહિ અને જો કરે તો તેનો પ્રસંગ-ભેળસેળ પોતાના ધનની સાથે ન કરે. જો પોતે તે ધનની વૃદ્ધિ કરતો હોય તો તેના લેખક નોકર વિગેરે સર્વ અન્યત્ર શ્રીસંઘની સમક્ષ રાખે તેમ છતાં પણ કદાચ તેનો નાશ થાય તો મૂળધન અર્પણ કરે. આવી રીતિએ કરતો મહાશ્રાવક તેના પુણ્યથી તીર્થંકરપણાને પ્રાપ્ત કરે. જે આ વિધિથી વિપરીત વર્તે તે દુર્લભબોધિ થાય છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજીનો ઉપરનો ઉલ્લેખ સાબીત કરે છે કે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી એ પણ શ્રાવકો માટે વિધિમાર્ગ છે અને શક્તિસંપન્ન શ્રાવક વિધિ અનુસાર તેની-દેવદ્રવ્ય-આદિની વૃદ્ધિ કરે તો તેના પુણ્યના પ્રતાપે તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે. શ્રાવકોના આચારમાં શ્રીજિનપૂજાની મુખ્યતા છે અને ઉત્તમકોટિના શ્રાવકરત્નો નિરંતર ત્રીકાલપૂજન કરતા એ વાત કંઈ જૈનસમા-

જની જાણ બહાર નથી. વળી એ તો સ્વતઃસિદ્ધ છે કે જ્યારે શ્રાવકો માટે શ્રીજિનપૂજા ખાસ વિધેય છે તો તે વિધિના પાલન માટે શ્રીજિનની મૂર્તિઓ અને તેની સ્થાપના માટે મંદિરો પણ અવશ્ય હોવાંજ જોઇએ. પરમાત્માની મૂર્તિઓ અને તેનાં મંદિરોના અસ્તિત્વસમયમાં તેના સંરક્ષણ વિગેરે માટે દ્રવ્યની આવશ્યકતા હોય એમાં નવીનતા શી? અને તે દ્રવ્યને ચાહે તો મંગલદ્રવ્ય કહો નિધિદ્રવ્ય કહો શાશ્વતદ્રવ્ય કહો કે પછી શ્રીજિનદ્રવ્ય કહો એમાં બાધકજ ક્યાં છે? આથી સ્પષ્ટ થાય છે કે દેવદ્રવ્યનું અસ્તિત્વ પણ મંદિર અને મૂર્તિના અસ્તિત્વની સાથેજ અવલંબેલું છે અને એ તો આપણે નિશ્ચિત કરી આવ્યા છીએ કે ઉપાસ્યની મૂર્તિની ઉપાસના પણ ઉપાસ્યની ઉપાસના સાથેજ સુસ્થિત છે. એટલે ઉપાસ્યની ઉપાસના તો અનાદિનીજ છે એમાં તો કોઇપણ સહૃદયને શંકાનું સ્થાનજ નથી તો પછી તે ઉપાસ્યની મૂર્તિપૂજા અને તેને અંગે ખાસ જરૂરી દ્રવ્યાવશ્યકતામાં કયા સમજુ આદમીને આશંકા હોય? હું તો નથીજ માનતો કે આવી એક સર્વમાન્ય હકીકતને માન્ય કરવામાં એક નાનો બાળક પણ આનાકાની કરે.

વસ્તુસ્થિતિ આવી છતાં તેનો નિષેધ કરવા માટે બેચરદાસે પોતાના પુસ્તકાકાર ભાષણમાં ત્રીજો મુદ્દો 'દેવદ્રવ્યવાદ' નામનો રાખ્યો છે. તેઓએ 'ચૈત્યવાદ' નામનો બીજો મુદ્દો પણ ખાસ આ ત્રીજા મુદ્દાને અંગેજ ચર્ચ્યો છે, એમ તેઓ પોતેજ પોતાના ત્રીજા મુદ્દાની ચર્ચાની શરૂઆતમાંજ કહી દે છે. આ ઉપરથી સહજમાં સમજી શકાય તેમ છે કે તેઓએ બીજા મુદ્દામાં શ્રીજિનમૂર્તિ અને જિનમંદિરોને તેમજ તેની ઉપાસનાને અર્વાચીન મનાવવાનો જે પ્રયાસ સેવ્યો છે તેનો હેતુ એજ છે કે તેઓને દેવદ્રવ્ય ઘણુંજ ખુંચે છે, તે ખુંચવાનું પણ કારણ એકજ છે અને તે એ કે તે દ્રવ્ય પ્રભુભક્તિ શિવાય બીજા એકપણ કાર્યમાં

લેવાની શાસ્ત્રકારો ચોખ્ખી મનાઈ કરે છે અને બેચરદાસને એ બાબત ઘણીજ દુ:ખદાયક થઈ પડી છે. અને એ દુ:ખના પોકારમાં તેઓ બોલે છે અને લખે છે કે તે સમાજનું દ્રવ્ય સમાજઉપયોગી કાર્ય–'શ્રીમહાવીર જૈન વિદ્યાલય' જેવી સંસ્થા વિગેરેમાં જવું જોઇએ. એજ આ કારણથી મોતીચંદભાઇ અને તેના સાથીઓ બેચરદાસની મિત્રતા કરવામાં આનંદ માને છે કારણ મોતીચંદભાઈ એટલે 'શ્રીમહાવીર જૈન વિદ્યાલય' નામની સંસ્થાના સંચાલક અને સાંભળવા પ્રમાણે એજ હેતુ હતોકે ભયંકર અપરાધ માટે શ્રીઅમદાવાદ વિગેરેના શ્રીસંઘોએ બેચરદાસને પોતાના વ્યવહારથી દૂર કરવા છતાં મોતીચંદભાઈ તેજ બેચરદાસ પાસે તે સંસ્થાનું કામ લેવા ઇચ્છતા હતા. આજે શું સ્થિતિ છે તે તો તેઓનો આત્મા જાણે, બાકી એટલું તો ખરૂંજ કે જો તેઓમાં પરમાત્મા શ્રીમહાવીરદેવ પ્રત્યે, તેમના શાસન પ્રત્યે અને પૂજ્ય ધર્માચાર્યો પ્રત્યે સાચી લાગણી હોત તો બેચરદાસના પુસ્તક માટે પોતાની લેખિની યા રસનાને શ્રમ આપીજ ચૂક્યા હોત, કારણકે તેઓ લેખક અને વક્તામાં પણ પોતાને માને છે. બાકી તેમનો ધર્મપ્રેમ તો પેલા–ચોમાસામાં પણ રેલવિહાર કરનાર–મુનિધર્મને કલંકિત કરવામાં પંકાઇ ચુકેલા જિનવિજય આદિને અભિનંદન આપવા માટે એકત્રિત થયેલી એક નાની ટોળીમાં પ્રમુખ આદિનાં મનમોહક વર્ણનો સાંભળવામાં એકતાન થયા તે વખતે ખરેખરો પ્રકાશમાં આવી ગયો છે!

આપણે જોઇ ગયા તે પ્રમાણે બેચરદાસ પોતાના બીજા મુદ્દામાં એકપણ પ્રમાણથી પરમાત્માની મૂર્તિઓને અને તેની ઉપાસનાને અર્વાચીન ઠરાવી શક્યા નથી એટલે તેઓ જાણે ચીડાઇ ગયા હોય તેની માફક પોતાના ત્રીજા મુદ્દાની ચર્ચાની શરૂઆતમાંજ લખે છે કે:—

"આમ તો આપણે અને આપણા કુલાચાર્યો સુદ્ધાં મૂર્તિવાદને અનાદિનો ઠરાવવાની તથા વર્ધમાન ભાષિત જણાવવાની બણગાં ફુંકવા જેવી વાતો કર્યા કરીએ છીએ."

વાંચકો જોઇ શકશે કે ઉપરના ઉલ્લેખમાં બેચરદાસને મૂર્તિવાદ અનાદિનો છે એમ કહેનાર મહાપુરૂષો ઉપર કેટલો બધો તિરસ્કાર થઈ ગયો છે. પરમાત્માની મૂતિઓ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં પરમાત્માના ઉપાસકો હયાતિ ભોગવતા હોય ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં વિરાજતી હોય અને તેની ઉપાસના પુરજોસમાં ચાલતી હોય એમાં બેચરદાસને શું દુઃખ થઇ જાય છે? સત્યનું પ્રકાશન કરનારા પરમર્ષિઓ અને ધર્મગુરૂઓ ઉપર અસત્ય આક્ષેપો કરવામાં બેચરદાસ કેવી જાતની ઉન્નતિ ભાળી રહ્યા છે? મૂર્તિપૂજા અનાદિની છે અને શ્રીવર્ધમાનસ્વામીભાષિત છે એ વાતનો ઈન્કાર કયો પ્રમાણિક પુરૂષ કરી શકે તેમ છે? એક પણ પ્રમાણિક અને પ્રતિષ્ઠિત એવી વ્યક્તિ આજે હયાતિ નથી ભોગવતી કે જે એ વાતનો ઈન્કાર કરી શકે યા એ સત્ય સામે વિરોધને ઉપસ્થિત કરી શકે. બાકી કિંમત વિનાના પેટના પૂજારીઓ અને સ્વાર્થની સાધનામાં ચકચૂર બનેલાઓ તેમજ કર્ત્તવ્યથી વિમુખ થયેલાઓ પોતાની મરજી મુજબ બકયા કરે તેની કોઇપણ સ્થાને કંઇ કિંમતજ નથી હોતી.

બેચરદાસ મૂર્તિપૂજાની અર્વાચીનતા સાબીત કરવા માટે આગળ ચાલતાં લખે છે કેઃ—

"વર્તમાન કાળમાં મૂર્તિપૂજાના સમર્થનમાં કેટલીક કથાઓને (ચારણમુનિની, દ્રૌપદીની કથા, સુર્યાભની કથા અને વિજયદેવની કથા) પણ આગળ કરવામાં આવે છે. તે લબ્ધિધારી સાધુઓએ કે બીજાં કોઇ પાત્રોએ ચૈત્યોને વાંદ્યા કે જિનગૃહે જઇને પૂજા કરી, તે ઉપરથી આપણે

એવો સર્વસાધારણ સિદ્ધાંત ઉપજાવીએ કે, તે સમયના બધા લોકો તે જાતનું આચરણ કરતા હતા એ તદ્દન અસંગત છે."

પ્રિય વાંચકગણ ! એ તો આપણે જાણીએજ છીએ કે સેંકડો વિધિવાદના ગ્રંથોમાં શ્રાવકો માટે ત્રિકાલ શ્રીજિનપૂજાનું વિધાન છે. જૈન એટલે શ્રીજિનેંદ્રદેવનો ભક્ત એ શ્રીજિનની પૂજા ન કરે એ બનેજ કેમ ? અર્થાત્ બનેજ નહિ. પરંતુ એ વાતની સાબીતી માટે આપણે આગળ ચાલતાં ખાસ સૂત્રોના આધારે પણ સાબીત કરશું કે શ્રીજિનના ઉપાસકોએ શ્રીજિનની ઉપાસના કરવીજ જોઇએ. પરન્તુ તેની પહેલાં દેવદ્રવ્યનો નાશ કરવા સાથે શ્રીજિનપૂજાનો પણ લોપ કરવાની ધુનમાં ચઢેલા બેચરદાસે બેભાન થઈ જઇને પોતાનાજ હસ્તે પોતાના આખા લખાણ ઉપર કેવું પાણી ફેરવ્યું છે ? તેજ આપણે જોઈ લઇએ. મૂર્તિવાદ અને મૂર્તિપૂજાનો લોપ કરવા માટે પાનાનાં પાનાં ભર્યાં, મહાપુરૂષોની અવજ્ઞા કરી અને શાસ્ત્રોની વિરાધના કરી તે છતાં પણ શ્રીજિનમંદિરો શ્રીજિનની મૂર્તિઓ અને તેની ઉપાસના ચાલતીજ હતી એ તો અનાયાસે પોતાની પંડિતાઈ બતાવવા માટે પણ કબુલ તો કરવીજ પડી, કારણકે તેઓએ લખતાં લખતાં આપણે જોઈ ગયા તેમ લખી દીધું કે—'મૂર્તિપૂજાના સમર્થનમાં ચારણમુનિની, દ્રૌપદીની, સૂર્યાભની અને વિજયદેવની કથા આગળ કરવામાં આવે છે. લબ્ધિધારી સાધુઓએ કે બીજા પાત્રોએ ચૈત્યોને ( જિનમૂર્તિઓને ) વાંદ્યા કે જિનગૃહે ( જિનમંદિરે ) જઇને પૂજા કરી ' આ ઉપરથી એટલું તો સિદ્ધજ છે કે જિનમૂર્તિઓ અને જિનમંદિરો તો હતાંજ અને તેની વંદના પૂજના મુનિવરો તેમજ ગૃહસ્થો કરતા હતા. શું આટલીજ સિદ્ધિ ઉપરથી બેચરદાસનો આખો બીજો મુદ્દો અસત્ય નથી ઠરતો ? અને શું તે મુદ્દામાં કરેલું સઘળું લખાણ તદ્દન પ્રમાણશૂન્ય અને કેવલ કપોલકલ્પિત સાબીત થતું નથી ?

વાચકમહાશયો બીજા મુદ્દાની સમલોચનામાં જોઇ ચુકયા છે કે શ્રીસૂર્યાભદેવની કથા શ્રીરાયપસેણી સૂત્રમાં છે અને ચારણ-મુનિની કથા નહિ પણ તે મુનિવરોની લબ્ધિનું વર્ણન શ્રી ભગવતીજીનામના પાંચમા અંગસૂત્રમાં અને શ્રીદ્રૌપદીજીએ કરેલી પૂજાનું વર્ણન શ્રીજ્ઞાતાજીનામના છઠ્ઠા અંગસૂત્રમાં થયેલું છે. માત્ર ત્યાં (બીજા મુદ્દામાં) નહિ જણાવવામાં આવેલું એક વિજયદેવનું વર્ણન છે તે શ્રીજીવાભિગમસૂત્રમાં છે. એટલે એ બધા આપવામાં આવતા આધારો ખાસ સૂત્રગ્રંથોમાં છે, પણ કથાગ્રંથોમાં નથી એ નિશ્ચિત છે.

ચારણમુનિવરોના વર્ણનમાં ભગવાન્ સુધર્માસ્વામીજી એટલે પ્રભુ મહાવીરદેવના પંચમ ગણધર અને વર્તમાન દ્વાદશાંગીના રચયિતા તેઓએ પ્રભુ મહાવીરદેવનાજ વચનથી જણાવ્યું છે કે તે મુનિઓ પોતાની શક્તિદ્વારા નંદીશ્વરદ્વીપ આદિ સ્થાનમાં રહેલાં ચૈત્યોને વંદન કરીને પાછા અત્રે આવીને અત્રે રહેલાં ચૈત્યોનું પણ વંદન કરે અને દ્રૌપદીજીએ પણ પોતાના ઘરમંદિરની પૂજા કરીને પછી મોટા મંદિરમાં પૂજા કરી, આ ઉપરથી મંદિરો સ્થળે સ્થળે હતાં એ સ્પષ્ટ થાય છે તો પછી બેચરદાસના કહેવા પ્રમાણે આપણે માનીએ કે પ્રથમ કોઈ પણ પૂજા કરતું નહતું યા તો અમુકજ કરતા હતા તો શું પ્રથમના શ્રાવકો એવા ભક્તિશૂન્ય હતા કે પરમાત્માની મૂર્તિઓને અપૂજ્યજ રાખી મૂકતા હશે? શું આ વાત બનવી શક્ય છે, એમ કોઇપણ કહી શકે તેમ છે? વર્તમાન સમયમાં વર્તમાન શ્રાવકો પોતાની શક્તિના પ્રમાણમાં ભક્તિ કરવા કે કરાવવા નથી ચૂકતા તો પછી તે આદર્શ શ્રાવકો પરમાત્માની ભક્તિ કરવા વિના રહીજ કેમ શકે? આથી સ્પષ્ટસિદ્ધ છે કે સમ્યક્ત્વરત્નની કિંમતને સમજનાર અને તેની શુદ્ધિમાં શ્રેય સમજનારા કદીપણ પરમાત્માની ઉપાસના વિના રહીજ ન શકે અને પરમાત્માની

ગેરહાજરીમાં પરમાત્માની મૂર્તિજ પરમાત્મારૂપે છે. શાસ્ત્રોમાં સ્થળે સ્થળે શ્રીજિનની મૂર્તિને શ્રીજિનના સરખી કહી છે.

શ્રીસંબોધપ્રકરણમાં 'દેવસ્વરૂપાધિકાર' માં ભગવાન્ હરિભદ્રસૂરિજી લખે છે કે:—

" नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणिंदपडिमाओ ।
दव्वजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ १ ॥
तित्थयरो तित्थयरत्तणेण, जो सद्दहिज्ज सद्धाए ।
निक्खेवा खलु चउरो, एगत्तेणेव विण्णेया ॥ २ ॥
तम्हा जिणसारिच्छा, जिणपडिमा सुद्धजोयकारणया ।
तब्भत्तिए लब्भइ, जिणिंदपूयाफलं भव्वो ॥ ३ ॥

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા ઉપરની ગાથાઓમાં સમજાવે છે કે જિનદેવો ચાર પ્રકારના છે એક તો નામજિન બીજા સ્થાપનાજિન ત્રીજા દ્રવ્યજિન અને ચોથા ભાવજિન, તેમાં શ્રી જિનેશ્વર ભગવાનનાં જે નામો તેને નામજિન કહેવાય છે અને સ્થાપનાજિન તે શ્રીજિનેંદ્રદેવની પ્રતિમાઓ કહેવાય છે, જિનેશ્વર ભગવાનના જે જીવો તે દ્રવ્યજિન કહેવાય છે અને સમવસરણમાં સ્થિત પરમાત્મા ભાવજિન કહેવાય છે. ૧. હવે જે આત્મા શ્રીતીર્થંકરદેવને સાચી રીતિએ તીર્થંકર માનતો જ હોય તેણે તો આ ચારે નિક્ષેપાઓને એકસરખાજ જાણવા, અર્થાત્ એ ચારેની ઉપાસનાથી આત્મશ્રેય સાધી શકાય છે. ૨. શુભયોગોમાં કારણભૂત હોવાથી શ્રીજિનપ્રતિમા 'जिणसारिच्छा' શ્રીજિનની સમાનજ છે તેથી ભવ્યઆત્મા શ્રીજિનપ્રતિમાની ભક્તિથી સાક્ષાત્ શ્રીજિનેંદ્રદેવની પૂજાના ફલને પામી શકે છે. ૩.

આગળ ચાલતાં તેજ મહાત્મા તેજ ગ્રંથના તેજ અધિકારમાં લખે છે કે:—

" जम्हा जिणाण पडिमा, अप्पपरिणामदंसणनिमित्तं ।
आयंसमंडलाभा, सुहासुहज्झाणदिट्ठीए ॥ १ ॥
सम्मत्तसुद्धिकरणी, जणणी सुहजोगसच्चपहवाणं ।
निद्दलणी दुरियाणं, भववणदवदड्ढभवियाणं ॥ २ ॥

સારાંશ-શ્રીજિનેશ્વરદેવોની પ્રતિમાઓ શુભાશુભ ધ્યાનની દૃષ્ટિએ આત્મપરિણામના દર્શન નિમિત્તે એક આદર્શમંડલ-દર્પણ સમાન છે અને સમ્યકૂત્વની શુદ્ધિ કરનાર છે. તેમજ સત્યપ્રભવ-આદિ શુભયોગોની જનની-માતા છે, તેની સાથે સંસારરૂપી વન-દવમાં દગ્ધ થયેલા ભવ્ય આત્માઓના દુરિતોને-પાપકર્મોને દળી નાખનાર છે. એટલાજ માટે તે મહાત્મા તેજ ગ્રંથના તેજ અધિકારમાં પુન: સ્પષ્ટરૂપમાં જણાવે છે કે:-

" आरंभपसत्ताणं, गिहीण छज्जीववहअविरयाणं ।
भवअडवीनिवडियाणं, दव्वत्थओ चेव आलंबो ॥ १ ॥
जिणपूयणं तिसंज्झं, कुणमाणो सोहएइ सम्मत्तं ।
तित्थयरनामगुत्तं, पावइ सेणियनरिंदुव्व ॥ २ ॥
जो पुएइ तिसंज्झं, जिणिंदरायं सया विगयदोसं ।
सो तइयभवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे ॥ ३ ॥
सव्वायरेण य एवं, पुइज्जंतो वि देवनाहेहिं ।
नो होइ पूइओ खलु, जम्हाणंतगुणो भयवं ॥ ४ ॥

સારાંશ—આરંભમાં પ્રસક્ત થયેલા, છકાયજીવના વધથી નહિ બચેલા અને ભવાટવીમાં ભટકતા ગૃહસ્થોને નિશ્ચયપણે દ્રવ્યસ્તવ એ આલંબનભૂત છે. ॥ ૧ ॥ નિરંતર ત્રણેકાલ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરનાર શ્રીશ્રેણિકનરેંદ્રની માફક સમ્યકૂત્વને

શુદ્ધ કરે છે અને તીર્થંકરનામગોત્રને પામે છે. ॥ ૨ ॥ જે દરરોજ ત્રણેકાલ દોષરહિત શ્રીજિનની પૂજા કરે છે તે ત્રીજા ભવમાં અથવા સાતમા આઠમા ભવમાં સિદ્ધિપદને પામે છે. ॥૩॥ એવં સર્વ આદરપૂર્વક ઇંદ્રોએ કરીને પૂજાતા પ્રભુ સંપૂર્ણપણે પૂજી નથી શકાતા કારણકે તે વીતરાગ પરમાત્માના ગુણો અનંતા છે અર્થાત્ એ અનંતગુણી પરમાત્માની પૂજા આપણાથી જેટલી બને તેટલી ઓછીજ છે માટે નિરંતર ત્રણેકાલ તેની પૂજા કરતાજ રહેવું.

ભગવાન્ હરિભદ્રસૂરિજીના તે દેવસ્વરૂપાધિકારમાંથી વાંચકમહાશયોના અવલોકન માટે આ સ્થાને હું કેટલી ગાથાઓ મૂકું, અને તો ઘણુંએ મન થાય છે કે તે આખો અધિકારજ અત્રે સ્થાપન કરી દઉં કારણકે તે સંપૂર્ણ અધિકારના અવલોકનથી વાંચકો ઘણું ઘણું જાણી શકે તેમ છે પરંતુ તેમ કરવા જતાં આ પ્રસ્તુત પુસ્તકમાં અસાધારણ વધારો થઈ જાય, એથીજ તે અધિકારનું અવલોકન કરવાની આત્મહિતૈષી વાંચકમહાશયોને ભલામણ કરી તેજ અધિકારની ખાસ સ્મરણમાં રાખી મૂકવા જેવી બે ગાથાઓ સ્થાપન કરી, હું પ્રસ્તુત મુદ્દાની સમાલોચનામાં આગળ વધીશ.

“ सालंबणझाणाओ, झाणमणालंबणं हविज्ज सया ।
किं बहुणा भणिएणं, सासयसुहकारिणो पूया ॥ १ ॥
सव्व सरीरकट्ठं विहलं उच्छूफलं व जीवाणं ।
जिणपडिमाभत्तिए सुण्णं सहलं पुणो तीए ॥ २ ॥

આ બે ગાથાઓમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજાએ સઘળું સમજાવી દીધું છે. પ્રથમની ગાથામાં તે મહર્ષિ કહે છે કે સદાને માટે અનાલંબનધ્યાનની ઉત્પત્તિ સાલંબનધ્યાનથીજ થાય છે, અર્થાત્ પરમાત્માની પૂજા તો સદાને માટે જરૂરની છે.

કારણકે તે મહાત્મા તેજ ગાથાના ઉત્તરાર્ધમાં ફરમાવે છે કે બહુ કહેવાએ કરીને શું ? કારણકે પરમાત્માની પૂજા એ શાશ્વતસુખને કરનારી છે. છેવટની ગાથામાં મહાત્માશ્રી શ્રીવીતરાગના પ્રવચનનું અને શ્રીજિનશાસનનું રહસ્ય સ્પષ્ટ કરતાં જણાવી દે છે કે—

'શ્રીજિનેશ્વરદેવની મૂર્તિની ભક્તિ વિનાનું સઘળું શારીરિક કષ્ટ ઈક્ષુફળની માફક બીલકુલ ફળવિનાનું છે અને શ્રીજિનેશ્વરદેવની મૂર્તિની ભક્તિનો યોગ થતાંની સાથેજ તે શારીરિક કષ્ટ સઘળું સફળ છે.'

પ્રિયવાંચકગણ ! જે શ્રીજિનશાસનમાં આવો સુંદર સદુપદેશ હિતાર્થ આત્માઓના અંતરમાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવતો હોય તે શ્રીજિનશાસનમાં સાક્ષાત્ તીર્થંકરદેવની હયાતિમાં અને કેવલજ્ઞાની, મન:પર્યવજ્ઞાની, અવાધજ્ઞાની, શ્રુતકેવલી ચતુર્દશપૂર્વધર આદિ અનેક ઉત્તમ મહાત્માઓના સદ્ભાવથી સુરમ્ય બની રહેલા સર્વોત્તમ સમયમાં ઉન્નતિના અર્થિઓ અરિહન્તદેવજેવા ઉપાસ્યની મૂર્તિઓની ઉપાસના ન કરતા હોય એમ માનવાને કયો સહૃદય તૈયાર થઈ શકે તેમ છે ? મને તો ખાત્રી છે કે આટલા ઉપરથીજ વાંચકો મક્કમપણે જાણી શકશે કે પરમાત્માની મૂર્તિની ઉપાસના સનાતનજ છે અને તેની સાથેજ તેના સંરક્ષણ વિગેરે માટે દ્રવ્યની પણ આવશ્યકતા હોવાથી મંગલદ્રવ્ય, નિધિદ્રવ્ય, શાશ્વતદ્રવ્ય કે જિનદ્રવ્યના નામે ઓળખાતું તે દેવદ્રવ્ય પણ તેની સાથેનુંજ છે. તે છતાં પણ બેચરદાસ તે મુદ્દાની ચર્ચામાં પોતાની પંડિતાઇનો કેવો કેવો પાઠ ભજવે છે અને પોતાની બુદ્ધિના કેવા કેવા નમુનાઓ જનતા સમક્ષ રજુ કરે છે, તેનું સમાલોચનાપૂર્ણ અવલોકન કરવાનું જે કામ આપણે શરૂ કર્યું છે તેમાં આગળ વધીએ તો તે કંઈ અનુચિત કે અસ્થાને તો નહિજ લેખાય.

આવી આપણી સુંદરતમ દેવપૂજા અને તદાશ્રિત દેવદ્રવ્યની જાણે હયાતિજ ન હતી અને હોવી પણ ન જોઇએ એમ સમજાવવા માટે બેચરદાસ લખે છે કે:-

" હું હિમ્મતપૂર્વક કહી શકું છઉં કે, મેં સાધુઓ તેમ શ્રાવકોના માટે દેવદર્શનનું વિધાન કોઇ અંગસૂત્રોમાં જોયું નથી,-વાંચ્યું નથી. એટલુંજ નહિ પણ ભગવતી વિગેરે સૂત્રોમાં કેટલાક શ્રાવકોની કથાઓ આવે છે તેમાં તેઓની ચર્યાની પણ નોંધ છે, પરંતુ તેમાં એક પણ શબ્દ એવો જણાતો નથી કે, જે ઉપરથી આપણે આપણી ઉભી કરેલી દેવપૂજાની અને તદાશ્રિત દેવદ્રવ્યની માન્યતાને ટકાવી શકીએ. હું આપણા સમાજના ધુરંધરોને નમ્રતાપૂર્વક વિનંતિ કરૂં છું કે, તેઓ, મને તે વિષયનું એક પણ પ્રમાણ વા પ્રાચીન વિધાન-વિધિવાક્ય બતાવશે તો હું તેઓનો ઘણોજ ઋણી થઇશ. "

મારે બેચરદાસના ઉપરોક્ત ઉલ્લેખની સમાલોચનામાં ઉતરવા પૂર્વે જણાવી દેવું જરૂરનું છે જે શ્રીજિનશાસનમાં રહેનાર પીસ્તાલીસે આગમ એટલે પંચાંગી પ્રમાણ માનવા સાથે દરેકે દરેક પ્રમાણીક આચાર્યની આજ્ઞાને શિરોધાર્ય સમજે છે એટલે તેને માટે સંખ્યાબંધ સૂત્રગ્રન્થ આદિમાં એક નહિ પણ અનેક વિધિવાકયોજ નહિ પરન્તુ મોટા મોટા વિધિવાદો વિદ્યમાન છે અને તે વિધિવાદોથી ઉપરની સઘળી વાતો અપ્રમાણિકજ ઠરેછે.

આપણે શ્રી આચારાંગનામના પ્રથમ અંગસૂત્રમાં સ્પષ્ટ અક્ષરોમાં જોઈ ગયા છીએ કે શ્રીતીર્થંકરદેવોની જન્મભૂમિમાં, નિષ્ક્રમણ-ચરણ-જ્ઞાનોત્પત્તિ અને નિર્વાણભૂમિમાં તેમજ દેવલોકનાં ભવનોમાં, પર્વતો ઉપર તથા નંદીશ્વરદ્વીપાદિકમાં અને પાતાલભવનમાં જે જે શાશ્વતચૈત્યો હોય તેને વંદન કરવાથી તથા શ્રીઅષ્ટાપદજી, ગીરનારજી, ગજાગ્રપાદ, તક્ષશિલા તથા અહિચ્છત્રા અને રથાવર્તમાં યથાયોગ્ય અભિગમન, અભિવંદન,

પૂજન અને ઉત્કીર્ત્તનઆદિ કરવાથી અને આચાર્યાદિકનું ગુણ-વર્ણન કરવાથી, ઋષિઓના નામકીર્ત્તનથી અને ચિરંતન જિન-ચૈત્યોની પૂજા કરવાથી દર્શનશુદ્ધિ—સમ્યક્ત્વશુદ્ધિ થાય છે. શું દર્શનશુદ્ધિના અર્થિઓ માટે શ્રીઆચારાંગનામના પ્રથમ અંગ-સૂત્રનું આ વિધિવાક્ય નહિ તો બીજું શું છે? આથી બીજું કેવું વિધિવાક્ય હોતું હશે? સમ્યક્ત્વની શુદ્ધિના અર્થિઓ માટે એ સ્પષ્ટ વિધિવાદજ છે તે છતાં એકપણ અંગસૂત્રમાં સા-ધુઓ તેમ શ્રાવકો માટે દેવદર્શન કે દેવપૂજનનું વિધાન નથી એમ કહેવા નીકળવાની હિમ્મત બતાવવા બહાર આવવું એના જેવી બીજી અજ્ઞાનતા કઇ હોતી હશે?

વાંચકગણને એ પણ યાદ હશે કે પ્રશ્નવ્યાકરણનામના દશમા અંગસૂત્રના ઉલ્લેખમાં આપણે એ પણ જોઈ આવ્યા છીએ કે ‘ નિર્જરાનો અર્થિ અત્યંત બાળની, શક્તિહીનની, રોગીની, વૃદ્ધની, માસક્ષમણઆદિ કરનાર ક્ષપકની, પ્રવર્ત્તકની, આચાર્યની, ઉપાધ્યાયની, નવદીક્ષિતશિષ્યની, સાધર્મિકની, તપસ્વીની, ચાંદ્રાદિકકુલની, કોટિકાદિક ગણની, ચતુર્વિધસં-ઘની અને શ્રીજિનપ્રતિમાની માનાદિકની અભિલાષા વિના અનેક પ્રકારે વૈયાવચ્ચ કરે. શું નિર્જરાના અર્થિ માટે આ વિ-ધિવાદ નથી એમ કોઈપણ સારગ્રાહી આત્મા કહી શકે તેમ છે? દરેક દરેક નિર્જરાર્થી કબુલ કરશે કે અમારા માટે આ ચોખ્ખો વિધિવાદ છે.

વાંચકવર્ગને એ પણ સ્મૃતિપથમાં હશે કે પૂજ્યપાદ શ્રીમદ્-વિજયાનંદસૂરીશ્વરજી (ઉર્ફે આત્મારામજી) મહારાજા કે-જેઓને બેચરદાસ પણ ‘ પરમપૂજ્ય, જંગમતીર્થસ્વરૂપ, આ વીસમી સદીના સમર્થ ઉદ્ધારક અને ત્રણેકાલને માટે ભાવાચાર્ય ’ ત-રીકે સ્વીકારે છે-તેઓશ્રીએ પણ પોતાના સમ્યક્ત્વશલ્યોદ્ધાર-નામના ગ્રંથરત્નમાં લખ્યું છે કે:—

" सैंकडो ठिकाने जिनप्रतिमाकी पूजा करनेका तथा जिनमंदिर बनवाने वगैराका खुलासा अधिकार है और सर्वसूत्र देखके सामान्यपणे विचार करनेसे भी माळुम होता है कि चौथे आरेमें जितने मंदिर थे उतने आजकल नहीं हैं क्योकि सूत्रोमें जहां जहां श्रावकोंका अधिकार है वहां वहां "ण्हाया कयबलिकम्मा" अर्थात् स्नान करके देवपूजा करी ऐसा प्रत्यक्ष पाठ है इससे सर्व श्रावकोंके घरमें जिनमंदिर थे और वे निरंतर पूजा करते थे ऐसे सिद्ध होता है. "

આ પાઠ કેટલાક વધારા સાથે પ્રથમ હું લખી ચુકયો છું. શું આ ઉલ્લેખથી એ સ્ફુટ નથી થતું કે દરેકે દરેક સૂત્રમાં જ્યાં જ્યાં શ્રાવકોના અધિકાર આવે છે ત્યાં ત્યાં શ્રાવકોના આચારમાં દેવપૂજાને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે? આવા આવા સ્પષ્ટ ઉલ્લેખો ખાસ અંગસૂત્રોમાં મોજુદ છતાં એમ લખી નાખવું કે' ભગવતી વિગેરે સૂત્રોમાં કેટલાક શ્રાવકોની કથાઓ આવે છે તેમાં તેઓની ચર્યાની પણ નોંધ છે, પરંતુ તેમાં એક પણ શબ્દ એવો નથી કે, જે ઉપરથી આપણે આપણી ઉભી કરેલી દેવપૂજનની અને તદાશ્રિત દેવદ્રવ્યની માન્યતાને ટકાવી શકીએ ' એ શું બેચરદાસની અસત્યપ્રિયતાને આભારી નથી? પૂજ્ય મહારાજશ્રીના કહેવા પ્રમાણે સૂત્રગ્રંથોમાંશ્રાવકોની ચર્યાની નોંધ લેતાં તેના આચારમાં દેવપૂજાને કેવી રીતિએ સ્થાન આપવામાં આવ્યું છે એ વાત માત્ર આપણે શ્રીભગવતીજીનાઅના પાંચમા અંગસૂત્રના એકજ ઉલ્લેખ ઉપરથી જોઈ લઇએ. તે સૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં તુંગીયા નગરીના શ્રાવકોના અધિકારમાં લખ્યું છે કેઃ—

" जेणेव सयाइं सयाइं गेहाइं तेणेव उवागच्छइ उवागच्छित्ता ण्हाया कयबलिकम्मा "

ભાવાર્થ—તે શ્રાવકો જ્યાં પોતપોતાનાં ઘરો હતાં ત્યાં આવ્યા અને સ્નાન કરીને પરમાત્માની પૂજા કરી.

શું આ ઉલ્લેખો વિધિવાદથી કોઇપણ રીતિએ ઉતરતા છે? શ્રાવકોના અધિકારમાં આવી રીતના દેવપૂજાના આચારને સ્પષ્ટરૂપે જણાવવા છતાં જેના દેખવામાં ન આવે તે દુર્ભાગી આત્માની દયા લાવવા વિના અને તેવા કલીષ્ટકર્મરોગથી રીબાતા રંક પ્રાણી ઉપર કરૂણા ચિંતવવા વિના બીજું આપણે શું કરી શકીએ તેમ છીએ?

આપણે ચોક્કસ કરી ચુક્યા કે દેવદર્શન અને દેવપૂજનનું વિધાન અંગસૂત્રોમાં મોજુદ છે અને ભગવતી વિગેરે અંગસૂત્રોમાં આવતા શ્રાવકોના અધિકારમાં દેવપૂજાનો સ્પષ્ટ ઉલ્લેખ છે એટલે આપણી ચાલી આવતી અનાદિની દેવપૂજા અને તદાશ્રિત આપણી દેવદ્રવ્યની માન્યતાને કોઇજ ફેરવી શકે તેમ નથી અર્થાત્ આપણા સત્યને કદીજ આંચ આવવાની નથી એટલે એ બાબતમાં આપણે સર્વથા નિશ્ચિન્તજ છીએ.

હવે બેચરદાસ દેવદર્શન અને દેવપૂજન માટે પ્રમાણ અને પ્રાચીન વિધાન માગે છે અને તેના બદલામાં ઋણી થવાનું જણાવે છે. આપણે પ્રમાણો તો એકને બદલે અનેક આપી ચુકયા છીએ એટલે હવે તે ઋણી થાઓ યા ન થાઓ તેની તો આપણને કંઇજ દરકાર નથી છતાં પણ પ્રથમ અનેક વિધિવાકયો બતાવ્યાં છે અને સાથે બીજાં પણ એક બે બતાવી દઇએ તો ઠીક. આપણને તો બતાવવામાં અને જોવામાં એકાંતે લાભજ છે કારણકે આપણો આત્મા તો મનોહર સૂત્રવાકયો અને ઉપદેશકવાકયોના અવલોકનથી અપૂર્વ આનંદનો અનુભવ કરે છે પરંતુ તે બિચારા આત્માને તો આપણે બતાવેલાં એ પ્રમાણો અને વિધિવાકયોથી ત્યારેજ લાભ થાય કે જ્યારે તેનો આત્મા દુરા-

ગ્રહના ફંદમાંથી છુટી, અસત્યની ઉપાસનાનો પરિત્યાગ કરી અને શરૂ કરેલો પાપવ્યાપાર પડતો મૂકી સદ્ગુરૂઓની સેવામાં રહી શાસ્ત્રોના રહસ્યને સમજીને આત્મશ્રેયની સાધનામાં ઉદ્યમશીલ થાય. અન્યથા તે બિચારાની તો બુરીજ દશા છે કે જે દશાનું વર્ણનપણ કરૂણા ઉત્પન્ન કરે એવું છે.

શ્રીમહાકલ્પસૂત્રમાં શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામી પોતાના પ્રથમ ગણધર શ્રીગૌતમસ્વામીજીને પ્રશ્નનો ઉત્તર આપતાં જણાવે છે કે:—

“ से भयवं ! तहारूवं समणं वा माहणं वा चेइयघरे गच्छेज्जा? हंता गोयमा ! दिणे दिणे गच्छेज्जा । से भयवं ! जत्थ दिणे ण गच्छेज्जा तओ किं पायच्छित्तं हवेज्जा ? गोयमा ! पमायं पडुच्च तहारुवं समणं वा माहणं वा जो जिणघरं न गच्छेज्जा तओ छट्ठं अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा । से भयवं ! समणोवासगस्स पोसहसालाए पोसहिए पोसहबंभयारी किं जिणहरं गच्छेज्जा ? हंता गोयमा ! गच्छेज्जा । से भयवं ? केणट्ठेणं गच्छेज्जा ? गोयमा ! णाणदंसणचरणट्ठयाए गच्छेज्जा । जे केइ पोसहसालाए पोसहबंभयारी जओ जिणहरे न गच्छेज्जा तओ किं पायच्छित्तं हवेज्जा ? गोयमा ! जहा साहू तहा भाणियव्वं छट्ठं अहवा दुवालसमं पायच्छित्तं हवेज्जा ।”

ભાવાર્થ—હે ભગવન્! તેવા પ્રકારનો શ્રમણતપસ્વી જિનમંદિરે જાય? હે ગૌતમ! દરરોજ જાય. હે ભગવન્! જે દિવસે ન જાય તે દિવસે પ્રાયશ્ચિત શું આવે? હે ગૌતમ! પ્રમાદના વશથી તેવા પ્રકારનો શ્રમણતપસ્વી જો જિનમંદિર ન જાય તો બે અગર પાંચ ઉપવાસનું પ્રાયશ્ચિત આવે. હે ભગવન્! પૌષધશાલામાં પોષધ કરીને રહેલા શ્રાવક શું જિનમંદિ-

રે જાય? હે ગૌતમ! હા જાય. હે ભગવન્! શા માટે જાય? હે ગૌતમ! જ્ઞાન, દર્શન અને ચારિત્રના અર્થે જાય. પૌષધ-શાલામાં પૌષધ કરીને રહેલા શ્રાવકો જિનમંદિર ન જાય તો શું પ્રાયશ્ચિત આવે? હે ગૌતમ! જેવી રીતિએ સાધુને પ્રાયશ્ચિત આવે તેવીજ રીતિએ શ્રાવકને પણ અર્થાત્ પૌષધમાં રહેલા શ્રાવકને પણ જો જિનમંદિર ન જાય તો બે અથવા પાંચ ઉપવાસનું પ્રાયશ્ચિત આવે.

આથી કેવું વિધિવાકય જોઇએ છે? સાધુ યા પૌષધધારી શ્રાવક પ્રમાદવશ દર્શનાર્થે શ્રીજિનમંદિર ન જાય તો બે અથવા પાંચ ઉપવાસનું પ્રાયશ્ચિત. વાત પણ સાચી છે કારણ કે પરમાત્માના દર્શનમાં પ્રમાદ એટલે શું? એ કાંઈ જેવો તેવો દોષ નથી. એ કાંઇ જેવી તેવી આત્મહિતની બેદરકારી નથી. જે આત્માને પરમાત્માના દર્શનનું પણ વિસ્મરણ થઇ જાય તે પોતાના જ્ઞાન દર્શન અને ચારિત્રની રક્ષા કરીજ કેવી રીતિએ શકે? પરમાત્માની મૂર્તિના દર્શનથી આત્મા જાગૃત થાય છે, પોતાના ગુણો સ્મૃતિપથમાં ઉપસ્થિત થાય છે, હૃદયમાં તેના રહસ્યનું અપૂર્વ ઝાંખી થાય છે અને તેમ થવા પછીજ તેને મેળવવાનો ઉત્કટ અભિલાષાનો ઉદ્ભવ થાય છે. તે અભિલાષાના ઉદ્ભવ થવાથી પૌદ્ગલિક પ્રેમનો પ્રલય થવા માંડે છે અને એ વસ્તુમાત્રનું સત્યસ્વરૂપ સમજાય છે, એનાજ પ્રભાવે સમ્યક્ત્વ શુદ્ધ થાય છે. જ્ઞાન અને ચારિત્ર પ્રત્યે અપૂર્વ પ્રેમ જાગૃત થાય છે અને પારિણામ એ આવે છે કે આત્મા માત્ર સ્વપરના હિતમાંજ મસ્ત બની જાય છે. આ સઘળાનું નિમિત્ત પરમાત્માની મૂર્તિનું દર્શન છે, એની બેદરકારી માટે પ્રાયશ્ચિત કેમ ન હોય? હોવુંજ જોઇએ.

આ તો થઈ સાધુ અને પૌષધધારી શ્રાવકની વાત, પરંતુ

પૌષધવિનાના શ્રાવક માટે દર્શન કે પૂજાનું વિધાન ક્યાં છે? એના ઉત્તરમાં એટલુંજ કહેવાનું છે કે તેજ શ્રીમહાકલ્પસૂત્રમાંથી મૂકવામાં આવતો નીચેનો ઉલ્લેખ ધ્યાનપૂર્વક વાંચો:—

" तेणं कालेण तेणं समएण जाव तुंगीयानयरीए बहवे सम-णोवासगा परिवसंति, सखे सयए सियप्पवाले रिसीदत्ते दमगे सुक्खली निबद्धे सुप्पइट्ठे भाणुदत्ते सोमिले नरवम्मे आणंदकामदे-वाइणो अन्नत्थगामे परिवसंति अड्ढा दित्ता विच्छिन्नविपुलवाहणा जाव लद्धट्ठा गहियट्ठा चाउद्दसट्ठमुदिट्ठपुण्णमासिणीसुपडिपुण्ण पो-सहं पालेमाणा निग्गंथाण निग्गंथिण य फासु एसणिज्जं असणादि ४ पडिलाभेमाणा चेइयालयेसु तिसंज्झं चंदणपुप्फधूववत्थाइहिं अ-च्चणं कुणमाणा जाव जिणहरे विहरंति से तेणट्ठेणं हे गोयमा ! जो जिणपडिमं पूएइ सो नरो सम्मदिट्ठी जाणियव्वो जो जिणपडिमं न पूएइ सो मिच्छादिट्ठी जाणियव्वो मिच्छदिट्ठिस्स नाणं न हवइ चरणं न हवइ मुक्खं न हवइ सम्मदिट्ठिस्स नाणं चरणं मुक्खं च हवइ से तेणट्ठेणं गोयमा ! सम्मदिट्ठिसड्ढेहिं जिणपडिमाणं सुगंध-पुप्फचंदणविलेवणेहिं पूया कायव्वा ॥ "

ભાવાર્થ—શ્રમણ ભગવાન મહાવીરસ્વામીજી પોતાના પ્રથમ ગણધરને કહે છે કે હે ગૌતમ! તે કાલ અને તે સમયને વિષે તુંગીયાનગરીમાં ઘણા શ્રાવકો વસે છે અને શંખ, શતક, સિયપ્પવાલ, ઋષિદત્ત, દમક, પુષ્કલી, નિબદ્ધ, સુપ્રતિષ્ઠ, ભાનુદત્ત, સોમિલ, નરવર્મ અને આણંદકામદેવ આદિ શ્રાવકો અન્યગ્રામોમાં વસે છે. તેઓ ઘણા આઢય, દીપ્ત અને વિસ્તીર્ણ તેમજ વિપુલવાહનવાળા છે. યાવત્ તેઓ લબ્ધાર્થ અને ગૃહી-

ત્તાર્થ એટલે સૂત્રોના રહસ્યને સમજનારા હોવાથી ચતુર્દશી, અષ્ટમી અને પૂર્ણિમાએ સુપ્રતિપૂર્ણ પૌષધનું પાલન કરતા, નિર્ગ્રંથો-સાધુઓ અને નિર્ગ્રંથીઓ-સાધ્વીઓને પ્રાસુક અને એષણીય અશન-ભોજન પાણી વિગેરેથી પ્રતિલાભિત કરતા અને ત્રણે કાલ જિનમંદિરોમાં ચંદન, પુષ્પ, ધુપ અને વસ્ત્રાદિકથી અર્ચન-પૂજન કરતા થકા જિનઘરમાં વિચરે છે. તો હે ગૌતમ! જે મનુષ્ય શ્રીજિનપ્રતિમાની પૂજા કરે તેને સમ્યગ્દૃષ્ટિ જાણવો અને જે શ્રીજિનપ્રતિમાની પૂજા ન કરે તેને મિથ્યાદૃષ્ટિ જાણવો. મિથ્યાદૃષ્ટિને જ્ઞાન ન હોય, ચારિત્ર ન હોય અને મોક્ષ પણ ન હોય અને સમ્યગ્દૃષ્ટિને જ્ઞાન, ચારિત્ર અને મુક્તિ હોય છે. માટે હે ગૌતમ! સમ્યગ્દૃષ્ટિ શ્રાવકોએ સુગંધ, પુષ્પ, ચંદન અને વિલેપને કરીને શ્રીજિનપ્રતિમાની પૂજા કરવી જોઇએ.

ઉપરોક્ત શ્રીમહાકલ્પસૂત્રના ઉલ્લેખથી એ વાત સ્પષ્ટ થાય છે કે સમ્યગ્દૃષ્ટિ આત્માઓએ જરૂર શ્રીજિનમૂર્તિની ઉપાસના કરવીજ જોઇએ અને એ શબ્દો ખુદ પરમાત્મા શ્રીમહાવીરદેવના છે. આથી એ વસ્તુસ્થિતિ સિદ્ધ થાય છે કે શ્રીજિનમૂર્તિની ઉપાસ્યતા સદાની છે અને શ્રીતીર્થંકરદેવોએ ઉપદેશેલી છે. આમ છતાં પણ મૂર્તિ અને મૂર્તિપૂજા થોડા કાલની છે અને તે બનાવટી છે વિગેરે વિગેરે કહી તેનું ઉત્થાપન કરવાની બનતી કોશીષ કરી લીધા બાદ ગમે તે કારણે પોતાનો બચાવ કરવા માટે બેચરદાસ જણાવે છે કે હું મૂર્તિવાદનો વિરોધિ નથી, પરંતુ તેમની આ વાતને કોણ માની શકે તેમ છે? વિરોધ તો જેના શબ્દે શબ્દમાં તરવરી રહ્યો છે અને વિરોધ બતાવવા ખાતર તો જેણે આખા જૈનસાહિત્યને અને તેના રચયિતા મહાપુરૂષોને ખુબ જોરશોરથી નિંદ્યા છે તે આદમી કહેવા માંડે કે હું વિરોધિ નથી તો એ વાતને માનવા કોણ તૈયાર થાય? અર્થાત્ કોઈજ ન થાય એ તો નિશ્ચિતજ છે.

આટલા આટલા ઉલ્લેખો મૂર્તિ અને તેની ઉપાસનાને સનાતન સાબીત કરવા મોજુદ છતાં બેચરદાસ વારંવાર લખવાને નથી ચુકતા કે 'મૂતિવાદ વર્ધમાને કહ્યો નથી અને અંગસૂત્રોમાં તેનું નામનિશાન પણ નથી' શું આ તેમનો ઝેરી દુરાગ્રહ નથી? દુરાગ્રહનોજ એ પ્રતાપ છે કે સાક્ષાત્ શ્રમણ ભગવાન્ મહાવીરદેવે કહેલા અને ખાસ અંગસૂત્રોમાં નોંધાયેલા અક્ષરો વિદ્યમાન છતાં તેવું બૂમરાણ તેઓએ કરી મૂક્યું છે. આશ્ચર્યની બીના તો એ છે કે તેઓ પોતાને એક સારા વિચારક અને વિદ્વાન્ તરીકે બતાવવા માટે વર્ત્તમાનના સઘળા ઉપદેશકોને એકાંતવાદી ઠરાવે છે અને પોતાને સ્યાદ્વાદી તરીકે ઓળખાવે છે. દુનિયામાં સ્યાદ્વાદના સિદ્ધાન્તને સુસ્થિત કરનાર અને અલૌકિક મહાત્માઓની ઘૃણાભરી અવજ્ઞા કરનાર જો સ્યાદ્વાદસિદ્ધાન્તને સમજી શકતો હોત તો પછી આ દુનિયામાં સદ્વિચાર કે સદાચારની પણ આવશ્યકતાજ શી હતી? જે વ્યક્તિએ સ્યાદ્વાદસિદ્ધાન્તની ગંધ પણ લીધી હોય તે તો બેચરદાસે કર્યું છે તેવું કનિષ્ટ કર્મ કરવાને પ્રાણાન્તે પણ તૈયાર ન થાય.

ધર્મપ્રેમીઓએ ચોક્કસ માની રાખવું જોઇએ કે પરમાત્મા શ્રીમહાવીરદેવનો સિદ્ધાન્ત એમ નથી કહેતો કે સમ્યગ્દૃષ્ટિઓ પોતાના હિતકર કાર્યને કરે તો પણ ચાલે અને ન કરે તો પણ ચાલે. તે તો કહે છે કે જે ભૂમિકા માટે જે જે ક્રિયાઓ કરણીય છે તેને અવશ્ય-નિયમિત રીતિએ અને અપ્રમત્તપણે કરતોજ રહે કારણ કે એમાંજ એનું શ્રેય છે. જ્યાંસુધી અનાવલંબન ધ્યાન કરવાની શક્તિ પ્રાપ્ત ન થાય અર્થાત્ પ્રમાદનો પરિત્યાગ ન થઈ જાય ત્યાં સુધી ચાહે તો તે સાધુ હોય કે શ્રાવક હોય તેણે પોતાનાં વિહિત અનુષ્ઠાનો વિધિપૂર્વક કરવામાં કદીપણ પ્રમાદ ન સેવવો જોઇએ અને જો પ્રમાદ સેવે તો પરમાત્મા શ્રીમહાવીરદેવ કહે છે કે તે પ્રાયશ્ચિતનો ભાગી બને. અને એ વાતનો નિ-

શ્રય આપણે હમણાંજ શ્રીમહાકલ્પસૂત્રના આધારે કરી ચૂક્યા છીએ એટલે બેચરદાસના કહેવા પ્રમાણે મરજી મુજબ યથેચ્છપણે સ્વચ્છંદતાથી વર્તવાની છુટ શ્રીસ્યાદ્વાદસિદ્ધાન્ત નથી આપતો. મરજી મુજબ, યથેચ્છપણે અને સ્વચ્છંદતાથી વર્ત્તન કરનારને તો તે સિદ્ધાન્ત મિથ્યાદૃષ્ટિ તરીકે ઓળખાવે છે. તે સિદ્ધાન્તમાં તો એવો સદ્ભાવ ભરેલો છે કે તેનો ઉપાસક પોતે જે ભૂમિકા-ઉપર સ્થિત છે તે ભૂમિકાને અનુરૂપ સઘળી ક્રિયાઓ શાસ્ત્રીય-આજ્ઞાને દષ્ટિસમક્ષ રાખીને કરવામાં કદીજ પાછો નથી પડતો. શ્રીઆણંદ અને શ્રીકામદેવઆદિ જેવા મહાશ્રાવકો નિરંતર ત્રિકાલપૂજા વિગેરે પોતાની ભૂમિકાને અનુરૂપ ક્રિયાઓ કરવામાં કદીજ ચુક નહોતા કરતા. મહારાજા કુમારપાલ જેવા રાજ્યગા-દીના સ્વામી છતાં પોતાના શ્રાવકપણાને છાજતાં અનુષ્ઠાનો જેવાં કે ત્રિકાલજિનપૂજા, ઉભયકાલ આવશ્યક, ગુરૂવંદન વિગેરે કર-વામાં કદી બેદરકારીનું સેવન નહોતા કરતા, એ વાત વર્ત્તમાન જૈનસાહિત્ય સ્પષ્ટપણે જાહેર કરી રહેલ છે. આથી સ્પષ્ટ છે કે ઉન્નતિના અર્થિએ અવશ્ય અનુષ્ઠેય અનુષ્ઠાનોની આરાધના તરફ ઉપેક્ષા ન કરવી જોઇએ.

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા કહે છે કે સમ્યક્ત્વ તેને હોય કે જે મિથ્યાત્વનો પરિત્યાગ કરીને શ્રીજિનપ્રતિમા અને સાધુની પૂજા કરવા સાથે આઠ પ્રકારના આચારનું પાલન કરે તથાહિ—

" अवउज्झियमिच्छत्तो, जिणचेइयसाहुपूयणुज्जुत्तो ।
आयारमट्ठमेयं जो पालइ तस्स सम्मत्तं ॥ १ ॥

જે મિથ્યાત્વનો પરિત્યાગ કરવા પૂર્વક જિનચૈત્ય અને સા-ધુની પૂજામાં ઉદ્યુક્ત થયો થકો આઠ પ્રકારના આચારનું પાલન કરે તેને સમ્યક્ત્વ હોય.

પ્રિય વાંચકગણ! કહો કે હવે મૂર્તિપૂજાની સનાતનસિદ્ધિ માટે પ્રમાણોની શ્રીવીતરાગપ્રવચનમાં કોઈપણ જાતની ખામી છે? સારૂં જૈનસાહિત્ય આવા આવા ઉલ્લેખોથી ખીચોખીચ ભરેલું છે છતાં જે વ્યક્તિને મૂર્તિપૂજાની ખાત્રી કરવા માટે એકપણ પ્રમાણ દૃષ્ટિગોચર ન થાય તે વ્યક્તિની દૃષ્ટિ કેવી મલિન હોવી જોઇએ? એનો ખ્યાલ આપ પોતેજ કરી શકો તેમ છો એટલે તે માટે મારે પોતાને કોઇપણ જાતની મહેનત કરવાની જરૂર નથી. આટલી બધી મલિનતાથી ભરેલો આત્મા સત્યને નજ જોઇ શકે એ વાતમાં કાંઇ આશ્ચર્ય નથી. મિથ્યાત્વની મલિનતા સદ્ગુણમાત્રનો વિલય કરવાની શક્તિ ધરાવે છે. મિથ્યાત્વ દેખતાને અંધ કરવાની શક્તિ પોતામાં રાખે છે. મિથ્યાત્વરૂપ મલિનતાનો સ્વભાવજ એ છે કે તેના આશ્રિતને સત્યનો પરિત્યાગ કરાવી અસત્યનો ઉપાસક બનાવે અર્થાત્ સત્યને તો તેના દૃષ્ટિપથમાંજ ન આવવા દે. માટેજ શાસ્ત્રકારો કહે છે કે દ્વાદશાંગીમાં રહેલું સમ્યગ્જ્ઞાન પણ મિથ્યાદૃષ્ટિઓને મિથ્યારૂપેજ પરિણમે છે માટે બિચારા બેચરદાસને આપણું સુવિશુદ્ધ સાહિત્યપણ વિકારમય જણાયું એમાં કંઇપણ આશ્ચર્ય પામવા જેવું નથી. માત્ર આપણે તો એટલુંજ કરવાનું છે કે તે વિકારવાસનાને બેચરદાસની પાસેજ રાખી મૂકીને આપણે તો આપણા ઉપકરી પુરૂષોની અને આપણાં અનુપમ શાસ્ત્રોની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી તેમના વચનાનુસાર આપણા વિચાર, વાણી અને વર્ત્તનને બનાવી આપણા નિષ્કંટક કલ્યાણપંથે પ્રયાણ કરેજ જવું. એમાં યત્કિંચિત્ પણ પ્રમાદનો પ્રવેશ ન થવા દેવો એમાંજ શ્રેય: છે.

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા સંબોધપ્રકરણમાં શ્રાવકના અધિકારમાં જણાવે છે કે શ્રાવક શ્રીજિનેશ્વરદેવની આજ્ઞા માન્ય કરે, મિથ્યાત્વનો પરિહાર કરે, સમ્યક્ત્વને ધારણ કરે, દર-

રોજ છ પ્રકારના આવશ્યકમાં ઉધુક્ત રહે, પર્વદિવસોમાં પૌષધ-વ્રતનો સ્વીકાર કરે, દાન શીલ તપ અને ભાવની ઉપાસના કરે, સ્વાધ્યાય-જ્ઞાનાભ્યાસ કરે, પરોપકારપરાયણ રહે, યતનાપૂર્વક વર્ત્તન કરે, જિનપૂજા, જિનસ્તવન, ગુરૂસ્તુતિ, સાધર્મિકવાત્સલ્ય, વ્યવહારશુદ્ધપ્રવૃત્તિ, રથયાત્રા, તીર્થયાત્રા, સંઘનું બહુમાન, પુસ્તકલેખન, તીર્થની પ્રભાવના, શ્રીજિનશાસનઉપર પ્રેમ અને નિરંતર સદ્દગુરૂઓનો વિનય કરવામાં તત્પર રહે.

આવા ઉત્તમ જીવનને ગુજારનાર આત્માના પવિત્ર આચારમાં, પવિત્ર વિચારમાં, પવિત્ર જીવનમાં, વિશુદ્ધ નીતિમાં અને અખંડિત પ્રામાણિકતામાં આશંકા કોણ ઉઠાવી શકે તેમ છે? સંસારમાં જે અનાસક્ત ભાવે વર્તતો હોય અને સંયમભાવનાથી જેનું અંતર ઉન્નતસ્થિતિ ઉપર આરૂઢ થઇ રહ્યું હોય તે આત્મામાં સદ્દગુણોનોજ વાસ હોય એમાં આશ્ચર્યજ શું છે? ઉપર હરિભદ્રસૂરિજી મહારાજાએ વર્ણન કરેલી કાર્યશ્રેણીજ એવી છે કે તેને વર્તનમાં મૂકનાર પોતાના જીવનને સર્વોત્તમ બનાવી શકે તેમ છે, માટે મારી દરેકે દરેક વાચકને ભલામણ છે કે આ ઉત્તમ કાર્યશ્રેણીના રહસ્યને સમજવા અને આચારમાં ઉતારવા અહર્નિશ ઉદ્યમશીલ રહેવું.

સનાતનમૂર્તિપૂજાની જડ ઉખેડવા માટે આટલા આટલા અનુચિત પ્રયાસનું સેવન કરવા છતાં હજુ પણ બેચરદાસને સંતોષ નથી થયો, તેથી તે જણાવે છે કે ' મૂર્તિવાદસંબંધે પ્રસંગવશે મારા વિશેષ વિચારો પણ હું જણાવીશ. ' અસ્તુ આપણે પણ તે અવસરે અવસરોચિત કરવાની અભિલાષા અભિવ્યક્ત કરી આગળ ચાલીએ.

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીજિનનીમૂર્તિઓ અને તેને યોગ્ય પ્રભાવશાલિ પ્રાસાદો અને તેની ઉપાસનાને લગતાં એક નહિ

પણ અનેક પુરાતન ઐતિહાસિકપ્રમાણો અને ખાસ સૂત્રગ્રંથોમાં અનેક વિધિવાક્યો વિદ્યમાન હોવાથી તેની સનાતનતા સુનિશ્ચિતજ થયેલી છે. તો પછી તેને અવલંબેલા દેવદ્રવ્યને સિદ્ધ કરનારા ઉલ્લેખો સ્થળે સ્થળે મળે એમાં આશ્ચર્યજ શું છે? પરમાત્માની મૂર્તિપૂજા પરમાત્માએ ઉપદેશેલી છે એટલે સૂત્રગ્રંથોમાં પણ વિહિત કરેલી છે તો પછી દેવદ્રવ્યને પણ તેવાજ પ્રકારનું માનવામાં કે કહેવામાં કોઇપણ જાતનો બાધકજ નથી. દેવદ્રવ્ય અનાદિનું અને શાસ્ત્રસિદ્ધ છે, તો પછી દરેક શાસ્ત્રાનુસાર સૂરીશ્વરો અને પંન્યાસપ્રવરો તેમજ સઘળા સુવિહિત મુનિવરો તે દેવદ્રવ્યને અનાદિનું અને શાસ્ત્રસિદ્ધ કહે છે એમાં બેચરદાસને શું દુઃખ થઈ જાય છે? બેચરદાસને દુઃખ થાવ યા ન થાવ પરંતુ સત્યપ્રકાશક સૂરીશ્વરઆદિ ધર્મરસિક આત્માઓની ફરજ છે કે શાસ્ત્રાનુસારિ સદુપદેશને વિશ્વવ્યાપી બનાવવો. એ તો નિયમજ છે કે જ્યારે સૂર્યના ઉદયથી સઘળા આનંદિત થાય ત્યારે ઘુવડ અને તેની ટોળીમાં ભળી શકે તેવા બીજાઓ પણ આંખો મીંચે અને ખુણામાં પેસી જેમ તેમ ગુજારો ચલાવે તથા મનમાં બળી મરે, તેમાં પ્રખરપ્રતાપી સૂર્યનો શો દોષ? પ્રકાશકપદાર્થનો તો સ્વભાવજ છે કે પ્રકાશજ કરે અને તેથી અંધકારપ્રિયો અકળાય તેમાં પ્રકાશકને કંઇજ લેવા દેવા નથી, માટે સત્યના ઉપાસકોની ફરજ છે કે બેચરદાસ અને તેના અનુયાયિઓની અકળાવવાની ચિંતા ન કરતાં જાહેર કરેજ જવું કે પરમાત્માની પૂજા અને તદુપયોગી જિનદ્રવ્ય શ્રીજિનશાસનની સાથેનું સાથેજ છે અને સાથેને સાથેજ રહેવાનું. તેના સહયોગને શિથિલ કરવાની પણ તાકાત ધરાવનાર કોઇજ નથી, કારણકે તે કાર્ય દરેકે દરેકની શક્તિથી બહારનું છે માટે તેના દ્વેષીએ પણ તેમ કરવાનું સાહસ કરી નાહકમાં જીંદગીને બરબાદ કરવા માટે પ્રયત્નશીલ ન થવું કારણકે તે પ્રયત્નશીલતાના પરિણામમાં જીંદગીની બર-

આદી શિવાય કંઈપણ પ્રાપ્તિ નથી અને તે બરબાદી પણ એવી બૂરી છે કે જે ચિરકાલ સુધી તેના આત્માને રીબાવ્યાજ કરશે.

અનેક સ્થાનમાં દેવદ્રવ્યને સાબીત કરનારાં પ્રમાણો મોજુદ છતાં બેચરદાસનો 'નથી-નથી' એવો પોકાર કોણ સાંભળે તેમ છે? ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજાએ દેવદ્રવ્યના સંબંધમાં ઘણુંજ સમર્થન કર્યું છે એ તો બેચરદાસે પણ કબુલજ કર્યું છે. કારણકે હરિભદ્રસૂરિજી મહારાજાએ શ્રીસંબોધપ્રકરણમાં સ્પષ્ટપણે જાહેર કર્યું છે કેઃ—

" जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
वुड्ढंतो जिणदव्वं, तित्थयरत्तं लहइ जीवो ॥ ९७ ॥
जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
रक्खंतो जिणदव्वं, परित्तसंसारिओ भणिओ ॥ ९८ ॥
जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
जिणधणमुविक्खमाणो, दुल्लहबोहिं कुणइ जीवो ॥ ९९ ॥
जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
भक्खंतो जिणदव्वं, अणंतसंसारिओ भणिओ ॥ १०० ॥
जिणपवयणवुड्ढिकरं, पभावगं नाणदंसणगुणाणं ।
दोहंतो जिणदव्वं, दोहिच्चं दुग्गयं लहइ ॥ १०१ ॥

અર્થાત્—શ્રીજિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને સમ્યગ્જ્ઞાન અને દર્શનઆદિ ગુણોની પ્રભાવના કરનાર એવા જિનદ્રવ્યને વધારતો જીવ, તીર્થંકરપણાને પામે છે અને સાચવતો જીવ, અલ્પસંસારી થાય છે અને ઉપેક્ષા કરતો જીવ દુર્લભબોધિ થાય છે તથા ભક્ષણ કરતો અનંતસંસારી થાય છે અને દ્રોહ કરનારો જીવ દુર્ગતિ પામે છે.

આવું અનુપમ દેવદ્રવ્ય ધર્મપ્રેમી આચાર્યોને અને ધર્મપ્રેમી નગરશેઠઆદિ સુશ્રાવકસમુદાયને પ્રિય હોય અને તેની વૃદ્ધિ તથા રક્ષા માટે તેઓ પરિશ્રમ કરતા હોય તેમજ તે દ્રવ્યનું ભક્ષણ અને ઉપેક્ષા તેમજ તે દ્રવ્યનો દ્રોહ કરનારાઓને ઉચિત શાસન પણ કરતા હોય એમાં નવીનતા શું છે ?

આચાર્યઆદિ મુનિગણની અને સુશ્રાવકસમુદાયની ફરજ છે કે શ્રીજિનપ્રવચનની વૃદ્ધિ અને સમ્યગ્દર્શન જ્ઞાનાદિ ગુણોની પ્રભાવના કરનાર શ્રીજિનદ્રવ્યની વૃદ્ધિ અને રક્ષા કરવામાં નિરંતર સજજ રહેવું. અને તે દ્રવ્યની ઉપેક્ષા કરનારાઓ, તે દ્રવ્યના ભક્ષણ કરનારાઓ અને તે દ્રવ્યના દ્રોહીઓની પૂરતી ખબર લેવી, અન્યથા તે શાસનશત્રુઓ પોતાની જીંદગીને બરબાદ કરવા સાથે બીજા પણ કેટલાક ભદ્રીક આત્માઓની બરબાદી કર્યા સિવાય રહેવાના નથી. હું તો ખાત્રીપૂર્વક માનું છું કે જ્યાં સુધી એકપણ સાચો શાસનસેવક સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા વિદ્યમાન હશે ત્યાં સુધી તો દેવદ્રવ્યનો દ્રોહ નહિંજ થવા દે. આવા અનુપમ દેવદ્રવ્યની વૃદ્ધિ અને રક્ષા માટે બેચરદાસ અને તેના જેવા ચાહે તેવા આક્ષેપો કરે એની પરવા શાસનપ્રેમીઓ કરવાનાજ નથી કારણકે શાસનપ્રેમીઓને તેવા દેવદ્રવ્યના દ્રોહીઓની કંઈપણ કિંમતજ નથી.

બેચરદાસને ખબર નથી કે ઉપાંગો, નિર્યુક્તિઓ, ભાષ્યો, ચૂર્ણિઓ, અવચૂરીઓ અને ટીકાઓ સૂત્રમાં રહેલા અપરિમિત અર્થને સ્પષ્ટ કરવા માટેજ રચાયેલ છે. તેને કયાંથી ખબર હોય કે સૂત્રના એક એક અક્ષરમાં અનંતા અર્થનો સમાવેશ પરમપૂજ્ય ગણધરદેવોએ કરેલો છે એટલે સૂત્રોમાં ગુપ્ત જણાતી વાતો પણ એ ઉપાંગોઆદિમાં સ્પષ્ટ થાય છે તેથી તે ઉપાંગઆદિમાં આવતી દરેક વાતોનું ઉત્પત્તિસ્થાન ખાસ મૂળ અંગસૂત્રોજ છે. માટે તો ખાસ મૂળ, નિર્યુક્તિ, ભાષ્ય, ચુર્ણિ અને ટીકા એ આ-

ગમનાં પાંચે અંગો સમ્યગ્દૃષ્ટિઓ માટે માન્ય છે અને તે માનવાનું ફરમાન ભગવતીસૂત્રમાં ખાસ ભગવાન્ સુધર્માસ્વામીજી કરે છે એટલે સમ્યક્ત્વના રસિઆઓ માટે તો એ સઘળું માન્ય છે. અને એથીજ તેઓના અંતરમાં અયોગ્ય આશંકાઓને અવકાશ પણ નથી.

આવી પરમપ્રામાણીક આપણી મૂર્તિપૂજા અને તદાશ્રિત દેવદ્રવ્યનો અસદ્ભાવ જ્યારે બેચરદાસ કોઇપણ પ્રકારે ન કરી શક્યા ત્યારે હવે તે મૂર્તિપૂજાને 'હિંસામૂલક' તરીકે ઓળખાવીને જણાવે છે કે તેવા મૂર્તિવાદને અને તદવલંબી દેવદ્રવ્યનો ઉલ્લેખ શ્રમણગ્રંથકારો શી રીતે કરે? ઉત્તરમાં આપણે જણાવી દેવું જોઇએ કે જે મૂર્તિપૂજાને ખુદ પરમાત્મા શ્રીમહાવીરદેવ સમ્યક્ત્વની શોધક અને આત્મકલ્યાણકર જણાવે છે તેજ મૂર્તિપૂજાને 'હિંસામૂલક' તરીકે સંબોધનાર આત્માને માટે ઉન્નતિનો કોઈ ઉપાયજ નથી. આપણે હમણાંજ જોઇ આવ્યા છીએ કે હરિભદ્રસૂરિજી મહારાજા આદિ મહાપુરૂષોએ મૂર્તિપૂજાને ખાસ વિધેય બતાવી છે. જેને અવળાજ ચાલવું છે તેને સીધા ચલાવવાની નિરર્થક મહેનત કોણ કરે? જેને સત્યજ નથી રૂચતું તેને સુધારવાનો ઉપાયજ શો?

બેચરદાસ સમજાવે છે કે મૂર્તિપૂજા 'હિંસામૂલક' છે અને તેથી શ્રમણગ્રંથકારો તેનો અને તદાશ્રિત દેવદ્રવ્યનો ઉલ્લેખ શી રીતે કરી શકે? આનું સંપૂર્ણ સમાધાન કરીને આપણે જોઇશું કે દેવદ્રવ્ય માટે કયા કયા સ્થાને કેવા કેવા પ્રકારના ઉલ્લેખો થયેલા મોજુદ છે.

ત્રીજા મુદ્દાની ચર્ચામાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા માટે બેચરદાસ લખે છે કે:—

"અર્વાચીન સૂરિઓને જેમ હું મતાગ્રહી કહીને પ્રશંસુ છું તેમ

આ મહાપુરૂષ માટે કહી શકાય તેમ નથી–તેમના ગ્રંથોમાં મધ્યસ્થતા, ગંભીરતા અને સત્યપ્રિયતા મેં જોઈ છે, ત્યાર પછીના ગ્રંથોમાં તે લેખનપદ્ધતિ મને ભાગ્યેજ મળી શકી છે."

આ ઉલ્લેખ વાંચનાર દરેકેદરેકને હું ખાત્રી આપું છું કે ભગવાન્ હરિભદ્રસૂરિજીની પછીથી થયેલા દરેક પ્રામાણિક સૂરીશ્વરે તેમના સરખી વાત કરી છે. તે છતાં બીજાઓને મતાગ્રહી કહીને નિંદવામાં બેચરદાસનો શું હેતુ સમાયો છે તે તો તેમનો આત્મા જાણે ! જો તે હેતુ તેઓ પ્રકટ કરશે અને તેમ કહેવામાં કંઈક વિશેષતા છે એમ તેઓ બતાવી આપશે તો તો કદાચ કોઈ માનશે કે તેમને પોતાના શબ્દોની કંઈક કિંમત છે અન્યથા તો જેમ મનાય છે તેમ મનાયાજ કરશે એમાં તો ફેરફાર પ્રાયઃ ઓછોજ થવો છે. અસ્તુ તેમ લખવામાં ચાહે તે કારણ હોય પરંતુ આપણે તો એમ માનીનેજ પ્રાયઃ દરેક વાતમાં તે મહાપુરૂષના ઉલ્લેખોદ્વારાજ તેમની દરેક માન્યતાનું યથાર્થ ખંડન કરતા આવ્યા છીએ અને તેમજ કરવું છે એટલે જે મૂર્તિપૂજાને બેચરદાસ હિંસામૂલક સમજાવવા માગે છે તે પૂજા માટે ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા સંબોધપ્રકરણમાં શું કહે છે તે આપણે પ્રથમ જોઈ લઇએ અને ત્યારપછી બીજા દેવદ્રવ્યને લગતા જરૂરી ઉલ્લેખો રજુ કરીશું.

" पूयम्मि वियरागभावे, विप्फुरइ विसयविच्चाया ।
आया अहिंसभावे, वट्टइ इह तेण नो हिंसा ॥ २०० ॥

ભગવાન્ હરિભદ્રસૂરિજી સંબોધપ્રકરણના 'દેવસ્વરૂપ' નામના અધિકારમાં ઉપરના અંકની ગાથા લખીને જણાવે છે કે પ્રભુપૂજામાં વીતરાગભાવ સ્ફુરાયમાન થાય છે અને વિષયના વિશિષ્ટત્યાગથી આત્મા અહિંસકભાવમાં વર્તે છે માટે હિંસા નથી.

વીતરાગભાવને વિસ્ફુર્જિત કરનારી અને આત્માને અહિંસકભાવમાં અનુરક્ત બનાવનારી પ્રભુપૂજાનો અને તદાશ્રિત દેવદ્રવ્યનો ઉલ્લેખ ન કરે એવું બને ? પ્રભુપૂજાના ઉલ્લેખો અનેક સ્થાનોમાં હોવા સાથે ખાસ અંગસૂત્રોમાં પણ થયેલા છે એ તો વાંચકોએ સારી રીતિએ જોઈ લીધું અને જાણી લીધું છે એટલે કંઇપણ કહેવાની કે જણાવવાની જરૂર નથી. પરંતુ દેવદ્રવ્યના સંબંધમાં તેવા ઉલ્લેખો બતાવી દેવાની જરૂર છે અને તેનો પણ કાંઈ પાર નથી એટલે તેમાંના કેટલાકજ મૂકીને સંતોષ માનવો પડશે.

વર્તમાનચોવીસીના વીસમા તીર્થપતિ શ્રીમુનિસુવ્રતસ્વામીના સમયમાં થયેલા શ્રીપાલમહારાજાએ મયણાસુંદરી સાથે આયંબિલની ઓળીના તપની આરાધના ઉદ્યાપનપૂર્વક કરી છે આ વાતથી જનસમાજ ઘણોજ પરિચિત છે. એ તપના ઉદ્યાપનમાં પોતાના પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થયેલી અઢળક લક્ષ્મીનો વ્યય કેવી રીતિએ કર્યો છે તેનો ચિતાર આપવાને માટે નાગપૂરીયતપાગચ્છના અધિપતિ શ્રીમાન્ રત્નશેખરસૂરિજી મહારાજાએ બનાવેલ શ્રીશ્રીપાલચરિત્રમાંની કેટલીક ગાથાઓ રજુ કરવામાં આવે છે તે ઉપરથી એ પણ ધ્યાનમાં આવશે કે દેવદ્રવ્ય આજકાલનું નથી પણ પ્રવાહથી આદિવિનાનું છે:—

" अरिहंतपए धवले, चंदणकप्पुरलेवसियवण्णे ।
अडकक्केयणचउतीसहीरयं, गोलयं गवीयं ॥ ८५ ॥
सिद्धपए पुण रत्ते, इगतीसपवालमट्ठमाणिक्कं ।
नवरंगघुसिणविहियप्पलेवगुरुगोलयं ठविअं ॥ ८६ ॥"

ભાવાર્થ—શ્વેતરંગવાળા અરિહન્તપદમાં ચંદન અને કપુ-

રના લેપથી જેના રંગ શ્વેત છે અને જેમાં આઠ કર્કેતન (શ્વેત જાતિનાં રત્નવિશેષ) અને ચોત્રીસ હીરા છે એવા ગોળા સ્થાપન કર્યા. ( આઠ કર્કેતન અને ચોત્રીસ હીરા મૂકવાનું પ્રયોજન ભગવાન અરિહંતદેવના પ્રાતિહાર્ય આઠ હોય છે અને અતિશય ચોત્રીસ હોય છે. ) ॥ ૮૫ ॥ લાલરંગવાલા સિદ્ધપદમાં એકત્રીસ પ્રવાલ અને આઠ માણિક્ય મૂકેલો અને નવીનરંગવાલા કેસરથી લેપ કરેલો ગોળો સ્થાપન કર્યો. ( આઠ માણિક્ય અને એકત્રીસ પ્રવાલ મૂકવાનો હેતુ ગુણોના અંગે હોય છે.) ॥ ૮૬ ॥

" कणयामे सूरिपए, गोलं गोमेयपंचरयणजुअं ।
छत्तीसकणयकुसुमं, चंदणघुसिणंकियं ठविअं ॥ ८७ ॥
उवज्झायपए नीले, अहिलयदलनीलगोलयं ठविअं ।
चउरिंदनीलकलियं, मरगयपणवीसपयगजुअं ॥ ८८ ॥
साहुपए पुण सामे, समियमयं पंचरायपट्टमणिं ।
सगवीसरिट्ठमणिं, भत्तीए गोलयं ठविअं ॥ ८९ ॥
सेसेसु सियपएसुं, चंदणसियगोलए ठवइ राया ।
सगसट्ठिगवण्णा, सयरिपण्णमुत्ताफलसमेए ॥ ९० ॥

ભાવાર્થ—પીળારંગવાલા આચાર્યપદમાં ગોમેદનામના પાંચ રત્નસહિત અને છત્રીસ સુવર્ણપુષ્પ મૂકીને ચંદન કેસરથી રક્ત બનાવેલો ગોળો સ્થાપન કર્યો. ( જ્ઞાનાચારાદિ પાંચ આચારના પાલક હોવાથી પાંચ રત્ન અને છત્રીસ ગુણોથી યુક્ત હોવાથી સુવર્ણનાં છત્રીસ પુષ્પો મૂકયાં. )॥ ૮૭ ॥ નીલવર્ણવાળા ઉપાધ્યાયપદમાં ચાર ઇંદ્ર નીલમણિસહિત અને પચ્ચીસ મરકતમણિયુક્ત નાગવલ્લીના પત્રસમાન નીલવર્ણનો ગોળો સ્થાપન

કર્યો ॥ ૮૮ ॥ શ્યામરંગથી પ્રસિદ્ધ સાધુપદમાં પંચરાજપટ્ટમણિ (વરાટરત્ન) યુક્ત અને સત્તાવીસ રિષ્ટમણિ (શ્યામરત્ન વિશેષ) સહિત કસ્તુરિથી લિપ્ત કરેલો ગોળો સ્થાપન કર્યો ॥ ૮૯ ॥ બાકી રહેલા દર્શનાદિક ચારપદમાં ૬૭-૫૧-૭૦-૫૦ મોતીસહિત ચંદનના લેપથી શ્વેત ગોળા શ્રીપાળરાજાએ સ્થાપન કર્યા ॥ ૯૦ ॥

ઉપરોક્ત કથન પ્રમાણે સિદ્ધચક્રની સ્થાપના કરવામાં રાજા શ્રીપાળે ચઢાવેલ હીરા, મોતી, માણિકય, પન્ના, પ્રવાલ, નીલમ અને સુવર્ણ આદિને દેવદ્રવ્ય શિવાય બીજું કંઈ પણ કહી શકાય તેમ છે? વિવેકી તો એ દ્રવ્યને દેવદ્રવ્ય શિવાય બીજું માનીજ ન શકે. ભક્તાત્માઓ આવી રીતિએ પોતાના અઢળક દ્રવ્યનો સદુપયોગ કરતા હતા.

વર્તમાન સમયમાં પણ જે કર્મસાહિત્ય જૈનસાહિત્યમાં વિદ્યમાન છે તેવું સાહિત્ય બીજા કોઈપણ સાહત્યમાં નથી તે કર્મસાહિત્ય આપણા પૂર્વધર સૂરિપુરંદરોએ પૂર્વમાંથી ઉદ્ધૃત કરેલ છે તેમાં દર્શન મોહ બંધના હેતુઓ દર્શાવતાં જણાવવામાં આવ્યું છે કે:—

" उमग्गदेसणा मग्गनासणा देवदव्वहरणेहिं ।
दंसणमोहं जिणमुणि-चेइयसंघाइपडिणीओ ॥ ५६ ॥

ઉપરની ગાથામાં શ્રીજિનશાસનના પરમપ્રભાવક શ્રીદેવેંદ્રસૂરિજી મહારાજાએ જણાવ્યું છે કે ઉન્માર્ગની દેશના-ઉત્સૂત્ર ભાષણથી, સન્માર્ગનો નાશ કરવાથી અને દેવદ્રવ્યનું હરણ કરવાથી તેમ શ્રીજિન, મુનિ, પરમાત્માની મૂર્તિ યા મંદિર, સંઘ આદિનો પ્રત્યનીક પ્રાણી દર્શનમોહનો બંધ કરે છે.

પૂર્વો એ ભગવાન્ સુધર્માસ્વામિવિરચિત બારમા અંગનો

વિભાગ છે અને તે પૂર્વોની સંખ્યા ચૌદની છે તેમાંના બીજા પૂર્વમાંથી આ કર્મસાહિત્યનો ઉદ્ધાર થયેલો છે અને દર્શનમોહનીય નામની એક કર્મની પેટાપ્રકૃતિના બંધમાં પરમાત્માની પ્રતિમા અને તેના મંદિરની આશાતનાને તેમજ દેવદ્રવ્યના હરણને પણ નિમિત્તરૂપે માનેલ છે તો હવે પરમાત્માની મૂર્તિપૂજા અને તદાશ્રિત દેવદ્રવ્યની અનાદિતામાં ક્યાં વાંધો આવી શકે તેમ છે?

ઉદાયન રાજા જે પ્રભુ મહાવીરદેવના સમયમાં વિદ્યમાન હતા તેઓએ કપિલઋષિપ્રતિષ્ઠિત પ્રતિમાની પૂજા આદિ ભક્તિ માટે કેટલાંએ ગામો આપ્યાં હતાં અને તેનો પરવાનો પણ કરી આપ્યો હતો એ વાત ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રમાં ભગવાન્ હેમચંદ્રસૂરિજીએ નીચે મુજબ લખી છે:—

> राज्ञः कुमारपालस्य, तस्य पुण्येन भूयसा ।
> खन्यमानस्थले मंक्षु, प्रतिमाऽऽविर्भविष्यति ॥ ८३ ॥
> तदा तस्यै प्रतिमायै, यदुदायनभूभुजा ।
> ग्रामाणां शासनं दत्तं, तदप्याविर्भविष्यति ॥ ९४ ॥

અર્થાત્—રાજા કુમારપાલના પ્રબલ પુણ્યથી ખોદાતા સ્થાનમાંથી જલ્દી પ્રતિમા પ્રગટ થશે અને તે સમયે એ પ્રતિમાને માટે જે જે ગામોનું ફરમાન આપ્યું છે તે પણ પ્રગટ થશે. આ બાબતમાં શ્રીશ્રાદ્ધવિધિના છઠ્ઠા અધિકારમાં શ્રીમાન્ રત્નશેખરસૂરિજી મહારાજા નીચે મુજબ લખે છે:—

"पांशुवृष्टौ भूगता कपिलर्षिप्रतिष्ठिता प्रतिमा श्रीगुरुमुखाज्ज्ञाता कुमारपालनृपेण । पांशुस्थलखानने उदायननृपदत्तशासनपत्राऽन्विता सद्यः स्फुटीभूता । यथावत् प्रपूज्य प्राज्योत्सवैरणहिल्ल-

पत्तने नीता । नव्यकारितगरीयस्तरस्फाटिकप्रासादे न्यस्ता । पत्र-लिखितमुदायननृपदत्तं ग्रामाकरादिशासनं सर्वं प्रमाणीकृत्य चिर-मर्चिता ॥ ”

અર્થાત્--ધૂળના વરસાદથી જમીનમાં દટાઇ ગયેલી અને શ્રીકપિલઋષિએ પ્રતિષ્ઠિત કરેલી પરમાત્મા શ્રીમહાવીરદેવની પ્રતિમા રાજા કુમારપાળે પોતાના ગુરૂ શ્રી હેમચંદ્રસૂરિજીના શ્રી-મુખે જાણી અને તેથી તે પાંશુસ્થાનને ખોદાવતાં તે પ્રતિમા શ્રી ઉદાયનરાજાએ અર્પણ કરેલા શાસનપત્રની સાથે શીઘ્ર પ્રગટ થઇ. તેની યથાવત્ પૂજા કરીને મહોત્સવની સાથે પાટણમાં લઇ ગયા. સ્ફટિકરત્નના નવા કરાવેલા મોટા મંદિરમાં સ્થાપન કરી. અને ઉદાયન રાજાએ આપેલ જે ગ્રામઆદિ પત્રમાં લખેલ હતું તે સઘળું પ્રમાણ કરીને તે પ્રતિમા ચિરકાલ સુધી પૂજી.

આવી રીતિએ સિદ્ધરાજજયસિંહે પણ શ્રી સિદ્ધાચલજી અને ગિરનારગિરિજીની પૂજા માટે બાર બાર ગામો આપવાના ઉલ્લેખો કુમારપાલ પ્રબંધમાં મોજુદ છે આ સઘળાનો સમાવેશ દેવદ્રવ્ય શિવાય બીજા શામાં થઇ શકે તેમ છે?

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજી મહારાજા ત્રિષષ્ઠિ-શલાકાપુરૂષચરિત્રના પાંચમા પર્વમાં વર્તમાન ચોવીસીના પંદરમા તીર્થપતિ શ્રી ધર્મનાથસ્વામીના ચરિત્રમાં જણાવે છે કે ‘પુરૂષસિંહ’ નામક વાસુદેવના પિતા જે સમયે અસાધ્ય રોગથી પીડાતા હતા તે સમયે તે પુરૂષસિંહની માતાએ ‘હું વિધવાની ગણત્રીમાં ન આવું’ આવા ઇરાદાથી ચિતામાં બળી મરવાની તૈયારી કરી એ અવસરે પુરૂષસિંહ પોતાની માતાને મળવા માટે ગયા તે સમયે માતાએ પોતાના પુત્રને નીચે મુજબ કહ્યું:—

" पतिप्रसादादुद्भूता, ये प्राज्या रत्नराशयः ।
अनन्तं काञ्चनं यच्च, ये वा रजतसञ्चयाः ॥ ११४ ॥
मुक्तामया वज्रमया, जात्यरत्नमयाश्च ये ।
संमिश्रा ये च नेपथ्य–समुदायाः सहस्रशः ॥ ११५ ॥
यच्चान्यत्कोशसर्वस्वं, सप्तक्षेत्र्यां तदर्प्यताम् ।
महापथप्रस्थितानां, पाथेयं ह्रीदमादिमम् ॥ ११६ ॥

અર્થાત્—પુરૂષસિંહની માતા પોતાના પુત્ર પુરૂષસિંહને કહે છે કે હે પુત્ર! સ્વામીની કૃપાથી ઉપાર્જિત કરેલી ઘણી રત્નની રાશિઓ, અપરિમિત સુવર્ણ, રજતના સંચયો, મોતીમય, વજ્રમય અને જાત્યરત્નમય આભૂષણો અને મોતીઆદિકથી સંમિશ્રિત હજારો વસ્ત્રાલંકારો તેમજ બીજું જે કંઇ ધન ભંડારમાં છે તે સઘળું સાત ક્ષેત્રમાં અર્પણ કરી દો કારણકે પરલોકમાં જતાં જીવને એ પાથેય છે.

વાંચકગણ જોઈ શકશે કે સદાને માટે શ્રેયસ્કર એવી આ સપ્તક્ષેત્રીમાં શ્રીજિનમૂર્તિ અને જિનમંદિરનો પ્રથમ નંબર છે. એમાં અર્પણ કરતા દ્રવ્યને દેવદ્રવ્યવિના બીજા શામાં ગણી શકાય તેમ છે? શું આટલું જાણવા અને જોવા છતાં વાંચકો દેવદ્રવ્ય અને તેની અનાદિતા માટે શંકિત રહી શકશે? હું તો નથી માનતો કે આટલાં આટલાં પ્રમાણોની હાજરીમાં પણ સમજુઓ શંકાશીલ રહે. જો જૈનસાહિત્યમાં રહેલાં સઘળાં પ્રમાણોનો અત્રે ઉતારો કરવા બેસીએ તો આપણું ધારેલું કાર્યજ અપૂર્ણ બન્યું રહે એ કારણથી હવે માત્ર પીસ્તાલીસ આગમપૈકી બે ત્રણ આગમોનાં અને એકાદ ખાસ અંગસૂત્રનું પ્રમાણ આપી આપણે આપણી પ્રસ્તુત સમાલોચનામાં આગળ વધવુંજ પડશે.

ભત્તપઇન્ના સૂત્રમાં તેની એકત્રીસમી ગાથામાં જણાવ્યું છે કે:—

" नियदव्वमउव्वजिणिंदभवणजिणबिंबवरपइट्ठासु ।
विअरइ पसत्थपुत्थयसुतित्थतित्थयरपूआसु ॥ ३१ ॥

અર્થાત્—ધર્માત્મા, પોતાના દ્રવ્યને અપૂર્વ જિનમંદિર બનાવવામાં, શ્રીજિનબિંબની પ્રતિષ્ઠામાં, પ્રશસ્ત પુસ્તક લખાવવામાં, સુતીર્થ નામ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આ સાતે ક્ષેત્રોમાં અને શ્રીતીર્થંકરદેવની પૂજામાં અર્પણ કરે છે.

શ્રીજીવાભિગમસૂત્રમાં વિજયપોલિયાના અધિકારમાં લખ્યું છે કે:—

" से विजये देवे चउहिं सामाणियसाहस्सीहिं जाव अन्नेहि य बहुहिं वाणमंतरेहिं देवेहि देवीहि य सद्धिं सपरिवुडे सव्वड्ढिए सव्वजुइए निग्घोसनाइयरवेणं जेणेव सिद्धायथणे तेणेव उवागच्छइ उवागच्छित्ता सिद्धाययणमणुप्पयाहिणो करेमाणे पुरत्थिमिल्लेणं दारेणं अणुप्पविस्सइ अणुप्पविसित्ता जेणेव देवच्छन्दए तेणेव उवागच्छति उवागच्छित्ता आलोए जिणपडिमाणं पणामं करेइ पणामं करित्ता लोमहत्थगं गिण्हइ गिण्हित्ता जिणपडिमाणं लोमहत्थएणं पमज्जति, लोमहत्थएणं पमज्जित्ता सुरभिणा गंधोदएण न्हाणेइ, सुरभिणा गंधोदएण न्हाणित्ता दिव्वाए सुरभिए गंधकासाइए गत्ताइं लुहेत्ति गत्ताइं अणुलिंपइ अणुलिंपित्ता जिणपडिमाणं अहयाइ सेताइं दिव्वाइ देवदूसजुअलाइ नियंसेइ, नियंसित्ता अग्गेहिं वरेहिं मल्लेहि य अच्चइ, अच्चित्ता पुप्फारुहणं गंधारुहणं आभरणारुहण करेइ. "

સારાંશ—તે વિજયદેવતા પોતાના ચારહજાર સામાનિક દેવતા યાવત્ બીજા પણ અનેક વાનવંતર દેવો અને દેવીઓથી પરિવૃત થયો થકો સર્વઋદ્ધિઆદિની સાથે નિર્ઘોષણાઆદિ શબ્દપૂર્વક જ્યાં સિદ્ધાયતન હતું ત્યાં આવ્યા અને એ સિદ્ધાયતનને પ્રદક્ષિણા દઇને પૂર્વદિશાના દરવાજામાં પ્રવેશ કરી જ્યાં દેવચ્છન્દ હતો ત્યાં આવ્યા અને ત્યાં જિનપ્રતિમાઓના દર્શનની સાથે પ્રણામ કર્યા ત્યાર બાદ મયુરપિચ્છી લઇને જિનપ્રતિમાઓનું પ્રમાર્જન કર્યું, સુગન્ધિતજલથી સ્નાન કરાવ્યું, દિવ્ય સુગન્ધિત વસ્ત્રથી અંગલુંછન કર્યું અને ગોશીર્ષચંદન આદિથી પ્રભુને વિલેપન કર્યું. આ સઘળું કરવા બાદ દેવદૂષ્ય, પુષ્પની સુંદર માળાઓ, ગંધારોહણ અને આભૂષણારોહણ કર્યું—અલંકારો ચઢાવ્યા.

ઉપરના પાઠને અનુસરતોજ પાઠ શ્રીરાયપસેણીસૂત્રમાં સુર્યાભદેવના અધિકારમાં વિદ્યમાન છે:—

तएणं से सुरियाभे देवे चउहिं सामाणियसाहस्सेहिं जाव अन्नेहि य बहुहिं सुरियाभविमाणवासिहिं देवेहिं देवीहि य सद्धिं संपरिवुडे सव्वड्ढिए जाव वाइयरवेणं जेणेव सिद्धाययणे तेणेव उवागच्छइ उवागच्छित्ता सिद्धायणस्स पुरत्थिमिल्लेणं दारेणं अणुपविसति अनुपविसित्ता जेणेव देवछंदए जेणेव जिणपडिमाओ तेणेव उवागच्छइ उवागच्छित्ता जिणपडिमाणं आलोए पणामं करेति करित्ता लोमहत्थगं गिण्हइ, जिणपडिमाणं लामहत्थएणं पमज्जइ, पमज्जित्ता जिणपडिमाओ सुरभिणा गंधोदएणं न्हाणेति न्हाणेत्ता सरसेणं गोसीसचंदणेणं गायाणं अणुलिंपइ जिणपडिमाणं अहयाई देवदूसजुयलाइं नियंसेइ पुप्फारुहणं, मल्लारुहणं, गन्धारुहणं वण्णारुहणं चुण्णारुहण वत्थारुहणं करेइ करित्ता आसत्ता सत्ता विउलव-

हवग्घारियमल्लदामकलावं करेइ करग्गहगाहतकरयलप्पभट्ठविप्पमुक्केणं दसद्धवन्नेणं कुसुमेणं मुक्कपुप्फपुंजोवयारकलियं करेइ करित्ता जिणपडिमाणं पुरतो अच्छेहिं सेएहिं रययामएहिं अच्छरसतंडुलएहिं अट्ठट्ठ मंगले आलिहइ तं जहा—सोत्थिय जाव दप्पणा ”

તાત્પર્ય—તે સુર્યાભદેવ પણ ચાર હજાર સામાનિક દેવતાઓ અને બીજા પણ સુર્યાભવિમાનમાં વસનારા દેવદેવીઓની સાથે પરિવર્યો થકો યાવત્ સર્વઋદ્ધિ અને વાદિત્રના શબ્દ સાથે સિદ્ધાયતનમાં આવ્યા પ્રદાક્ષણા દઇને પૂર્વદ્વારમાં થઇને જ્યાં દેવછંદ અને જિનપ્રતિમા હતી ત્યાં આવ્યા પ્રણામ કરીને યાવત્ વસ્રઆરોહણ આભરણઆરોહણ-અલંકારઆરોહણ કરીને સ્વસ્તિકથી દર્પણ પર્યંતનાં આઠ મંગલ ચાંદીના અક્ષતથી આલેખ્યાં.

શ્રીજ્ઞાતાસૂત્રમાં પણ શ્રીમતી સતી દ્રૌપદીના અધિકારમાં તેણીએ પ્રભુપૂજા સુર્યાભદેવની માફક કરી એમ જણાવનારો ઉલ્લેખ આપણે બીજા મુદ્દાની સમાલોચનામાં જોઈ આવ્યા છીએ એટલે તેજ ઉલ્લેખને અત્રે પુન: સ્થાપન કરવાની કંઈજ જરૂર નથી.

અત્યારસુધીમાં આપવામાં આવેલા અનેક આધારો ઉપરથી દરેકે દરેક સત્યના ગવેષકને એ વાતનો તો નિશ્ચયજ થઈ જશે કે મૂર્તિપૂજા અને તદાશ્રિત દેવદ્રવ્ય પણ આગમવિહિત હોવાથી તેની અનાદિતા અબાધિતજ છે અને જેઓ એમ સમજાવવા માગે છે કે મૂર્તિપૂજા યા તદવલંબી દેવદ્રવ્યનો ઉલ્લેખ અંગોના મૂળ પાઠોમાં નથી અને તેથી તદ્દન અર્વાચીન તેમજ બનાવટી છે તેઓ કાંતો અજ્ઞાન છે અને કાંતો પ્રકૃષ્ટપાપોદયના પ્રતાપે અને દુરાગ્રહના યોગે પોતે ભ્રમિત થઇને સન્માર્ગથી પતિત થયેલા છે અને અન્ય જનતાને સન્માર્ગથી ચ્યુત કરવાનો એક

વ્યાપારજ લઈ બેઠેલા છે. ધર્મિંદુનિયાએ તેઓના સંસર્ગ તજવો એજ હિતકર છે.

આપણી સનાતન મૂર્તિપૂજા અને તદ્દવલંબી દેવદ્રવ્યને અર્વાચીન સાબીત કરવા માટે બેચરદાસે જણાવ્યું છે કે 'મૂર્તિવાદ અને દેવદ્રવ્યની વૃદ્ધિનો ઉપદેશ શ્રીહરિભદ્રસૂરિના ગ્રંથોમાં અપાયેલો છે અને તે ઉપરાંત તેઓએજ દેવદ્રવ્યના ભક્ષકને અને દેવદ્રવ્યના ઉપેક્ષકને સંસારસમુદ્રમાં ડુબતા જણાવ્યા છે તેમજ હરિભદ્રસૂરિ પછીના જે જે ગ્રંથોમાં મૂર્તિવાદ અને દેવદ્રવ્યવાદ ચર્ચાયો છે તે સઘળાનું મૂળ તે હરિભદ્રસૂરિ છે' અને આ વાતની સાબીતી માટે બેચરદાસે પોતાનું એવું નિરાધાર અને અપ્રામાણિક કલ્પનાસામ્રાજ્ય ફેલાવ્યું છે કે જેની સમાલોચનામાં અધિક સમયવ્યય કરવામાં કંઇજ સાર નથી તે છતાં તે કલ્પનાસામ્રાજ્યમાં પ્રભાવક પુરૂષોની શાસનપ્રભાવનાને અનુચિત રૂપ આપતાં તાર્કિકચક્રવર્તિ વિક્રમનૃપપ્રતિબોધક સ્તુતિકાર આચાર્ય શ્રીસિદ્ધસેનદિવાકરજી ઉપર અને મહાપ્રભાવક શ્રીજીવસૂરિજી આદિના નામે અન્ય આચાર્યોને અને ધર્માત્માઓ ઉપર અનેક અનુચિત આક્ષેપો કર્યા છે તેનો અને ભગવાન્ હરિભદ્રસૂરિજીએ આપેલાં દેવદ્રવ્યનાં 'જિનપ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનગુણોનું પ્રભાવક' આ વિશેષણો ઉપરથી દેવદ્રવ્ય મહાવીરવિદ્યાલય જેવી સંસ્થાઓમાં ખર્ચી શકાય તેમજ 'મહાવીર વિદ્યાલય, વ્યાયામશાળા' વિગેરેમાં દેવદ્રવ્યનો ખર્ચ કરનારજ સદ્દગતિનો ભાગી બની શકે છે કારણકે દેવદ્રવ્યનો તેવોજ ઉપયોગ કરવો જોઇએ એમ ભગવાન્ હરિભદ્રસૂરિજી કહે છે. માટે તેમ નહિ કરનારનેજ "भक्खणे देवदव्वस्स ××× सत्तमं निरयं जंति सत्तवारा हो! गोयमा!" આ વચન લાગુ પડે છે વિગેરે વિગેરે બેચરદાસે પોતાના પુસ્તકમાં લખ્યું છે તેને અંગે ઉચિત સમાધાનો કરવાની તો ખાસ જરૂર જણાય છે માટે તેટલું જરૂર

પુરતું લખાણુ કરી જેમ બનશે તેમ જલદી આ ત્રીજા મુદ્દાની સમાલોચનાને હું સમાપ્ત કરીશ.

મૂર્તિપૂજા અને તદ્દવલંબી દેવદ્રવ્યને લગતા ઉલ્લેખો ભગવાન્ હરિભદ્રસૂરિજીનાજ ગ્રંથોમાં છે અને તેથી પ્રાચીન ગ્રંથોમાં નથી એમ નહિ પરન્તુ ખાસ સૂત્રગ્રંથોમાં પણ છે એ વાતનો વિચાર આપણે ઘણોજ વિસ્તારપૂર્વક કરી ચૂકયા છીએ એટલે પુનઃ કરવાની જરૂર નથી. દેવદ્રવ્યના ભક્ષણુથી યા તેની ઉપેક્ષાથી સંસારની વૃદ્ધિ થાય છે એ વાત પણ પ્રાચીન ગ્રંથોમાં વિદ્યમાન છે એટલે એ બાબતને પણુ લંબાવવાની જરૂર નથી. આપણા શાસનપ્રભાવક સૂરિપુરંદરો પોતાના આચારવિચારમાં કેવા પવિત્ર હતા એ હકીકતને જણાવવા માટે મારે કંઈપણ કહેવું પડે તેમ નથી કારણકે એ વસ્તુસ્થિતિને દર્શાવવા માટે તો જૈનસાહિત્ય પુરતા પ્રમાણુમાં મોજુદ છે. દેવદ્રવ્યનો ઉપયોગ જિનમંદિર કે જિનમૂર્તિ શિવાય બીજા કોઇપણ ઉપયોગમાં ન આવી શકે એ વાતમાં સઘળા જૈનસાહિત્યનો અને બધાએ પ્રામાણિક આચાર્યોનો આજપર્યંત એકજ અવાજ છે. દેવદ્રવ્ય જિનમંદિર કે જિનમૂર્તિ શિવાય બીજા એકપણ ઉપયોગમાં ન આવી શકે એ વાત તો શ્રીજિનશાસનમાં સદાથી ચાલી આવતી 'સાત ક્ષેત્રોની વ્યવસ્થા' જ સમજાવી રહી છે, એટલે એમાં પણ અધિક કહેવાની જરૂર નથી. આપણા સાતક્ષેત્રોપૈકીના જ્ઞાનદ્રવ્યનો ઉપયોગ પણ 'શ્રીમહાવીર જૈન વિદ્યાલય' નામની સંસ્થામાં થઇ શકે તેમ નથી. તે દ્રવ્યનો ઉપયોગ પણ સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિમાંજ થઇ શકે છે પરંતુ સંસારવૃદ્ધિકરવ્યવસાયોને વધારવામાં તો નહિજ. જિનમંદિર અને જિનમૂર્તિ શિવાય બીજા એકપણ કાર્યમાં દેવદ્રવ્યનો ઉપયોગ કરનાર, કરાવનાર અને તેમાં અનુમતિ આપનાર ત્રણે જણા પોતાની સંસારની સફર વધારવા શિવાય બીજો કંઈજ લાભ ઉઠાવી શકે તેમ નથી. સાત સાત વાર સા-

તમી નરકે જવાનો ઉલ્લેખ પણ તેવા પાપકર્મિઓનેજ આભારી છે પણ નહિ કે શાસ્ત્રાજ્ઞાને અનુસરી તે દ્રવ્યનો તેવો ઉપયોગ નહિ થવા દેનાર માટે. તેવા પાપકર્મને અટકાવનાર આચાર્ય-આદિ મુનિવરો અને શ્રાવકસમુદાય માટે તો સિદ્ધશિલાનો પટ્ટો લખાઈ ચૂકેલોજ છે સાચા સ્યાદ્વાદિઓની તો એજ નીતિ છે અને રહેવાની. એ તેમનો સુંદરમાં સુંદર સદાચાર છે. તેઓનું એ સદ્વર્તન તો સદાને માટે અપરાવર્તિતજ રહેવાનું.

આપણા પ્રભાવક સૂરિપુરંદરોપૈકીના બે મહાન્ પ્રભાવક આચાર્યો એક તો શ્રીસિદ્ધસેન દિવાકરજી કે જેઓને રાજા વિક્રમ પ્રથમ સમયનાજ દર્શનથી આનંદિત થઇને એકક્રોડ દ્રવ્ય આપવા તૈયાર હતો તે અને બીજા શ્રીજીવસૂરિજી કે જેઓના સુંદર સદુ-પદેશથી તુરતમાંજ શ્રાવક બનેલા શ્રીમાન્ લલ્લશેઠે પચાસ હજાર રૂપિયા આપવા માંડેલા તે. આ બે વાતને આગળ કરી બેચર-દાસ સાબીત કરવા માગે છે કે ભગવાન્ મહાવીરદેવના સાધુઓ ઉપર બુદ્ધના મધ્યમાર્ગની અસર થઈ હતી અને તેઓપણ પ-રિગ્રહઆદિના પ્રપંચમાં ફસાવા માંડયા હતા પરંતુ એ વાત સર્વથા અસત્ય અને અઘટિત છે.

રાજા વિક્રમને પ્રતિબોધ કરી જૈનધર્મનો ચુસ્ત અનુયાયિ બનાવનાર આચાર્યશ્રી સિદ્ધસેનદિવાકરજીજ હતા એ તો એક સુપ્રસિદ્ધ વાત છે. તે પૂર્વે તો રાજા વિક્રમ જૈનસાધુ અને તેમના આચારો વિગેરેથી તદ્દન અપરિચિત હતો એમ માનવાને એક પણ બાધક પ્રમાણ લભ્ય નથી એટલે પ્રથમ દર્શનથી ચકિત થઇને શ્રીસિદ્ધસેનમહારાજાને એક ક્રોડ દ્રવ્ય દાનમાં આપવા તૈયાર થાય એમાં કંઈપણ આશ્ચર્યજનક નથી. એ વાત પણ સત્ય છે કે રાજા વિક્રમ શ્રીસિદ્ધસેનાચાર્યના અતિશયથી આશ્ચર્યાંકિત થઇને એક ક્રોડ દ્રવ્યનું દાન કરવા તૈયાર થયો હતો અને પોતાના

નોકરદ્વારા એક ક્રોડ દ્રવ્યના દાનની નોંધ પણ લેવરાવી હતી પરંતુ સિદ્ધસેનજી મહારાજાએ તો સ્પષ્ટપણે જણાવી દીધું કે હે રાજન્! 'એ દ્રવ્યની સાથે અમારે કંઇપણ લેવા દેવા નથી જેમ તારી રૂચિ હોય તેમ તેનો ઉપયોગ તું તારી પોતાનીજ મેળે કરી લે.' આવા બનાવ ઉપરથી "એ સમયના સાધુઓમાં સામાન્ય રીતે ધન લેવા દેવાનો વ્યવહાર શરૂ થઇ ચુકયો હશે" આવું અનુમાન ઉપજાવી કાઢી સર્વોત્તમ જનમતના ઉપાસકો ઉપર ક્ષણિક અને અગ્રાહ્ય બૌદ્ધમતની અસર થઇ હતી એમ સિદ્ધ કરવા સજ્જ થનારને તે સ્વતંત્ર કહેવાય કે સ્વચ્છંદ કહેવાય? એનો વિચાર વાંચકો પોતેજ કરી લેશે.

શ્રીમાન્ લલ્લશેઠે પોતાના ઉપકારી ગુરૂવર્ય્ય શ્રીજીવસૂરિજી મહારાજના સદુપદેશથી ધર્મરાગી થવાની સાથેજ ગુરૂમહારાજને નીચે મુજબની વિનંતિ કરી અને ગુરૂવર્યે તેને નીચે મુજબ સાધુધર્મ સમજાવ્યો:—

" आह चैष प्रभो किंचिदवधारयताऽधुना ।
द्रव्यलक्षस्य संकल्पो विहितः सूयपर्वणि ॥ १०२ ॥
तदर्धं व्ययित धर्माभासे वेदस्मृतीक्षिते ।
कथमथ मया शेषं व्यपनीयं तदादिश ॥ १०३ ॥
मम चेतसि पूज्यानां दत्त बहुफलं भवेत् ।
तद्गृह्णीत प्रभो यूय यथेच्छ दत्त वाऽऽदरात् ॥ १०४ ॥
अथाहुर्गुरवो निष्किञ्चनानां नो धनादिके ।
स्पर्शोऽपि नोचितो यस्माद्गृक्तव्य क नु सङ्ग्रहे ॥१०५॥ "

અર્થાત્—શ્રીમાન્ લલ્લશેઠ કહે છે કે હે પ્રભો! હવે એક મારી વિનંતિ આપ અવધારો. મેં સૂર્યપર્વમાં એક લાખ દ્રવ્ય વાપરવાનો સંકલ્પ પ્રથમ કરેલો તેનો અર્ધો ભાગ તો મેં અત્યાર

સુધીમાં વેદ અને સ્મૃતિએ બતાવેલા ધર્માભાસમાં ખર્ચી નાખ્યો પરંતુ હવે આપ ફરમાવો કે બાકી રહેલા અર્ધાભાગનો વ્યય મારે શી રીતે કરવો? મારા ચિત્તમાં તો એમ થાય છે કે આપ પૂજ્યને આપવાથી મને ઘણો લાભ થાય માટે હે પ્રભો! આપ ગ્રહણ કરો અથવા આપની ઇચ્છા મુજબ આપો. નવીન-તુરત-માંજ શ્રાવક બનેલા શ્રીમાન્ લલ્લશેઠે ભક્તિભાવથી ઉપર મુજબની વિજ્ઞપ્તિ કરી એના ઉત્તરમાં આચાર્યશ્રી જીવસૂરિજી મહારાજા ગુરૂતત્ત્વના સુંદર સ્વરૂપને સમજાવવાના ઇરાદાથી કહે છે કે હે મહાભાગ! નિષ્કિંચન-પરિગ્રહરહિત એવા અમને ધનાદિકનો સ્પર્શ કરવો પણ ન કલ્પે તો પછી તેના સંગ્રહ માટે તો કહેવુંજ શું? અર્થાત્ અમારાથી ધનાદિકનો સંગ્રહ કરી શકાય નહિ.

આવા સુંદર અને સદ્બોધપ્રદ સંવાદમાંથી મળતી સુંદર હિતશિક્ષા તરફ ધ્યાન નહિ દેતાં "એક જૈન ગૃહસ્થ-તે પણ જૈનધર્મના જાણકાર ગૃહસ્થ ત્યાગી યોગીને ધન આપવાની વાત કહે એ એક નવાઇ જેવી બાબત નથી?" આવો તદ્દન અસત્ય અને અસંગત પ્રશ્ન ઉપસ્થિત કરનાર બેચરદાસની પંડીતાઇ ઉપર કોને ઘૃણા નહિ ઉપજે? એ વિનંતિ અને તેનું ગુરૂએ કરેલું સમાધાનજ સ્પષ્ટ કરે છે કે શ્રીમાન્ લલ્લશેઠ હજી નવાજ શ્રાવક થયેલા છે તેમજ ભદ્રિકપણાથી માત્ર પોતાના હૃદયમાં રહેલા ભક્તિભાવનેજ વ્યક્ત કરેલ છે અને ગુરૂજીએ ઉત્તર આપીને ગુરૂતત્ત્વનું વાસ્તવિક ભાન થઇ જાય તેવું ઉચિત સમાધાન કરી તેમના ભક્તિભાવને યોગ્ય માર્ગે વાળવાનો સુપ્રયત્ન કરેલ છે તે છતાં આવા સુંદર સંવાદને વિપરિ [illegible]રૂપ આપીને તે સમયના સાધુઓ ઉપર દ્રવ્યની લેવડદેવડ કરવાનો અસત્ય આરોપ મૂકી પોતાની કલ્પના સત્ય કરવા મથવું, આવું મૃષાવાદનું પોષણ અને તે પણ પવિત્ર પુરૂષો ઉપર કલંક દેવા માટે, અફસોસ!

ઉપર બતાવેલાં બે દૃષ્ટાન્તો લઇને તે સમયના સાધુઓને અને ત્યારપછીના પ્રભાવક પુરૂષો ઉપર પણ ધનની લેવડદેવડનો આરોપ કરીને ચરમકેવલી ભગવાન્ જંબૂસ્વામીજી પછીના આપણા શ્રુતકેવલીઓ-ચતુર્દશપૂર્વધરો, દશપૂર્વધરો વિગેરેને બુદ્ધના મધ્યમમાર્ગની અસર થઈ હતી એમ સમજાવવાની કોશીષ બેચરદાસે કરી છે અને તેવી કોશીશ એટલાજ માટે કરી છે કે તે બુધ્ધના મધ્યમ માર્ગની અસર થવાથીજ મૂર્તિપૂજા અને દેવદ્રવ્યની શરૂઆત થઈ અને તે બાબત ભગવાન્ હરિભદ્રસૂરિજીએ અને ત્યારપછીના આચાર્યોએ પોતાના ગ્રંથોમાં મૂર્તિવાદ અને દેવદ્રવ્યનો ઉલ્લેખ કર્યો, તેમજ દેવદ્રવ્યના ભક્ષક અને ઉપેક્ષકને અનંતસંસારી તરીકે ઓળખાવ્યો પરંતુ તેમની એ સઘળી કોશીશ શ્રીજૈનશાસનના મર્મને સમજનાર સજ્જનો સમક્ષ એક કોડીની કિમ્મતની નથી પ્રત્યુત તેમની અજ્ઞાનતા, અશ્રધ્ધા અને નિંદકશીલતાને ઉઘાડી કરવાનુંજ કામ કરનાર છે. સ્યાદ્વાદના ઉપાસકો ઉપર-પરમાત્મા શ્રી મહાવીરદેવના સુવિશુદ્ધશાસનના ઉપાસકો ઉપર બુધ્ધધર્મની અસર કોઈપણ કાળે થાય એ માનવું એ મતિહીનનુંજ કામ છે. બૌધ્ધધર્મના સામ્રાજ્યમાં બૌદ્ધધર્મના સિધ્ધાન્તોનો અભ્યાસ કરનારા મુનિઓ કે જેઓ ભગવાન્ હરિભદ્રસૂરિજીના શિષ્યો હતા તેઓએ બૌધ્ધધર્મના આચાર્ય પાસે બૌધ્ધધર્મના સિધ્ધાન્તોનો અભ્યાસ કર્યો. અભ્યાસ કરતાં કરતાં પણ સ્યાદ્વાદસિધ્ધાન્તની આગળ તેના સિધાન્તો તેઓને તુચ્છ જણાયા તેથી તેઓએ પોતાના અધ્યાપકે જિનમતના અભિપ્રાયો ઉપર સ્થાપિત કરેલ દૂષણોનો પરિહાર કરીને જિનમતની સર્વોત્તમતાને બતાવનારો ઉલ્લેખ પત્ર ઉપર કર્યો, તે પત્ર કોઇ બૌદ્ધશિષ્યે ગુરૂને અર્પણ કર્યો તે જોતાંની સાથેજ તે અધ્યાપક બૌધ્ધધર્મના આચાર્યને આશ્ચર્ય થયું અને કહ્યું કે 'કોઈ ! અરિહન્તનો ઉપાસક વિદ્યાર્થ અહિં હોવો જોઈએ તેના

વિના બીજો કોણ એવો સમર્થ બુધ્ધિશાળી હોઈ શકે કે જે મારા દૂષિત કરેલા તત્ત્વને સ્થાપન કરવાની શક્તિ ધરાવે.' આ કથનથી મારે એ કહેવું છે કે જ્યારે જિનશાસનના મર્મને અને સ્યાદ્વાદ-સિધ્ધાન્તના સારને સમજનારા સામાન્ય સાધુઓ ઉપર બૌધ્ધ-મતના સમર્થ આચાર્યો કે બૌધ્ધધર્મના સિધ્ધાન્તો અસર નથી કરી શકતા, એ બૌધ્ધધર્મની અસર આપણા શ્રુતકેવલી વિગેરે શાસનપ્રભાવક સૂરિપુરંદરો ઉપર થઈ હતી એમ કહેનારો કેવો હોવો જોઇએ ? આ પ્રશ્નનો વિચાર વાચકવૃંદનેજ સોંપુ છું. જે બૌધ્ધધર્મનાં સિધ્ધાન્તોનું ખણ્ડશઃ ખંડન આપણા સૂરવિરોએ કર્યું છે તે ધર્મની અસર આપણા તે આરાધ્ય આચાર્યો ઉપર થઈ એમ કહેનારની વકતૃત્વશક્તિ કે લેખનશક્તિ ઉપર આપણને તિરસ્કાર છુટે એ તો સહજજ છે. તે છતાં પણ બિચારા બેચરદાસે જે વસ્તુની સિધ્ધ કરવા માટે પાનાં ભરીને આપણા પવિત્ર પુરૂષો ઉપર અસત્ય આરોપ મૂકવા માટે અનેક પ્રકારે મૃષાવાદનું સેવન કર્યું તે વસ્તુસિધ્ધિ તો તે મહા-ભાગથી થઇજ શકે તેમ નથી કારણકે મૂર્તિપૂજા અને દેવદ્રવ્ય એ તો આગમવિહિતજ છે અને એ તો સહુ કોઈ સમજે છે કે ભગવાન્ હરિભદ્રસૂરિજી જેવા મહાપુરૂષ આગમથી અવિહિત વસ્તુને કદીપણ વિહિત કરેજ નહિ ( બહેચરદાસ તે મહાત્માને માટે એવોજ અભિપ્રાય ધરાવે છે ) એથી એ તો સિધ્ધજ છે કે ભગવાન્ હારભદ્રસૂરિજીએ કરેલાં સઘળાં વિધાનો આગમવિ-હિતજ છે અને મૂતિવાદ તેમજ દેવદ્રવ્યનું વિધાન ભગવાન્ હારભદ્રસૂરિજીએ કર્યું છે, એ વાત તો બેચરદાસે પણ કબુલજ કરી છે તેમજ તે કબુલ કરવા સાથે બેચરદાસે તો એ પણ કર્યું છે કે ભગવાન્ હરિભદ્રસૂરિજી પછીના જે જે ગ્રંથોમાં મૂર્તિવાદ અને દેવદ્રવ્યને લગતા ઉલ્લેખો કરવામાં આવ્યા છે તે બધાનું મૂળ તે હરિભદ્રસૂરિજ છે, એટલે શ્રધ્ધાળુસમાજ માટે તો તે

સઘળા ઉલ્લેખો પ્રમાણભૂત છે અને બેચરદાસના ' મૂર્તિપૂજા તેમજ દેવદ્રવ્યનો ઉલ્લેખ હરિભદ્રસૂરિનાજ ગ્રંથોમાં જોવાય છે પરંતુ તેથી પ્રાચીન ગ્રંથો કે સૂત્રોમાં નથી, ' આ કથનની અસત્યતા આપણે આગમ વિગેરેના અનેક ઉલ્લેખોથી સાબીત કરતાજ આવ્યા છીએ.

વળી વધુમાં જોઇ લઇએ કે શ્રીવસુદેવહિંડીના કર્ત્તા શ્રીસંઘદાસ ગણીજી કે જેઓ સાક્ષાત્ પ્રભુવીરના શિષ્ય છે તેઓ દેવદ્રવ્યની સનાતનતા અને તેના ભક્ષણના વિપાકને શ્રીવસુદેવહિંડીમાં કેવી રીતે વર્ણવે છે:—

" राया पुच्छइ किं मन्ने मया सम्मत्तं लद्धपुव्वं ? को अहं आसी ? ततो साहुणा आभोएऊण भणिओ, सुणाहि—उसभस्सऽरहओ तित्थे साकेए नयरे धणदत्तो सत्थवाहो सावगो, तस्स णंदा भारिया, तेसिं पुत्तो सुरिंददत्त (तो तस्स) रुद्दतो बालवयंसो सो हि सुरिंददत्तो वाहणेण समुद्दमवतरिउं कामो बहुपच्चवाओ पवासो त्ति चिंतेऊण रुद्ददत्तस्स हत्थे तिन्नि कोडीओ जिणाययणपूयाए उवयोगं नेयव्वाओ त्ति दाऊणं गओसंववहारेणं दीवंतराणि, रुद्दत्तेण तं धणं जूयवसपसंगेण नासिअं, तओ चोरिअं पकओ, जणा वि दिट्ठो ओक्कामुहचोरपल्लिं पविट्ठो, कालेण तेसिं अहिवति (म्मि) जाते निग्घिणो निस्संसो परिवारेण य तेण सागेयं पिल्लियं, निसिहे आदीवियाणि घराणि, दिट्ठो संचरतो नागरेहिं इमो रुद्दत्तो अम्हं विणासाय उवट्ठिओ, मा से पमादि [ता एसो मारे] यव्वो त्ति निच्छिउं जुज्झंतेहिं मारिओ। तेण य जं सुरिंददत्तनिसिट्ठचेइयट्ठाए दव्वं विणासियं तेण जिणबिंबपूयादंसणाणंदितहिययाणं भवसिद्धिआणं सम्मदंसणसुयओहिमणपज्जवकेवलनाण।नेव्वाणल।ग पडि·

सिद्धा जा य तप्पभवा सुरमाणुसरिद्धि जा य महिमाऽऽगम्मस्स साहुजणाओ धम्मोवएसो वि तित्थाणुसज्जणा य सा वि पडिसिद्धा, तओ दीहकालठितिअं दंसणमोहणिज्जं कम्मं निबद्धं असातवेयणिज्जं च रुद्दझाणमसिओ य संगिहाय निरयाउ अपइट्ठाणे नरए उववन्नो, तत्थ दुक्खमविसामं अणुभविऊण मच्छो जातो, ततो नरगतिरियभवे फासिंतो बहुणा कालेण वए सुग्गामे गोयमस्स अणुद्धरीए भज्जाए पुत्तो जातो, गब्भत्थए तस्स पिया मतो, निस्सिरियगोयमो त्ति वड्ढइ, छम्मासजायस्स माया मया, माउलियाए नायं, सगिहमाणिओ तीए [सासूए] भणियं–मा मेतं अलक्खणं गिहं पविसेह, अच्छउ बाहिं ति, एवं सो अणाढिओ कहवि जीविओ कमेण य जोवणं पत्तो, साहुसमीवे सुयधम्मो पवइओ अलाभपरिसहं सहति, विसुद्धमाणलेसस्स य से अपरिवडियवेरग्गस्स चत्तारी लद्धीओ समुप्पन्नाओ कोट्ठबुद्धित्तम्–खीरासवत्तम् अक्खीणमहाणसियत्तम् पयाणुसारित्तंति, ततो पन्नरसवाससहस्साणि कयसामन्नो महासुक्के कप्पे देवो इंदसामाणिओ जाओ, तं राय! एवं जाण–जो य रुद्ददत्तो जो य णिसिरियगोयमो जो य महासुक्कसामाणो सो तुमं."

(અતિપ્રાચીન વસુદેવહિંડી.)

ભાવાર્થ—શ્રી નેમનાથ ભગવાનના પિતા અંધકવૃષ્ણિ રાજા પુછે છે કે હું પ્રથમ સમ્યક્ત્વ પામેલો છું? હું કોણ હતો? અવધિજ્ઞાની સાધુએ જાણીને કહ્યું કે–સાંભળ–ઋષભદેવસ્વામીના તીર્થમાં સાકેત નામના નગરમાં ધનદત્ત નામનો સાર્થવાહ કે જે શ્રાવક હતો, તેની નંદા નામની સ્ત્રી હતી અને તેને સુરેંદ્રદત્ત નામનો પુત્ર હતો અને સુરેંદ્રદત્તને રૂદ્રદત્ત નામનો બાળમિત્ર હતો. વાહને (નાવા) કરીને સમુદ્રયાત્રા કરવાની ઇચ્છાવાળા સુરેંદ્રદત્તે

'પ્રવાસ ઘણા વિઘ્નવાળો છે' આ પ્રમાણે વિચારીને રૂદ્રદત્તના હાથમાં ત્રણ કોડી દ્રવ્ય આપીને કહ્યું કે આ ત્રણ કોડી દ્રવ્યને દેરાસરના તેમજ પ્રભુપૂજાના ઉપયોગમાં લેજે. આ પ્રમાણે કરીને વ્યાપાર ખાતર તે દ્વીપાન્તરમાં ગયો. હવે રૂદ્રદત્તે તે ધનનો દ્યુત-વ્યસને કરીને નાશ કર્યો, તે વાર પછી ચોરી કરવા લાગ્યો અને લોકો ન જાણે તેવી રીતે ત્યાંથી તે ભાગીને 'ઉલ્કામુખ' નામની ચોરપલ્લીમાં પેઠો. કાળે કરીને તે તે પલ્લીનો અધિપતિ થયો.અને ત્યાર પછી નિર્લજ્જ અને ક્રુર એવા તેણે પોતાના પરિવારની સાથે આવીને સાકેત નગરને પીડીત કર્યું અને રાત્રિની અંદર તે ગામનાં ઘરો સળગાવ્યાં. નગરના લોકોએ તેને જોયો અને જાણ્યું કે-આ રૂદ્રદત્ત અમારો નાશ કરવા માટે ઉપસ્થિત થયો છે, માટે તેની ઉપેક્ષા કરવી વ્યાજબી નથી. આ પ્રમાણે નિશ્ચય કરીને નગરના લોકોએ તેનો નાશ કર્યો. દેરાસરને માટે સુરેન્દ્રદત્તે આ-પેલા ધનનો નાશ કરવાથી તેણે જિનેશ્વર ભગવાનની પ્રતિમાની પૂજા અને તેના દર્શનથી આનંદિત હૃદયવાળા ભવ્યજીવોને થતા સમ્યગ્દર્શન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન-મનઃપર્યવજ્ઞાન-કેવલજ્ઞાન અને નિર્વાણરૂપ લાભોનો પ્રતિષેધ કર્યો, યાવત્ તેનાથી પ્રાપ્ત થતી દેવ-સમ્બન્ધી અને મનુષ્યસમ્બન્ધી ઋદ્ધિ, આગમનો મહિમા, સાધુ-જનનો ધર્મોપદેશ અને તીર્થની ઉન્નતિનો પણ તેણે નાશ કર્યો અને તેથી તેણે દીર્ઘસ્થિતિવાળા દર્શનમોહનીય અને અશાતા-વેદનીય કર્મનો બંધ કર્યો અને રૌદ્રધ્યાનના પ્રતાપે નરકનું આયુષ્ય બાંધીને સાતમી નરકે ગયો. ત્યાં વિશ્રાન્તિરહિતપણે નરકના દુઃખનો અનુભવ કરીને મચ્છ થયો. ત્યાંથી નરક-તિર્યંચ-આદિ ભવોમાં લાંબા કાળ સુધી ભટકીને સુગ્રામવ્રજની અંદર ગૌતમની અણુદ્ધરી નામની ભાર્યાનો પુત્ર થયો. તેની ગર્ભાવ-સ્થામાંજ તેનો પિતા મરણ પામ્યો અને દરિદ્ર ગૌતમ એવું તેનું નામ પ્રસિદ્ધ થયું. જ્યારે તે છ માસનો થયો ત્યારે તેની માતા

મૃત્યુ પામી તે વાતની તેની મામીને ખબર પડી. તે તેને પોતાને ઘેર લાવી ત્યારે તેની (સાસુએ) કહ્યું કે આવા નિર્લક્ષણ બાળકને ઘરમાં નહિ ઘાલવો, ભલે બહાર પડી રહે. આવી રીતિએ સર્વને અનિષ્ટ એવો પણ બાળક કોઈ પણ રીતિએ જીવ્યો. ક્રમે કરીને યૌવન પામ્યો. સાધુની પાસે ધર્મ સાંભળીને તેણે દીક્ષા લીધી અને ત્યાં અલાભપરિષહને સારી રીતિએ સહન કર્યો. વિશુદ્ધલેશ્યાવાળા અને અપ્રતિમ વૈરાગ્યવાળા તેને કોષ્ઠબુદ્ધિ, ક્ષીરાશ્રવ, અક્ષીણમહાનસી અને પદાનુસારીણી–આ ચાર લબ્ધિઓ ઉત્પન્ન થઈ. ત્યાર પછી પંદર હજાર વર્ષ સુધી ચારિત્રપાલન કરીને ત્યાંથી કાળ કરી મહાશુક્ર નામના સાતમા દેવલોકમાં ઇન્દ્રનો સામાનિક દેવતા થયો. માટે હે રાજન્! જે રૂદ્રદત્ત, જે દરિદ્ર ગૌતમ અને જે મહાશુક્ર કલ્પમાં ઇન્દ્રનો સામાનિક દેવતા તે તું છે.

મૂર્તિપૂજા અને દેવદ્રવ્ય આગમવિહિત હોવાથીજ સુવિહિતગચ્છના ધોરી આચાર્યશ્રી હરિભદ્રસૂરિજીએ પોતાના ગ્રંથોમાં તે વસ્તુને જોરશોરથી વિહિત કરી છે તે છતાં પણ 'તે વાત હરિભદ્રના ગ્રંથોમાં કયાંથી આવી?' આવો બીનજરૂરી પ્રશ્ન ઉપસ્થિત કરી મોટો અસત્યવાદનો પહાડ રચી બેચરદાસે આપણા પ્રભાવક પુરૂષ ઉપર બૌદ્ધધર્મની અસર સ્થાપિત કરવાની માથાકુટ કરી છે, પરંતુ આપણે જોઇ ગયા તે પ્રમાણે તેનું પરિણામ શૂન્યમાંજ આવ્યું છે. આશ્ચર્યની વાત છે કે આટલા બધા ઉલ્લેખો મોજુદ છતાં તેમાંનો એકપણ ઉલ્લેખ બેચરદાસના જોવામાં ન આવ્યો! હોય કર્મની ગતિ વિચિત્ર છે. પરંતુ જાણવા જેવી બીના તો એ છે કે મૂર્તિપૂજાને સનાતન સાબીત કરનારા અનેક ઉલ્લેખો આપણા પ્રાચીનમાં પ્રાચીન જૈનસાહિત્યમાં વિદ્યમાન છતાં તેમાંનો એક પણ તે મહાભાગના લક્ષમાં ન આવ્યો અને ૧૯૧૯ ના જુલાઇ માસના સરસ્વતીમાં પ્રસિદ્ધ થયેલો 'देवोत्तरका इतिहास' આ મથાળાનો લેખ જોવામાં આવ્યો અને તેના

લેખકને 'વિદ્વાન્' તરીકે ઓળખાવી તેના એક બારપંક્તિના ઉલ્લેખનો ઉતારો કરીને મૂર્તિપૂજાની અર્વાચીનતા સાબીત કરવાની પ્રવૃત્તિ થઈ. આ સઘળા પાપનું મૂળ એજ છે કે 'દેવદ્રવ્ય' જેવા ઉત્તમ દ્રવ્યને શાસ્ત્રવિરૂદ્ધ રીતિએ અનુચિત માર્ગે ખર્ચાવી દેવાની ધુન લાગી છે, પરન્તુ તેને કયાંથી ખબર હોય કે મારા જેવા એક નહિ પરન્તુ અનેક અક્કલના ખજાનાઓ ભેગા થાય અને પોતાની અક્કલનું છચોક લીલામ કરાવે તે છતાં પણ શ્રદ્ધાસંપન્ન જૈનસમાજ, શાસ્ત્રસમ્મત માર્ગે ચાલનારી અને તેથીજ શાસ્ત્રાનુયાયી સંવિજ્ઞ ધર્મગુરૂઓની આજ્ઞાને શિરોધાર્ય સમજનારી જૈનસમાજ કોઇપણ દિવસ તે દ્રવ્યનો દુરૂપયોગ કરવા તૈયાર નથી થવી તે નથીજ થવી. આ સત્યવસ્તુસ્થિતિનું ભાન નહિ હોવાથીજ બુદ્ધિના ભંડાર બેચરદાસે, દેવદ્રવ્યના ભક્ષકને અનંતસંસારી તરીકે ઓળખાવનાર અને દેવદ્રવ્યના લેશથી પણ ઉત્પન્ન થયેલા મકાનમાં વસનાર સાધુને પણ પ્રાયશ્ચિત્તનો ભાગી કહેનાર ભગવાન્ હરિભદ્રસૂરિજીના નામેજ દેવદ્રવ્યનો દુરૂપયોગ કરાવવાની કોશીશ કરી છે પરંતુ તે પંડિત નામધારીને કયાં ભાન છે કે મારી આ પંડિતાઈની પોલ જૈનસમાજ પાસે છુપી નહિજ રહી શકે.

વાંચકમહાશયોને જરૂર એ આશંકા થશે કે ભગવાન્ હરિભદ્રસૂરિજીના નામેજ દેવદ્રવ્યનો દુરૂપયોગ કરાવવાની ચાલાકી બેચરદાસે કેવી રીતિએ ચલાવી છે? આ પ્રશ્નના સમાધાનમાં મારે તે ચાલાકીને ઉઘાડી કરવીજ પડશે. વાંચક મહાશયો એ તો જાણીજ ચૂકયા છે કે ભગવાન્ હરિભદ્રસૂરિજીએ દેવદ્રવ્યને 'પ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક' આ વિશેષણો આપેલાં છે. આ વિશેષણોના રહસ્યને સમજાવતાં શ્રીમાન્ રત્નશેખરસૂરિજી મહારાજા 'શ્રાદ્ધવિધિ' નામના ગ્રંથમાં નીચે મુજબ લખે છેઃ-

"" जिणपवयण त्ति"-सति हि देवद्रव्ये प्रत्यहं चैत्यसमारचन-महापूजासत्कारसंभवः, तत्र च प्रायो यतिजनसंपातः, तद्व्याख्या-

नश्रवणादेश्च प्रवचनवृद्धिः, एवं ज्ञानादिगुणानां प्रभावना चेत्यर्थः।"

અર્થાત્—જો દેવદ્રવ્ય હોય તો નિરંતર ચૈત્યસમારચન, મહાપૂજા અને સત્કાર વિગેરેનો સંભવ હોય. ત્યાં પ્રાયઃ સાધુજનનું આગમન થાય તો તેમના વ્યાખ્યાન શ્રવણ વિગેરેથી પ્રવચનની વૃદ્ધિથાય અને એવીજ રીતિએ જ્ઞાનાદિગુણોની પ્રભાવના પણ થાય.

આ સ્પષ્ટીકરણથી સાબીત થાય છે કે દેવદ્રવ્યનો ઉપયોગ જિનમૂર્તિ અને જિનમંદિરમાંજ કરવો અને તેમ કરવાથીજ શ્રીજિનપ્રવચનની પ્રચારકતા અને જ્ઞાનદર્શનગુણોની પ્રભાવકતા થઇ શકે છે પરંતુ બીજી રીતિએ તેનો ઉપયોગ કરવાથી કોઈપણ રીતિએ જિનપ્રવચનની પ્રચારકતા કે જ્ઞાનદર્શનગુણોની પ્રભાવકતા થઇ શકે તેમ નથી. 'જ્ઞાનદર્શનપ્રભાવક અને પ્રવચનવૃદ્ધિકર' આ બે વિશેષણોના આધારે બેચરદાસ પોતાની મનોકામના સિદ્ધ કરવા માગે છે અને તે મનોકામનાની સિદ્ધિ વાસ્તે એવી એવી કુકલ્પનાઓ કરી છે કે જેનું સમીક્ષણ કરતાં પણ મને સંકોચ થાય છે. ભગવાન્ હરિભદ્રસૂરિજીએ આપેલાં એ વિશેષણોને લઇને 'દેવદ્રવ્ય' નામના નિબંધમાં શ્રીજૈનધર્મપ્રસારક સભાના પ્રમુખ કુંવરજી આણંદજીએ પોતાની પ્રમાદપરવશતાથી કરેલા એક અસત્ય ઉલ્લેખને આગળ ધરીને બેચરદાસ પોતાની મનોકામનાની સફળતા માટે લખે છે કે:—

"સમાજમાં કેળવણીનો પ્રચાર કરવા માટે આપણે તેજ દ્રવ્ય (દેવદ્રવ્ય) દ્વારા રાષ્ટ્રિય શાળાઓ, રાષ્ટ્રિય વિદ્યાલયો અને રાષ્ટ્રિય વિશ્વવિદ્યાલયો તથા તેનાં સાધનો–છાત્રાલયો, છાત્રવૃત્તિઓ અને પુસ્તકાલયોમાં તે દ્રવ્યનો વ્યય કરીએ અને આ ઉપરાંત સંઘરક્ષાના મુખ્ય મૂળભૂત સંઘના સ્વાસ્થ્યની રક્ષા માટે તે દ્રવ્યદ્વારા ઠેકઠેકાણે બ્રહ્મચર્યાશ્રમો, ઔષધશાળાઓ, રહેવાની સગવડો અને વ્યાયામશાળાઓ (અખેડાઓ) બંધાવીએ–સ્થાપીએ, તો તેમાં કયું શાસ્ત્ર આડું આવે છે? મારા મત પ્રમાણે તો તે પ્રવૃત્તિમાં કુલગુરુઓ અને વ્યવસ્થાપકોના આગ્રહ–કદાગ્રહ–સત્તા અને સ્વચ્છંદ સિવાય બીજું કશું આડું આવતું હોય તેમ જણાતું નથી."

આ બકવાદની અસત્યતા સાબીત કરવા માટે અધિક કંઈ પણ લખવાની આવશ્યકતા મને જણાતી નથી. 'પ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક' આવાં અનુપમ વિશેષણોથી દેવદ્રવ્યને ઉપમિત કરનાર ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજ પોતેજ તે દ્રવ્યનો ઉપયોગ 'જિનમંદિર અને જિનમૂર્તિ' શિવાય અન્ય કોઈપણ સ્થાને ન થઇ શકે એ જાતની સ્પષ્ટતા કેવી રીતિએ કરે છે એજ મારે વાંચકોના ધ્યાનમાં લાવવું જોઇએ એટલે બેચરદાસની ચાલાકીનું જ્ઞાન આપોઆપ વાંચકો કરી શકશે એટલે ઉપરના લખાણને બકવાદરૂપ અને અસત્ય તરીકે ઓળખાવવા માટે મારે કોઈપણ જાતની મહેનત ઉઠાવવી પડે તેમ રહેશેજ નહિ.

'પ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક' આ વિશેષણોથી દેવદ્રવ્યને વિભૂષિત કરનાર ભગવાન્ હરિભદ્રસૂરિજી સંબોધપ્રકરણમાં નીચેની ગાથા મૂકીને ફરમાવે છે કે:--

" जिणदव्वलेसजणियं, ठाणं जिणदव्वभोयणं सव्वं ।
साहूहिं चइयव्वं, जइ तम्मि वसिज्ज पच्छित्तं ॥ १०८ ॥

ભાવાર્થ--જિનદ્રવ્ય (દેવદ્રવ્ય)ના લેશમાત્રથી પણ ઉત્પન્ન થયેલા સ્થાનને અને સર્વપ્રકારે દેવદ્રવ્યથી બનેલા ભોજનનો સાધુઓએ ત્યાગ કરવો જોઇએ કારણ તેવા દેવદ્રવ્યના લેશથી પણ ઉત્પન્ન થયેલા મકાનમાં રહેવાથી અને દેવદ્રવ્યથી બનેલા ભોજનનો ઉપભોગ કરવાથી પ્રાયશ્ચિત્ત લાગે છે.

ઉપરના ઉલ્લેખનું અવલોકન કરી વાંચકવર્ગ વિચાર કરશે કે સાધુપુરૂષો કે જેઓ લોકોત્તર જ્ઞાન દર્શન અને ચારિત્રની આરાધનામાંજ સદાને માટે લાગેલા છે અને સમસ્ત જનસમુદાયને સદુપદેશ આપવાનુંજ માત્ર કાર્ય કરનાર છે તેવા સાધુપુરૂષોમાટે પણ દેવદ્રવ્યના લેશમાત્રથી પણ બનેલા મકાનમાં નિવાસ કરવાની સર્વથા મનાઇ ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા પોતેજ કરે છે તો પછી તેમના ઉપદેશને અનુસરતોજ 'પ્રવચન-

વૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક' આ બે વિશેષણોનો અર્થ કરનાર અને 'જિનમંદિર અને જિનમૂર્તિ' શિવાય અન્ય કોઇપણ ખાતામાં દેવદ્રવ્યનો ઉપયોગ ન થઇ શકે એવી હિતકર સૂચના કરનાર સજ્જનપુરૂષોમાં આગ્રહ-કદાગ્રહ સત્તા અને સ્વચ્છંદનો આરોપ કરનાર આત્મા તે પોતેજ આ વિશેષણોને યોગ્ય છે કે દેવદ્રવ્યના રક્ષકો? ન્યાય દૃષ્ટિથી જરા વિચાર કરો અને સ્વાર્થભ્રષ્ટ થઇ છેક છેવટ ન જાઓ.

સાધુ જેવા ઉપકારવૃત્તિ અને ત્યાગવૃત્તિના ઉપાસક મહાપુરૂષો માટે દેવદ્રવ્યના લેશથી પણ બનેલા મકાનમાં રહેવાની મનાઈ કરનાર ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજના વચનને પ્રભુવચનવત્ માનનારી જૈનસમાજ બેચરદાસના તેવા બકવાદ ઉપર કદીજ ધ્યાન ન આપે એ તો એક નિઃશંક બાબત છે. ધાર્મિકજ્ઞાન દેવામાં પણ તે દ્રવ્યનો ઉપયોગ કરવાથી પ્રાયશ્ચિત આવે તો પછી વ્યવહારિક જ્ઞાનને આપવામાં અને અખાડાઓ ખોલવામાં દેવદ્રવ્યનો ઉપયોગ થઈજ કેમ શકે? આ પ્રશ્ન ઉપર વિચાર કરનાર આત્મા તેવી જાતનો શાસ્ત્રવિરૂદ્ધ અને દુનિયાને ધોખો દેનાર શબ્દોને પુસ્તકમાં અંકિત કરતાં અને જનસમૂહમાં ઉચ્ચારતાં અવશ્ય કંપારી ખાધા વિના તો નજ રહે પરંતુ જે આત્મા અનિષ્ટપંથે ચઢી ચૂકયો છે જેનું ભવિષ્ય ભયંકર ઘટનાઓથીજ ભરપુર છે તેવા આત્માના અંતરમાં તેવો ખ્યાલ સરખો પણ ન આવે એ તો સહજ છે. પરંતુ જેઓને પોતાના આત્માની ચિંતા છે તેવા આત્માઓને તો મારી વારંવાર ભલામણ છે કે તેવા સ્વેચ્છાચારી આત્માઓ કે જેઓ સ્વ અને પરની માત્ર દુશ્મનનીજ ગરજ સારે છે તેવાઓનો સહવાસ પ્રાણાન્તે પણ ન થવા દેવો. સાહિત્યમાત્રને દોષિત જણાવનાર અને મહર્ષિમાત્રને મૂર્ખ તરીકે નવાજનાર આત્માની મૂર્ખાઇ દરેકને માટે વચનાતીત હોય છે, તેવા મૂર્ખના સહવાસથી બચવા માટે 'न मूर्खजनसंसर्गः सुरेन्द्रभवनेष्वपि " આ હિતશિક્ષાને

પોતાના હૃદયપટમાં સદાને માટે કોતરી રાખશો. આ ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે દેવદ્રવ્યની રકમથી ધર્મશાળાઓ, પૌષધશાળાઓ, ઉપાશ્રયો, જ્ઞાનના ભંડારો કે જ્ઞાનનાં ઉપકરણો વિગેરે બનાવી શકાયજ નહિ કદાચ કોઈ બનાવે તો તેનો ઉપયોગ ધર્માત્માથી તો પ્રાણાન્તે પણ ન થઈ શકે અને કદાચ પ્રમાદથી-ભૂલથી તેનો ઉપયોગ થઈ જાય તો પણ પ્રાયશ્ચિત્ત તો આવેજ આવે. શ્રાદ્ધવિધિ, યોગશાસ્ત્રદીપિકા વિગેરે કોઇપણ ગ્રંથમાં તેવો ઉલ્લેખ હોયજ નહિ કે પુન્યવંત શ્રાવકો દેવદ્રવ્યથી ધર્મશાળાઓ, પૌષધશાળાઓ, ઉપાશ્રયો, જ્ઞાનના ભંડારો કે જ્ઞાનનાં ઉપકરણો કરાવે કારણકે ભગવાન હરિભદ્રસૂરિજી મહારાજા તો તે મકાનમાં સાધુઓને પણ નિવાસ કરવાની ચોખ્ખી મનાઈ કરે છે અને કદાચ ભૂલથી પણ તે મકાનમાં નિવાસ થઈ જાય તો પણ પ્રાયશ્ચિત્ત આવે કે જે મકાનમાં દેવદ્રવ્યનો લેશ પણ ઉપયોગ થયો હોય. તો પછી કુંવરજી આણંદજી જેવા ભૂલથી કંઇને બદલે કંઈ લખી નાખે એ ઉપર સમાજ કદીજ મુગ્ધ થઈ શકે નહિ. એટલે બેચરદાસે ધ્યાનમાંજ રાખી મૂકવું જોઇએકે અસત્યગવેષકો મરજી આવે તેવાં અસત્યોને અવલંબી સમાજને ધોખો દેવામાં કદીજ નહિ ફાવી શકે. કુંવરજી આણંદજીનું તે લખાણ શાસ્ત્રસમ્મત નથી. શ્રાદ્ધવિધિ અને યોગશાસ્ત્રદીપિકા વિગેરેના નામે દેવદ્રવ્યથી ધર્મશાળાઓ વિગેરે શ્રાવકો બનાવી શકે એવી જે વાત કુંવરજી આણંદજીએ પોતાના 'દેવદ્રવ્ય' ના નિબંધમાં લખી છે તે તેમની ભૂલ છે અને આશા છે કે તેઓ તે ભૂલનો સુધારો તુરતમાંજ કરી દેશે.

મોતીચંદભાઈ જેવાને પોતાના તરીકે બનાવી રાખવા માટે બેચરદાસ એવું એવું લખેછે કે જે વાંચતાં વાંચકોને હસવુંજ આવશે:—

"વર્ધમાન અત્યારે હયાત હોત તો ...... તે દ્રવ્યનો ઉપયોગ વીરને નામે ચાલતા 'મહાવીર વિદ્યાલય' જેવા સમાજોપયોગી કાર્યમાં થાત અને તે પણ તેમના આજ ભક્તો કરત."

આ પ્રમાણે લખનાર બિચારા બેચરદાસને ક્યાંથી ભાન હોય કે સમાજોપયોગી ધર્મવર્ધકકાર્યો કરવામાં આજના પણ મહાવીરભક્તો દેવદ્રવ્ય જેવા પવિત્ર દ્રવ્યનો દુરૂપયોગ કરવા પ્રાણાન્તે પણ તૈયાર થાય તેવા નથી. પ્રભુ મહાવીરના ભક્તો પોતાનાંજ બાળકોનું રક્ષણ કરવા જેટલી દ્રવ્યશક્તિ આજે પણ ધરાવે છે અને તેનો સદુપયોગ આજે પણ તે શ્રીમંતો ખુલ્લે હાથે કરે જાય છે. જો કદાચ આજે તેઓના અંતરમાં સંકોચ પણ થતો હોય તો તેનો દોષ પણ સમાજમાં આજે ઉત્પન્ન થયેલા કૃતધ્નો અને મૃષાભાષીઓનાજ શિર ઉપર છે, પણ નહિ કે બીજા ઉપર. 'શ્રીમહાવીર વિદ્યાલયની' સમાજોપયોગિતા પણ યોગ્ય સલાહકારોનાજ આધાર ઉપર છે, નહીં કે ધર્મમાર્ગ ઉપર ત્રાપ મારી ધર્માત્માઓની નિંદા કરનારના સંસર્ગોમાં, કેમકે એવાઓ તો ધાર્મિકસંસ્થાઓના ઉદ્દેશ માટે પ્રાયઃ શ્રાપ સમાન છે.

બેચરદાસના મિત્રોને મારી ભલામણ છે કે ઉપરના ઉલ્લેખો વાંચ્યા છે તેની સાથે નીચેના પણ ઉલ્લેખોનું અવલોકન કરી ચાહે તેવી અવસ્થામાં પણ દેવદ્રવ્ય જેવા પવિત્ર દ્રવ્ય ઉપર દૃષ્ટિને દોષિત ન બનાવશો. તે તરફ હૃદયને સુવિશુદ્ધ રાખશો. સમાજે એકત્રિત કરેલા અને કરાતા તે દ્રવ્યની સાર્થકતા માટેજ પોતાની લેખિનીનો યા રસનાનો ઉપયોગ કરજો અન્યથા આ લોક સાથે પરલોક પણ દુઃખદજ થઈ પડશે.

" चेइयदव्वं साहारणं च भक्खेइ विमूढमणसा वि ।
परिभमइ तिरियजोणीसु अण्णाणत्तं सया लहइ ॥ १०१ ॥

भक्खेइ जो उविक्खइ जिणदव्वं तु सावओ ।
पण्णाहीणो भवे जीवो लिप्पइ पावकम्मुणा ॥ १०४॥
चेइयदव्वविणासे रिसिघाए पवयणस्स उड्डाहे ।
संजइ चउत्थभंगे मुलग्गी बोहिलाभस्स ॥ १०५ ॥
चेइयदव्वं साहारणं च जो दुहइ मोहियमईओ ।
धम्मं च सो न जाणइ अहवा बद्धाउओ नरए ॥१०७॥ ”

ઉપરની ગાથાઓમાં ભગવાન્ હારિભદ્રસૂરિજી મહારાજા જણાવે છે કે જે વિમુઢ મને કરીને પણ દેવદ્રવ્ય અને સાધારણ દ્રવ્યનું ભક્ષણ કરે છે તે તિર્યંચની યોનિઓમાં ભમે છે અને સદા અજ્ઞાનપણું પ્રાપ્ત કરે છે. ॥ ૧૦૩ ॥ જે શ્રાવક જિનદ્રવ્યનું ભક્ષણ અને ઉપેક્ષા કરે તે જીવ પ્રજ્ઞાહીન થાય અને પાપકર્મે કરીને લિપ્ત થાય છે. ॥ ૧૦૪ ॥ ચૈત્યદ્રવ્યનો વિનાશ કરવાથી, (જિનમંદિર અને જિનમૂર્તિ શિવાય બીજા ક્ષેત્રમાં તે દ્રવ્યનો ઉપયોગ કરવો તે પણ તે દ્રવ્યનો વિનાશજ કહેવાય છે) પ્રવચનના ઉડ્ડાહથી, ઋષિના ઘાતથી અને સાધ્વીના ચોથા વ્રતનો (બ્રહ્મચર્યનો) ભંગ કરવાથી બોધિબીજનો નાશ થાય છે. ॥ ૧૦૫ ॥ જે મોહિતમતિથી ચૈત્યદ્રવ્ય અને સાધારણદ્રવ્યનો દ્રોહ કરે તે ધર્મને જાણતો નથી અથવા તેણે નરકનું આયુષ્ય બાંધેલું છે. ॥૧૦૭॥

આવી આવી અનેક હિતશિક્ષાઓ મળવા છતાં પણ જે આત્મા તે પવિત્ર દ્રવ્યનો દુરૂપયોગ કરવા એટલે શ્રીજિનમંદિર કે જિનમૂર્તિ સિવાયના કાર્યમાં તેનો ઉપયોગ કરવાનો વિચાર પણ કરે તે આત્મા જરૂર બહુલસંસારી તો હોવોજ જોઇએ. અન્યથા ઉપકારી પુરૂષો તરફથી નિષ્કામભાવે કરવામાં આવતી આવી સુંદર સુંદર હિતશિક્ષા તરફ કદીજ બેદરકારી થઈ ન શકે.

આ પવિત્ર દેવદ્રવ્યના સનાતન અસ્તિત્વને નાબુદ કરવા

માટે બેચરદાસે તે દ્રવ્યની વૃદ્ધિના ઉપાયો કે જે ભક્તિભાવને ઉત્તેજિત કરનારા હોઇ આત્મદ્રવ્યને નિર્મળ બનાવનાર છે તે ઉપાયોને તદ્દન ઉલ્ટા સ્વરૂપમાં ચીતરી પોતાની બુદ્ધિની કિંમત કરાવી છે. જે જે પ્રવૃત્તિથી આત્મા નિર્મળ બનતો હોય તે પ્રવૃત્તિ નિર્મળતાના ઉપાસક માટે તો આદરણીયજ છે અને તેવી પ્રવૃત્તિઓનો આદર જનસમાજ તરફથી થઇજ રહ્યો છે અને સદાને માટે થયાજ કરશે એથી બેચરદાસ જેવાઓએ અંતરમાં નિરર્થક બળવાની જરૂર નથી.

પોતાની દુર્બુદ્ધિથી બીજાઓને પણ વાસિત કરવાની ખાતર બેચરદાસે એક નવીજ જાતની પંડિતાઇનું પ્રદર્શન ત્રીજા મુદ્દાની ચર્ચાના છેવટમાં ખુલ્લું મૂકયું છે! તેનું દર્શનજ ડાહ્યાઓને તિરસ્કાર ઉપજાવે તેવું છે પણ તે બિચારા પંડિતને એટલું પણ ભાન નથી કે જિનની મૂર્તિનું, જિનના મુકુટનું, અને શ્રીજિનની આંગી વિગેરેનું દર્શન એ આ નેત્રોનું સાફલ્ય છે અને શ્રીજિનની અર્ચા માટે ઉપયોગમાં લેવાતી વસ્તુઓ તે તે વસ્તુઓની સાર્થકતા કરવામાં અપૂર્વ સહાયક છે. એ સાફલ્યતા અને સાર્થકતાના પ્રભાવે તો નરકનાં દ્વાર બંધ થાય છે અને સ્વર્ગના દરવાજા ખુલી જાય છે. પરિણામે શિવનગરમાં પહોંચવાની સુગમતા થઈ જાય છે. દુર્ભાગ્યની નિશાની છે કે શ્રીજિનમૂર્તિઆદિના દર્શનથી અને દુગ્ધઆદિ દ્રવ્યોથી શ્રીજિનની અર્ચા કરવાથી બેચરદાસને નરકે જવાની આશંકા ઉત્પન્ન થાય છે! આવી આશંકાઓની ઉત્પત્તિજ તે તે આત્માઓની અધમતાને ઉઘાડી કરવા માટે બસ છે.

સકલશાસ્ત્રો ઉદ્ઘોષણાપૂર્વક જણાવે છે કે જિનપ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક દેવદ્રવ્યનો વાસ્તવિક ઉપયોગ કરે તેનુંજ શ્રેય છે, પરંતુ સ્વચ્છંદી બનીને શાસ્ત્રોની ઉપેક્ષા કરીને

પોતાની કુકલ્પનાઓ ઉપર મદાર બાંધીને તે દ્રવ્યનો મનગમતો ઉપયોગ કરનાર માટે તો 'સમવારા હો! ગોયમા!'નો ઉલ્લેખજ ઘટી શકે તેમ છે. કારણકે અતિક્લિષ્ટ અધ્યવસાયથી નરકાદિ અશુભગતિ શિવાય બીજી ગતિની તો તેવાઓ માટે સંભાવના પણ અશકય જેવીજ છે.

આ રીતે હું મૂર્તિપૂજા અને તદાશ્રિત દેવદ્રવ્યની સનાતનતા અને શાસ્ત્રીયતા સમજાવવા સાથે દેવદ્રવ્યનો ઉપયોગ જિનમૂર્તિ અને જિનમંદિર સિવાય બીજા એક પણ ખાતામાં ન થઇ શકે એ બાબત અનેક રીતિએ બતાવી ચૂકયો છું અને તેમ કરવાથીજ ભગવાન્ હરિભદ્રસૂરિજીએ દેવદ્રવ્યની સાથે લગાડેલા 'જિનપ્રવચનવૃદ્ધિકર અને જ્ઞાનદર્શનપ્રભાવક' આ વિશેષણોની સાર્થકતા સ્પષ્ટ કરી ગયો છું તથા વર્તમાન સમયમાં શાસ્ત્રોની અવગણના કરીને આગમસિદ્ધ દેવદ્રવ્યનો નાશ અને દુરૂપયોગ કરવા બેચરદાસ અને એના જેવા બીજાઓ પ્રયત્ન કરી રહ્યા છે અને તેમ કરીને તેઓ પોતાના હિતના દરવાજા બંધ કરવા સાથે શાસ્ત્રોના સત્ય આશયોને છુપાવવામાં રાચી રહ્યા છે. આથી વાંચક મહાશયોને તેવા આજ્ઞાબાહ્યોના અશુદ્ધ આચાર અને વિચારોને સહજ પણ આદર નહિ આપતાં સદ્‌ગુરૂઓદ્વારા સન્માર્ગને સમજી તેમાંજ સુસ્થિત રહેવાની સૂચના કરી આ મુદ્દાની સમાલોચનાને આજ સ્થાને સમાપ્ત કરૂં છું.

## જૈનધર્મકથાનુયોગ.

પ્રિયવાંચકગણ! શ્રીઅરિહન્તદેવના વચનનો અનુયોગ ચાર પ્રકારનો છે તેમાં પ્રથમપદ ધર્મકથાનુયોગને અપાય છે. ધર્મકથાનુયોગને પણ ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગની માફક 'ચરણકરણાનુયોગ'ની પ્રાપ્તિમાં હેતુભૂત માનેલો છે.

ઉપરોક્ત ચાર અનુયોગોપૈકી ધમ કથાનુયોગમાં ચાર પ્રકારની ધર્મકથાઓ કે જે શ્રીજિનેશ્વરદેવોએ અને ગણધરદેવોએ કહેલી છે તેનુંજ વર્ણન થાય છે. એક 'આક્ષેપણી' બીજી 'વિક્ષેપણી' ત્રીજી 'સંવેદની' અને ચોથી 'નિર્વેદની'. પ્રથમની જ્યારે ધર્મપ્રત્યે આકર્ષણ કરનારી છે ત્યારે બીજી ઉન્માર્ગેથી સન્માર્ગે સ્થાપન કરનારી છે અને ત્રીજી જ્યારે સાંસારિક સુખની લિપ્સાનો પરિત્યાગ કરાવી શિવસુખની અભિલાષાને ઉત્પન્ન કરનારી છે ત્યારે ચોથી ધર્મકથા સંસારથી વિરક્ત બનાવનારી છે. ધર્મકથાના આ ચાર પ્રકારોજ સૂચવે છે કે ધર્મકથાનુયોગ પોતાના ઉપાસકને ચારિત્રધર્મનો રસિક બનાવી શિવસુખનો પણ સંગી બનાવે છે.

'ઉપમિતિભવપ્રપંચા' નામની કથાના પ્રણેતા મહર્ષિ શ્રીસિદ્ધર્ષિગણીજી ધર્મકથાનું સ્વરૂપ અને તેની ઉપકારિતાનું વર્ણન કરતાં લખે છે કે:—

" दयादानक्षमाद्येषु, धर्माङ्गेषु प्रतिष्ठिता ।
धर्मोपादेयतागर्भा, बुधैर्धर्मकथोच्यते ॥ ३० ॥
सा शुद्धचित्तहेतुत्वात्, पुण्यकर्मविनिर्जरे ।
विधत्ते तेन विज्ञेया, कारणं नाकमोक्षयोः ॥३१॥ "

અર્થાત્—દયા દાન અને ક્ષમાઆદિ ધર્મના અંગોમાં પ્રતિષ્ઠિત અને જેના ગર્ભમાં ધર્મની ઉપાદેયતા સુસ્થિત છે તેવીજ કથાને પંડિત પુરૂષો ધર્મકથા કહે છે. ॥૩૦॥ તે કથા ચિત્તશુદ્ધિમાં હેતુભૂત હોવાથી પુણ્યકર્મનો બંધ અને નિર્જરા કરે છે તેથી તે સ્વર્ગ અને મોક્ષનું કારણ છે.

શ્રીધર્મકથાનુયોગમાં ઉપર્યુક્ત ઉદ્દેશોની સફલતા સિદ્ધ કરવાની ખાતરજ ઉપકારી પુરૂષપ્રવરોએ ચરિતભાગની સાથે કલ્પિત ભાગની પણ સુંદરમાં સુંદર યોજના કરી છે અને ઉન્નતિના અભિલાષી આત્માને એ બન્ને વિભાગો એકાન્તે ઉપકારકજ છે, તે

છતાં પણ બિચારા બેચરદાસને આપણો સુંદરમાં સુંદર ધર્મકથાનુયોગ ન રૂચ્યો તે નજ રૂચ્યો. આ સ્થાને વાંચકોએ મહર્ષિ સિદ્ધર્ષિનું નીચેનું [1]સુક્ત ખાસ સ્મરણમાં રાખવા જેવું છે. તેઓશ્રી કહે છે કે–'જે આત્માઓ મોક્ષની અભિલાષામાં એકતાન બનેલા અંતઃકરણથી શુદ્ધ ધર્મકથાનીજ અભિલાષા રાખે છે તે સાત્ત્વિકપ્રકૃતિવાળા ઉત્તમ પુરૂષો છે.' એ તો સહજ છે કે રાજસી અને તામસી પ્રકૃતિના પર્યુપાસકોને શુદ્ધધર્મકથા કે જેના શ્રવણ કે વાંચનથી ચિત્તની શુદ્ધિ થવા સાથે વિષયલાલસાનો વિલય થાય, ચારિત્રધર્મનો પ્રેમ જાગે અને પરિણામે અપવર્ગ-મોક્ષની પણ પ્રાપ્તિ થાય તેવી સુંદર વસ્તુ નજ રૂચે. બિચારા બેચરદાસને પણ આપણી તેવી સુંદર સુંદર ધર્મકથાઓ ન રૂચી અને તે કારણે પોતાના 'આગમવાચનવાદ' નામના ચોથા મુદ્દાની ચર્ચા કરવા પૂર્વે 'જૈનકથાનુયોગ'ની પણ સમાલોચના કરવાનું તાન થઈ આવ્યું અને કહી નાખ્યું કે 'આપણા કથાનુયોગમાં આવતા ચરિતવિભાગમાં ચરિતતા ઘણીજ ઓછી જણાય છે પરંતુ પૌરાણિકતાની માત્રા એટલી બધી વધી ગઇ છે કે જેથી તેને હવે ચરિતવિભાગનું નામ આપવું પણ કઠણ થઈ પડ્યું છે.' જેનું ભેજુંજ પૌરાણિક કથાથી ભરેલું હોય તે ભેજામાં સુંદરતા કે અસુંદરતાનો વિવેક કરવાની તાકાત હોયજ ક્યાંથી? જે આત્માનું શ્રદ્ધાબીજજ બળી જવા પામ્યું હોય તે આત્મા સુંદરને અસુંદરરૂપે આલેખવા શિવાય બીજું કરીજ શું શકે?

આપણા શ્રીધર્મકથાનુયોગમાં આવતા ચરિતવિભાગને પૌરાણિક રૂપ આપવા માટે બેચરદાસનું ભેજું બેચરદાસના હાથે લખાવે છે અને બેભાન બિચારા બેચરદાસ લખે છે કે:—

---

૧. "मोक्षकाङ्क्षैकतानेन, चेतसाऽभिलषन्ति ये। शुद्धां धर्मकथामेव, सात्त्विकास्ते नरोत्तमाः॥ ३७॥"

"ભગવતીસૂત્રમાં જ્યાં જ્યાં કોઇની દીક્ષાની હકીકત આવે છે ત્યાં તે દીક્ષિત થનારને ......એક સામટો ત્રણ લાખ (રૂપીયા)નો ખર્ચ બતાવ્યો છે એટલે દીક્ષા લેનારે–દીક્ષા લેતાં પહેલાં એક લાખ તો હજામને આપવા જોઇએ, એક લાખનું રજોહરણ આપવું જોઇએ અને એક લાખનું પાત્ર લેવું જોઇએ–આ ઉલ્લેખ જેટલો મર્યાદા વિરૂદ્ધ છે તેટલોજ શાસ્ત્રવિરૂદ્ધ છે."

શ્રીભગવતીસૂત્રમાં એવો એકપણ ઉલ્લેખ નથી કે જેમાં દીક્ષા લેનારે ત્રણ લાખ રૂપયાનો ખર્ચ કરવોજ જોઇએ એમ લખાણું હોય અને તેવો ઉલ્લેખ કોઇપણ જૈનશાસ્ત્રમાં હોયજ નહિ પરન્તુ સડી ગયેલા ભેજામાં એ વિચારનો જન્મજ શી રીતિએ થાય? વિશાલ જૈનસાહિત્યના કોઈપણ વિભાગમાં એમ લખવામાં નથી આવ્યું કે સર્વ કોઇ દીક્ષા લેનારે ત્રણલાખ રૂપિયાનો ખર્ચ કરવોજ જોઇએ. આ વાત જૈનસમાજને સમજાવતાં વાર લાગે તેમ નથી કારણકે તે સમાજ પ્રતિવર્ષ પર્યુષણપર્વમાં શ્રીકલ્પસૂત્રનું એકચિત્તે આનંદ અને ઉત્સાહપૂર્વક શ્રવણ કરે છે અને તે શ્રીકલ્પસૂત્રમાં ખાસ પરમાત્મા શ્રીમહાવીરદેવના અગીઆર ગણધરો–ગૌતમસ્વામીજી આદિ મુખ્યાશષ્યો અને તેમના વિદ્યાર્થીઓ મળી ચુંવાલીસસો ( ૪૪૦૦ ) ની દીક્ષાનું વર્ણન છે તેમાં પણ ત્રણ લાખના ખર્ચની વાત સરખી પણ નથી. શ્રીસૂત્રકૃતાંગનામના બીજા અંગસૂત્રમાં શ્રીઆર્દ્રકુમારની દીક્ષાનું વર્ણન છે તેમાં પણ તે વાત નથી. આવી રીતના સંખ્યાબંધ ઉલ્લેખો આગમ આદિ જૈનસાહિત્યમાં વિદ્યમાન છે તેમાં તેવી જાતનો લેખ તો થયોજ નથી છતાં કોણ જાણે શું કારણ છે કે બેચરદાસને જ્યાં ત્યાં તેણુંજ જણાય છે!

બાકી એ તો સત્યજ છે કે કેટલાક રાજ્યલક્ષ્મીના સ્વામીઓએ, લઘુવયના રાજકુમારોએ અને શ્રીમંત શ્રેષ્ઠિઓએ તેમજ શ્રેષ્ઠિપુત્રોએ અઢળક લક્ષ્મીનો વ્યય કરીને દીક્ષાનો સ્વીકાર કર્યો

છે. અને આપણા પરમોપકારી તીર્થંપતિઓએ તો દીક્ષા લેવા પૂર્વે એકવર્ષ પર્યંત દાનની વૃષ્ટિ કરી છે કે જે દાનનું પ્રમાણ ત્રણ અબજ અઠયાસી ક્રોડ અને એંસીલાખ (૩૮૮૮૦૦૦૦૦૦) સુવર્ણ થાય છે. આ સાંભળીને કદાચ બિચાર બેચરદાસને મૂર્છા પણ આવી જાય તો ના નહિ કારણકે ત્રણ લાખના ખર્ચમાં તો તે બિચારાને અમુઝણ થઈ ગઈ છે. એ અમુઝણમાં ને અમુઝણમાં તે મહાભાગ લખે છે કે:—

"કદાચ કોઇ શ્રીમંતે એક લાખનું ઇનામ હજામને આપ્યું હોય તે સંભવે પણ ખરૂં, પરંતુ એક લાખનું રજોહરણ અને એકલાખનું પાત્ર શી રીતે સંભવે?"

છે વિચારકપણાનો એક અંશ માત્ર! આવા એક અવિચારકને 'પંડિત' અને 'ન્યાયતીર્થ' તરીકે માન્ય રાખનારાઓ પણ ખરેખર દયાનેજ પાત્ર છે. એ દયાપાત્રોના 'પંડિત'ને અને 'ન્યાયતીર્થ'ને હજામને લાખ રૂપિયાનું દાન સંભવિત લાગ્યું પણ રજોહરણ તેમજ પાત્ર માટે લખવામાં આવેલા લાખ લાખ રૂપિયા આપવાનું કોઈપણ રીતિએ સંભવિત ન લાગ્યું! આવા આવા વેદિયાનો વર્ગ વિચિત્ર વાતો કરે એમાં જનતાને કંઈજ આશ્ચર્ય ન થાય એ સ્વાભાવિક છે. બિચારા બેચરદાસને ખબર નથી કે જેવી રીતિએ ઇનામમાં લાખ રૂપિયા હજામને દેવાય તેવીજ રીતિએ રજોહરણ અને પાત્ર બનાવી આપનારને પણ લાખ રૂપિયા કે તેથી પણ અધિક ઈનામમાં આપી શકાય. તે છતાં પણ તે પોતાના વડીલ (પ્રમુખ) મોતીચંદભાઇને પોતાના જંગલી વિચારો ઉપર વિચાર કરવા અને ત્યાર પછીજ ન્યાય આપવાને તત્પર થવા સૂચવે છે તો હવે એજ જોવાનું છે કે મોતીચંદ તે ઉપર કેવો વિચાર કરે છે અને કેવો ન્યાય આપે છે! ધારાશાસ્ત્રી પોતાના ધારાશાસ્ત્રનો આ સ્થાને કેવી જાતનો ઉપ-

યોગ કરે છે એ વાતનો ખ્યાલ જૈનસમાજ રાખે એ યોગ્ય છે કારણકે સોલીસીટર મોતીચંદ પોતાને ચુસ્ત જૈનધર્મી અને સાચા શ્રદ્ધાળુ તરીકે ઓળખાવવા સાથે જૈનધર્મોનાં તત્ત્વોના જાણ તરીકે જાહેર કરે છે અને બીજાને પણ તેવાં તેવાં સર્ટિફિકેટો–કોઇને તો 'આગમના ઉંડા અભ્યાસી' અને કોઇને તો 'જૈનધર્મના સિદ્ધાન્તને સંપૂર્ણપણે જાણનાર અને વર્તનમાં મૂકનાર' આપવાની હિમ્મત કરે છે. આ સઘળી પોલ હવે થોડાજ સમયમાં જાહેર થઈ જવી છે.

પ્રિયવાંચકગણ! આપણાં આગમ આદિ જૈનસાહિત્યમાંના વિશાળ ચરિતવિભાગમાં પોતાના ભેજામાં ભરાઇ ગયેલી પૌરાણિકતાને દાખલ કરવાના ઇરાદાથી બેચરદાસે કેવી ધૃષ્ટતાભરેલાં લખાણો કર્યાં છે તેના નમુનાઓ હું તમારી સમક્ષમાં મૂકતો જાઉંછું અને તેમાં રહેલી ધૃષ્ટતાને પણ જાહેર કરતો જાઉંછું જેથી તેની રાજસી અને તામસી પ્રકૃતિનો પરિચય થવા સાથે તેની વર્તમાન દીનદશા અને ભાવિ દુર્દશા પણ તમારા ખ્યાલમાં આવી જશે.

શાસનનું સ્થાપન કરી–સન્માર્ગનું દાન દઇ પરમ ઉપકાર કરનારા આપણા શ્રીતીર્થપતિઓનું જીવન લોકોત્તર હોય છે એ વાત આસન્નસિદ્ધિક ભવ્ય આત્માઓનેજ રૂચિકર હોઈ શકે છે. તેમજ તે ઉપકારી પુરૂષોના જીવનની એકેએક ઘટના સમ્યક્ત્વને નિર્મલ કરનારી હોય છે પરંતુ ગાઢ મિથ્યાદૃષ્ટિ આત્માઓને તો તે પણ અરૂચિકરજ હોય છે એ વાતની સાબીતી કરાવી આપવા માટે ખરેખર બેચરદાસે પહેલજ કરી છે અને તેના સાગરીતોએ તે બિચારાને શૂર ચઢાવ્યું છે. તેમજ બેચરદાસ પણ શૂરાતનમાં આવી જઇને લખે છે કે:—

"વર્ધમાન માટે લખ્યું છે કે, તેમણે દીક્ષા લીધી ત્યારે તેમની પાસે

ઇંદ્રે આપેલું દેવદૂષ્ય હતું, જેનું મૂલ્ય પાછળથી લાખ સોનૈયા જેટલું અંકાયું હતું......વર્ધમાન પોતેજ દેવદૂષ્ય રાખે છે, એ કેવી સંગત અને સુશોભિત ઘટના છે......આપણા ગ્રંથકારોએ આવી આવી અનેક વાતો લખીને કેટલીક બાબતોમાં તો પુરાણોને પણ પાછાં પાડયાં છે અને તેમ કરીને જિનશાસનની પ્રભાવના કરી છે–કેવી સુંદર પ્રભાવના અને કેવો સુંદર તેનો ઉપાય !!! કહેવાય છે કે, જ્યારે વર્ધમાન દેશના આપતા ત્યારે દેવોદ્વારા ત્રણ કિલ્લાઓ રચવામાં આવતા હતા. તે પણ પાષાણુના નહિ, કિંતુ, રૂપાના, સોનાના અને રતનના હતા. કેવી વિચિત્ર હકીકત......આપણા ગ્રંથકારોએ રૂપાના, સોનાના અને રતનના ત્રણ કિલ્લાઓને રચવામાં કેવી કુશળતા વાપરી છે.”

ઉપરના ઉલ્લેખ ઉપર સમાલોચના કરવાની કંઇજ જરૂર નથી એમ તો વાંચકો પણ સમજી શકે તેમ છે. વાંચકોને ખ્યાલમાં હશે કે બેચરદાસે પોતેજ ભગવાન્ હરિભદ્રસૂરિજીને શિષ્ટશિરોમણિ અને પ્રામાણિકપ્રકાણ્ડ તરીકે સ્વીકારેલા છે, તેઓશ્રીએ પણ દેવદૂષ્યની અને સમવસરણની વાત પોતાના ગ્રંથોમાં ઘણીજ વિસ્તારથી આલેખી છે. દેવદૂષ્ય અને સમવસરણની વાત ખાસ આગમમાં પણ લખાયેલી છે. સૂત્રકાર શ્રીસુધર્માસ્વામીજી આદિ મહાપુરૂષોએ આલેખેલી સત્ય ઘટના બેચરદાસના અંતરમાં અસહ્ય થઇ પડી છે એ બાબત ઉપરનો ઉલ્લેખ સ્પષ્ટપણે બતાવી રહ્યો છે. એની અસહ્યતાની કે એના ઉધમાતની આપણને કંઈજ પરવા નથી. અસત્યના ઉપાસકોને સત્યમાત્ર અસહ્ય થઈ પડે એ સહજ છે. ભક્તિવશે ઇંદ્ર શ્રીતીર્થંકરદેવોના ખભા ઉપર દેવદૂષ્ય સ્થાપન કરે છે અને શ્રીતીર્થંકરદેવોને કેવલજ્ઞાન થયા પછી દેવો સમવસરણની રચના કરે છે એ સત્ય વસ્તુસ્થિતિને પૂજ્ય સૂત્રકાર આદિ મહાપુરૂષોએ લખી એ પણ તે હીનભાગીને અસહ્ય થઇ પડી અને તેઓનો ઉપહાસ કરવાનું અને દુન્યવી પ્રપંચોના પૂજ-

રીની સ્તુતિ કરવાનું સુઝી આવ્યું એજ એના દુર્ભાગ્યની નિરવધિ છે. એ નામચીન પંડિતને એટલાથીજ સંતોષ નથી થયો એથી સમવસરણની રચનાને પણ અયોગ્ય ઠરાવવાનું તેને સુઝી આવ્યું છે અને એજ કારણથી તે લખે છે કે:—

"હું તો આ એક તદ્દન નવીજ વાત સાંભળું છું કે, ઉપદેશકો પણ કિલ્લામાં ભરાઇને ઉપદેશ આપતા હશે વા તેઓને કોઇના ડરથી કિલ્લામાં બેસીને ઉપદેશ દેવો પડતો હશે."

આ તેમનું લખાણજ તેમને પાગલની પંક્તિમાં મૂકી રહ્યું છે એટલે એની ઉપર આપણે કંઇજ વિચાર કરવા જેવું રહેતું નથી. મને નથી સમજણ પડતી કે બેચરદાસ શા માટે પોતાની જાતને પણ કલંકિત કરી રહ્યા છે? કંઈજ નહિ દુષ્કર્મની ગતિજ વિચિત્ર છે! તો પછી એમાં વિચારજ શો?

જૈનકથાસહિત્યને નિંદવાની દુષ્ટભાવનાને પરવશ થવાથી બેચરદાસ શું શું કરે છે? એ વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે. એ દુષ્ટભાવના તેમની પાસે કેવું કેવું ચિત્રણ કરાવે છે એ પણ જોવા જેવું છે. આપણા પરમપવિત્ર કથાસાહિત્યને નિંદવાની ખાતર કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા કે જેઓની મહાપુરૂષતા આજે પાશ્ચાત્યપંડિતો પણ વર્ણવી રહ્યા છે તેઓની ઉપર પણ મૂર્ખતાનો અને અસત્યવાદિતાનો આરોપ મૂકતાં પણ તે મોતીચંદના આશ્રિતને અડચણ નથી આવી.

શ્રીવીરચરિત્રમાં કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ કુમારપાલ મહારાજાની સત્ય હકીકત દાખલ કરી છે. તેના ઉપર ટીકા કરવાની ખાતર તે નિંદકશીલ લખે છે કે:—

"હું એમ કહું કે, તે મહાપુરૂષે પોતાના પવિત્ર મુખે મારા પિતાનું જીવનચરિત્ર કહ્યું હતું, તમે તેમ કહો કે, તે મહાપુરૂષે અમારાં વહાલાં સગાંઓને પણ સંભાર્યા હતાં અને અભયકુમારની પાસે આપણા વડિલ, ધર્મના

ધારી સુશ્રાવક કુંવરજીભાઇનાં વખાણ કર્યા હતાં. એ બધું કાંઇ અસંભવતું નથી, તેમ તે નિષેધ્ય પણ નથી પરંતુ આપણા તરફથી કહેવામાં આવતી એવી એવી નિર્મૂળ હકીકતો આપણી મૂર્ખતાનેજ સાબીત કરે છે. આચાર્ય હેમચંદ્રે પોતે બનાવેલા વીરચરિત્રમાં (?) વર્ધમાનને શ્રીમુખે રાજા કુમારપાળની પ્રશંસા કરાવીને તેને ખુશ કરવાનો જે લાવો લીધો છે તે, ઉપર જણાવેલાં વખાણ કરતાં ઓછો ઉતરે તેમ નથી."

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિશ્વરજીએ કરેલા મહારાજા કુમારપાલને લગતા ઉલ્લેખને પોતાના બકવાદની સાથે સરખામણી કરતાં જેને શરમ નથી આવતી તેને કહેવુંજ શું? શ્રીઅભયકુમારે પ્રસંગે પરમાત્મા શ્રીમહાવીરદેવની પાસે અનેક પ્રશ્નો પૂછ્યા છે તેમાં ધર્મપ્રભાવક રાજા કોણ થશે? આવો પ્રશ્ન પણ પુછાયો છે અને તેના ઉત્તરમાં પ્રભુએ રાજા કુમારપાલની પ્રશંસા કરી છે અને તેનો ઉલ્લેખ કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રસૂરિજીએ પોતાના શ્રીવીરચરિત્રમાં કર્યો છે. રાજા વિક્રમે પણ પોતાના ગુરૂ શ્રીસિદ્ધસેનદિવાકરજીને પ્રશ્ન કર્યો છે કે-'આ કલિયુગમાં મારા જેવો કોઇ બીજો રાજા થશે?' ઉત્તરમાં આચાર્ય શ્રીસિદ્ધસેનદિવાકરજીએ પણ રાજા કુમારપાલને શ્રીજિનમતપ્રભાવક તરીકે વર્ણવેલ છે:—

શ્રીકુમારપાલમહાકાવ્યમાં હિણ્ડિવર્ણન નામના બીજા સર્ગમાં ઉપાધ્યાયજી શ્રીચારિત્રસુંદરગણિજીએ એ પ્રશ્નોત્તરને નીચે મુજબ લખ્યો છે:—

"एकदा स्वगुरुमादरादिदं पृष्टवान्नरपतिः स विक्रमः ।
मत्समः कलियुगे परो नृपः सम्भविष्यति विभो! किमार्हतः?॥३५॥
कलियुगे भविता परमार्हतः कुमरभूपतिरत्र नराधिपः । "

અર્થાત્—એક વખત રાજા વિક્રમે આદરપૂર્વક પોતાના ગુરૂને

આ વાત પૂછી કે હે સ્વામિન્! કલિયુગમાં મારા જેવો અરિહ-ન્તદેવનો ઉપાસક બીજો રાજા થશે? ઉત્તરમાં શ્રીસિદ્ધસેનદિવા-કરજીએ કહ્યું કે કલિયુગમાં અહિંઆં નરાધિપ કુમારપાલ નામનો ભૂમિપતિ પરમાર્હંત-અરિહન્તદેવનો પરમઉપાસક થશે.

આ વાત મારે આ સ્થાને એટલાજ માટે સ્થાપિત કરવી પડી છે કે આપણા દરેકે દરેક આરાધ્યપાદ મહાપુરૂષો એકપણ વાત પોતાની મતિકલ્પનાથી યા આધાર વિના નથી કહેતા કે નથી લખતા એ મારે બતાવવું હતું અને ઉપરોક્ત કથનથી એ ખાસ જોઈ શકાય છે. તેમજ તેની સાબીતી માટે વર્તમાન સઘળું સાહિત્ય પ્રમાણભૂત છે. એટલે એ સંબંધમાં આધિક કંઈપણ લખવાની જરૂર નથી. બિચારા બેચરદાસને ખબર નથી કે શા-સ્ત્રોમાં કેવી વ્યક્તિનાં નામો નોંધાય છે અને મહાપુરૂષો કેવા પુરૂ-ષોને સાંભળવાની જિજ્ઞાસા ધરાવે છે? એટલે તે મરજી આવે તેમ બકે તેની સમાજ પરવા કરે તેમ નથી. સાથે બેચરદાસે એ પણ સમજી રાખવું ઘટે છે કે કુંવરજીભાઇ કંઇ એવા શ્રદ્ધાહીન નથી થઈ ગયા કે તમારા વિશેષણોથી કે તમારા ગુણગાનથી ફુલાઈ જાય કે તમારી હા માં હા મેળવી દે.

બિચારા બેચરદાસને એ પણ ખબર નથી કે શ્રીવર્ધમાન-સ્વામીની સવસ્રાતા સૂત્રોમાં વર્ણવી છે અને સમવસરણની તેમજ દેવાદિકૃત પૂજાની હકીકત પણ અંગ આદિ સાહિત્યમાં સ્થળે સ્થળે કહેવામાં આવી છે. એટલે અજ્ઞાત આદમી મરજી આવે એમ લવે એમાં આશ્ચર્ય શું છે? વળી જેને સારૂં જોવું નથી કે માનવું નથી તેને સર્વત્ર ખોટુંજ જણાતું હોય એમાં અસં-ભવિત પણ શું છે? અન્યથા શ્રીતીર્થંકરદેવો દેવદૂષ્યના ધારક હોય અને તે પરમપુરૂષના પ્રકૃષ્ટ પુણ્યના પ્રતાપે દેવતાઓ સમવસરણની રચના કરે કે ઇંદ્રો નિરંતર ઉપાસના કરે તેમજ મુમુક્ષુઓ તેપરમ-પુરૂષોની મૂર્તિઓ ભરાવી ભરાવીને અને તે મનોહર મૂર્ત્તિઓને મ-

નોહરમંદિરોમાં પધરાવી પધરાવીને નિરંતર ત્રિકાલ પૂજન કરે એમાં તેને શાનું દુઃખ થાય? પણ અજ્ઞાન અને પાપના ઉદયે બિચારા બેચરદાસને એવું સાંભળી સાંભળીને આનંદ થવાને બદલે શોક થાય છે અને એ શોકની ઘેલછામાં તે સમગ્ર જૈનસાહિત્યને અને તેના પ્રણેતા પુરૂષોને ગાળોજ ભાંડવા મંડી પડયા છે તેમજ તેના સ્નેહીઓ-સોલીસીટર મોતીચંદ, પુના શ્રીમહાવીરકાર્યાલયના કાર્યવાહકો અને તેજ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થતા શ્રીમહાવીરપત્રના સંપાદક જિનવિજય વિગેરે વિગેરે તેની ઘેલછાને સન્નિપાતનું રૂપ આપવાની મહેનત કરી રહ્યા છે! એ શું ઓછો શોકનો વિષય છે? પણ જ્યાં દરદીજ કમનસીબ હોય ત્યાં ઉપાયજ શો? ખેર જેવું દરદીનું ભાવિ.

દીલગીરીના દરિયામાં ડુબેલા બેચરદાસે દશાર્ણદેશના રાજા દશાર્ણભદ્રને પ્રતિબોધ કરવાની ખાતર શક્રેન્દ્રે પોતાની વૈક્રિયલબ્ધિના બળે વિકુર્વેલી ઋદ્ધિને નિરર્ગલ ગપ્પ જણાવી વર્તમાનમાં ઉપકારનિમિત્તે સદુપદેશ આપતા પરમપૂજ્ય મુનિવરોની અને પોતાના શ્રાવકપણાને સફલ કરતા એટલે કે શ્રદ્ધાપૂર્વક સામાચારીનું સદ્‌ગુરૂમુખે શ્રવણ કરતા સુશ્રાવકસમુદાયનો ઉપહાસ કરતાં લખ્યું છે કે:—

"અપાસરામાં બેસીને રેશમ, કિનખાબ અને ઝીકના ત્રિગડામાં પાટ ઉપર વિરાજીને આપણા કુલગુરૂઓ શ્રોતાઓનાં માથાં ધૂણાવી રહ્યા છે, તે જોઇને મને તો ચોરામાં બેસીને અફીણીયા ગરાસિયાઓ પાસે ગપ્પાં મારતા અને હોકારા ભરતા ચારણોની સ્મૃતિ થઇ આવે છે."

વાંચકગણ સમજી શકશે કે ઉપરના ઉલ્લેખમાં આપણા પરમપવિત્ર ઉપાશ્રયને-કે જે એકાંતે ધર્મસાધનાની ખાતરજ નિર્મિત થયેલ છે-તેને ચોરાની ઉપમા આપવામાં આવી છે, આપણા પરોપકારપરાયણ પૂજ્ય મુનિવરોને 'ચારણ'ની અને

ધર્મપ્રેમી શ્રાવકસમુદાયને વ્યસનાધીન ગરાસિયાઓની ઉપમા દેવામાં આવી છે અને આપણી ઉન્નતિનો રસ્તો બતાવનારી ધર્મકથાઓને ગપ્પાં તરીકે અને આપણા શ્રાવકસમુદાયના સદ્ભાવ અને સ્વીકારસૂચક 'જી' શબ્દને હોકારા તરીકે નવાજવામાં આવેલ છે. પોતાની લેખિનીનો આવો ઉપયોગ કરનારની જાતિ-પરીક્ષા કરવી એ તો સહજ છે કારણકે લોકોક્તિ પણ એવીજ છે કે 'જાત વિના ભાત પડતી નથી.' અજ્ઞાની, પાપી કે મિથ્યા-દૃષ્ટિ એ વિશેષણો તો બેચરદાસ જેવાઓને મન રમુજી આપ-નારાં છે અર્થાત્ એ વિશેષણો તો એમને પોતાને માટે સુમધુર જણાય છે. કારણકે તેઓએ પોતાનો ઉદ્ધારજ અજ્ઞાની, પાપી કે મિથ્યાદૃષ્ટિ બનવામાં માન્યો છે અને એ વાતનો નિશ્ચય આપણને આજે તેઓની પ્રવૃત્તિજ કરાવી રહી છે. શાસ્ત્રકારો પણ એજ જણાવી રહ્યા છે કે મતિ પણ ગતિને અનુસરતીજ ઉત્પન્ન થાય છે. દુર્ગતિમાંજ જવા માટે સરજાયેલા આત્માઓને સારૂં તે પણ ઉલ્ટારૂપેજ જણાય છે અન્યથા ધર્મરસને ઝરતી અને સદ્ભાવને પોષતી ધર્મકથાઓ અને ઉત્તમ પ્રકારે તેના મર્મને સમજાવતા પૂજ્ય ધર્મગુરૂઓ પ્રત્યે એવી અધમભાવના ઉત્પન્નજ શી રીતે થાય?

દાનાદિક ધર્મફલના વર્ણનને અને દેવદ્રવ્યના ભક્ષક અને ઉપેક્ષકની થયેલી દુર્દશા બતાવનારી કથાઓને બેચરદાસ 'ધર્મ-કથાનુયોગના' કલ્પિત વિભાગ તરીકે ઓળખાવે છે અને લખે છે કે:—

"જે સાહિત્યમાં ચરિતવિભાગ પણ પૂરા પૌરાણિક સ્વરૂપની જેવી સ્થિતિ ભોગવે છે તેના કલ્પિત કથાવિભાગનું તો કહેવુંજ શું!!!"

જે પંડિત નામધારીને ચરિત કે કલ્પિત શું ચીજ છે તેનુંજ ભાન નથી તેને બીજી જાતનું તો ભાન હોયજ શાનું? આપણે ઉપર જોઈ આવ્યા છીએ કે આપણા ચરિતવિભાગને

ધિકારી અને પૌરાણિક બનાવવાની કોશીશમાં તે પંડિતનામધા-રીએ મૃષાવાદના સેવન સિવાય અને પોતાની જાતની પરીક્ષા કરાવ્યા સિવાય બીજું કંઇજ કરેલ નથી. ત્યારબાદ કલ્પિત કથાઓની અસત્યતા બતાવવાની શરૂઆત કરતાં તો પોતાના કહેવાતા પાંડિત્યને પણ બટ્ટોજ લગાડયો છે કારણકે કલ્પિત કથા-વિભાગની સમાલોચનામાં તેણે જે જે વાતો લખી છે તે બધીજ ચરિતતાથીજ પરિપૂર્ણ છે તેમાં કલ્પિતતાનો તો અંશ પણ નથી. આપણા આગમોમાં અને કથાસાહિત્યમાં કલ્પિતવિભાગ કેવા પ્રકારનો છે તે જાણવાની ખાતર શ્રીસિદ્ધર્ષિજીએ ઉપમિતિભવ-પ્રપંચાનામક કથાના પીઠબન્ધમાં મૂકેલા નીચેના શ્લોકો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે:—

" प्रत्यक्षानुभवात्सिद्धं, युक्तितो यन्न दुष्यति ।
सत्कल्पितोपमानं तत्, सिद्धान्तेऽप्युपलभ्यते ॥ ८० ॥

तथाहि—यथाऽऽवश्यके—साक्षेपं मुद्गशैलस्य, पुष्कलावर्त्तकस्य च ।
स्पर्द्धा सर्पाश्च कोपाद्या, नागदत्तकथानके ॥८१॥

तथा—पिण्डैषणायां मत्स्येन, कथितं निजचेष्टितम् ।
उत्तराध्ययनेष्वेवं, संदिष्टं शुष्कपत्रकैः ॥ ८२ ॥

अतस्तदनुसारेण, सर्वं यदभिधास्यते ।
अत्राऽपि युक्तियुक्तं, तद्विज्ञेयमुपमा यतः ॥ ८३ ॥ "

સારાંશ—દેખીતી રીતે અથવા અનુમાન અગર અનુભવ અને ન્યાયયુક્તિથી જે કલ્પના સુયોગ નીવડે તે સાચી કલ્પના. આવી સાચી કલ્પનાનાં ઉપમાનો પણ સિદ્ધાન્તમાં મળે છે. શ્રી-આવશ્યકસૂત્રમાં પુષ્કરાવર્તમેઘ અને મગશેળીયાપાષાણની સામ-સામી સ્પર્ધામાં કરેલી કુપાત્રપણાની ઉપમા અને નાગદત્તની કથામાં સર્પોના રોષ સાથે સરખાવેલી ક્રોધાદિક કષાયોની ઉપમા એવીજ

રીતે ઘટમાન છે. પિંડેષણા અધ્યયનમાં મત્સ્યમુખથી કહેવાયલી આપવીતી કહાણી તથા શ્રીઉત્તરાધ્યયનમાં પીપળાના સુકાં ખરી પડતાં પાન અને નવી લટકતી તાજી કુંપળોના સંબંધમાં ઉતારેલી ઘટના ઉપર પ્રમાણે યુક્તિયુક્ત સાચી કલ્પનાનું ક્ષેત્ર છે. સાચીજ કલ્પનાવડે ઉપમાન ઘટાવવાની પૂર્વથીજ સિદ્ધાન્તશૈલિ છે. એથી જે સઘળું કહેવાય તે તેને (સિદ્ધાન્તશૈલિને) અનુસરતુંજ કહી શકાય, જેથી અહિંનું પણ ઉપમાન યુક્તિસર સમજવું.

આ ઉપરથી વાંચકગણ સહજમાં સમજી શકશે કે બેચરદાસને ચરિતવિભાગની યા કલ્પિતવિભાગની ખબરજ નથી. દાનાદિક ધર્મક્રિયાઓનાં ફલવર્ણનો તેમજ દેવદ્રવ્યના ભક્ષણ ઉપેક્ષણજન્ય કટુ વિપાકવર્ણનો સર્વથા સંભવિત અને સુસંગત છે એ વર્ણનોમાં શંકાને સ્થાનજ નથી, આ વસ્તુસ્થિતિથી અજ્ઞાત હોવાથી કથાસાહિત્યના ચરિતવિભાગને કલ્પિતવિભાગ માનવા સાથે દાનાદિક ધર્મક્રિયાઓનાં ફલવર્ણનોને અયોગ્ય અને અનુચિત તરીકે ઓળખાવી શા. કુંવરજી આણંદજીએ પોતાના દેવદ્રવ્યના નિબંધમાં વર્ણવેલી શાસ્ત્રીય કથાઓ ઉપર પોતાના દુષ્ટસ્વભાવનું શીલ મારવાની મહેનત કરી છે પણ તેને ખબર નથી કે મારી આવી પ્રવૃત્તિ મને પોતાનેજ નુકશાનકર છે. સત્યના વિરોધિઓને તો સત્ય ગળે નથીજ ઉતરવું પરંતુ તે નિમિત્તે બીજા યોગ્ય જીવોને પણ લાભ થઇ જાય તો તે પણ હિતકરજ છે માટે તેજ હેતુથી આપણે જોઇએ કે ધર્મક્રિયાઓને કરણીય તરીકે દર્શાવતાં તેનું ફળવર્ણન આપણા ઉપકારી પુરૂષો કેવું અને કેવી રીતનું કરે છે:—

" दानं सुपात्रे त्रिशुद्धं च शीलं तपो विचित्रं शुभभावना च।
भवार्णवोत्तारणयानपात्रं धर्मं चतुर्द्धा मुनयो वदन्ति ॥१॥ "

અર્થાત્—સુપાત્રમાં દાન દેવું, ત્રિકરણશુદ્ધ શીયલનું પાલન

કરવું, અનેક પ્રકારનો તપ કરવો અને શુભ ભાવનાઓનું સેવન કરવું. આ ચાર પ્રકારના ધર્મને મુનિઓ સંસારરૂપી સાગરને તરવાના યાનપાત્ર-જહાજ તરીકે કહે છે.

ઉપર્યુક્ત પદ્યના અવલોકનથી સિદ્ધ થાય છે કે સઘળાં શુભાનુષ્ઠાનો કેવલ આ સંસારથી મુક્ત થવા માટેજ સેવવાનાં છે પણ નહિ કે સાંસારિક સુખોની લિપ્સાથી, છતાં એ પણ નિશ્ચિત છે કે જો તેની સંપૂર્ણ આરાધના ન થાય તો મુક્તિરૂપ સંપૂર્ણ ફલની પ્રાપ્તિ નજ થઈ શકે. સંપૂર્ણ ફલની પ્રાપ્તિનો આધાર સાધનોની સંપૂર્ણ સેવા ઉપરજ છે. સાધનોની સંપૂર્ણ સેવા થાય તોજ સંપૂર્ણ ફલની પ્રાપ્તિ થાય, અન્યથા નજ થાય તેવીજ રીતિએ એ વાત પણ સાચીજ છે, સેવાના પ્રમાણમાં તો અવશ્ય ફલની પ્રાપ્તિ થવીજ જોઇએ. એ તો અનુભવસિદ્ધ છે કે ઔદાર્યના ઉપાસકની અનિચ્છા છતાં પણ તેના ઔદાર્યની પ્રશંસા થયા સિવાય રહી શકતી નથી. શીલસંપન્ન સદાચારશીલ પુરૂષરત્નની પ્રસિદ્ધિ આપોઆપ થઇ જાય છે. તપસ્વી મહાપુરૂષનું તપોતેજ અસંભવિત કાર્યને સુસંભવિત કરી શકે છે અને સદ્‌વિચારનું સેવન પોતાની સુંદર ખુશબો સ્વયમેવ સૃષ્ટિપટ ઉપર વિસ્તારે છે. તેવીજ રીતે દાનાદિક ધર્મના નિર્મલ સેવનથી કદાચ મોક્ષની પ્રાપ્તિ ન થાય તે છતાં પણ પુણ્યાનુબંધી પુણ્યનો બંધ થવો એ તો સહજ છે. પુણ્યાનુબંધી પુણ્યનો સ્વભાવ છે કે તે પોતાના સ્વામી આત્મદેવને પોતાના વિપાકનો અનુભવ કરાવીને શિવસુખનો ભોક્તા બનાવે છે. તેનો વિપાક વિવિધ ઐશ્વર્યાદિ છે. પ્રભુના તીર્થંકરપણામાં તેનો (પુણ્યફલનો) આદર્શ જોવાય છે. પાપાનુબંધી પાપનો આદર્શ તેનાથી ઉલ્ટો છે અને તેનો અનુભવ નરક નિગોદમાં થાય છે. આથી વસ્તુનો કાર્યકારણભાવ સમજવો વાંચકો માટે સુકર થઇ જશે કે ઐશ્વર્યાદિ સુખનું કારણ પુણ્ય અને દારિદ્યાદિ દુઃખનું કારણ પાપ છે. શ્રીસર્વજ્ઞદે-

વના સિદ્ધાન્તસાગરમાં એકપણ વસ્તુ એવી નથી કે જેમાં કાર્ય-કારણભાવ ન ઘટી શકતો હોય યા કર્મબંધની વ્યવસ્થાને ધક્કો પહોંચતો હોય. તે છતાં પણ બેચરદાસ તેવો આક્ષેપ કરવાને પણ લલચાયા છે તે પણ પ્રાયઃ તે મહાભાગની મતિનોજ વિભ્રમ છે.

તે મતિવિભ્રમિત આત્માએ શા. કુંવરજી આણંદજીના નિબંધમાંની કથાઓ ઉપરથી મનગમતા ઉતારાઓ લઇ જૈનકથાસાહિત્ય ઉપર મનમાનતા આક્ષેપો કર્યા છે અને તેમ કરીને તેણે કેવલ પોતાની નિંદકશીલતાજ વ્યક્ત કરી છે. જો તે સત્યનાજ ઉપાસક હોત તો નિંબધમાં લખવામાં આવેલી કથાઓનો અક્ષરશઃ ઉતારો તે તે કથાઓના મૂળસ્થાન ઉપરથી યા તે નિબંધ ઉપરથીજ પોતાના પુસ્તકમાં લીધો હોત અને વાંચકોને સત્યાસત્ય તારવવાની તક આપી હોત પરંતુ તેમ કરવા જતાં તો પોતાનીજ પોલ ઉઘાડી પડી જાય તેમ છે એટલે નિંદકશીલ બિચારા બેચરદાસ તેમ કેવી રીતે કરી શકે? મોતીચંદ ગીરધર કાપડીયા બેચરદાસના કહેવા પ્રમાણે આપણી એ કથાઓને પણ આદર્શકથા તરીકે માને છે તે પણ બેચરદાસને તો ખટકેજ છે અને તેથી તેણે તેમને એક પ્રશ્ન પૂછયો છે તો હવે આપણે એજ જોવાનું છે કે તે ધારાશાસ્ત્રી તે પ્રશ્નના ઉત્તરમાં પોતાનું ધારાશાસ્ત્રીપણું કેવું પ્રકટ કરે છે? મોટાં મોટાં સર્ટિફિકેટો આપવાનો ઠેકો આપોઆપજ લઈ બેસનારની બુદ્ધિપરીક્ષા આવા આવા પ્રસંગેજ થઇ જવી છે.

આપણા વિશાલ કથાસાહિત્યમાં એવી એક પણ કથા નથી કે જેમાં કોઈપણ જાતના દૂષણને અવકાશ હોય. જે સાહિત્યમાં સર્વજ્ઞોક્ત કથનનો અનુવાદજ થતો હોય એમાં દોષની સંભાવના કરનારજ દોષપાત્ર છે પણ તે સાહિત્ય તો સર્વાંશે નિર્દૂષણજ છે. શુદ્ધ હૃદયપૂર્વક વિજયચંદકેવલિચરિત્ર, શ્રાદ્ધવિધિ અને ઉપદેશ-

સંમતિ તેમજ ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્ર વિગેરે વાંચનાર વાંચકગ-ણુને એ વાતની ખાત્રી થતાં વાર નહિ લાગે. મારી પણ વાંચક-વર્ગને એજ ભલામણુ છે. જે ગ્રંથકારોને વીરભાષિત અને વીર-વચનથી અવિરૂદ્ધ કથનનોજ અનુવાદ કરવો છે તે ગ્રંથકારોના લખાણુમાંથી તેવોજ ધ્વનિ નીકળે એમાં આશ્ચર્યજ શું છે?

શ્રીભગવતીનામના પાંચમા અંગસૂત્રના રચયિતા પરમાત્મા શ્રીમહાવીરદેવના પંચમ ગણધર શ્રીસુધર્માસ્વામીજી છે અને તેને પુસ્તકારૂઢ કરનાર શ્રીદેવર્ધિગણિક્ષમાશ્રમણજી છે. આ વાત તો સુપ્રસિદ્ધ છે અને જૈનજનતાને એ પણ સુવિદિત છે કે શ્રીભગ-વતીસૂત્રની રચનાજ ભગવાન્ ગોતમસ્વામીજીના પ્રશ્નો અને પરમાત્મા શ્રીમહાવીરદેવના ઉત્તરરૂપ છે. છતાં પણ કથા-સાહિત્યની નિંદા કરતાં કરતાં તે વાતને પણ અસત્ય તરીકે ઓળખાવવાનો ઉમળકો બેચરદાસને થઈ આવ્યો છે અને તેમાં પ્રમાણ તરીકે શ્રીસમવાયાંગ અને નંદીજીને આપવા તે લલચાયા છે પણ તેને ખબર નથી કે શ્રીભગવતીસૂત્રને પુસ્તકારૂઢ કરનાર મહર્ષિએજ શ્રીસમવાયાંગસૂત્રને પણ પુસ્તકારૂઢ કર્યું છે અને શ્રીનંદીસૂત્ર રચ્યું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તે મહાપુરૂષે શ્રીસમવાયાંગજીમાં અને શ્રીનંદીજીમાં માત્ર વિષયોની નોંધ લીધી છે પરંતુ રચનાનો પ્રકાર કેવો છે તેની નોંધ નથી લીધી. આમ છતાં પણ આવો દંભ કરવો અને જનતાને ભ્રમિત કરવાનો ધંધો કરવો એ પણ એક અધમતાનોજ પ્રકાર છે તે શિવાય બીજું કંઈજ નથી.

વસુદેવહિંડાના રચયિતા મહાપુરૂષ પરમાત્મા શ્રી મહાવીર-દેવના અને શ્રી સુધર્માસ્વામીજીના સમસમયી હોવાથી પોતાની રચનાને તે સમયની જણાવે એ સત્યજ છે એમાં ખોટું શું છે? અર્થાત્ તે વાત જણાવીને તો તે મહાપુરૂષે આપણી ઉપર ઉપ-

કારજ કીધો છે તે પણ બેચરદાસને અરૂચિકર થઇ પડયો છે. વર્દ્ધમાનદેશનાના રચયિતાએ તે રચનાને વર્ધમાનદેશનાનું નામ આપ્યું તે પણ બેચરદાસને કડવું લાગ્યું છે. શ્રીશ્રાદ્ધવિધિના વિધાતા પરમ ઉપકારી શ્રીરત્નશેખરસૂરિજી મહારાજાએ સ્પષ્ટપણે જણાવ્યું છે કે–'[1]શ્રીવીરજિનને પ્રણામ કરીને સિદ્ધાન્તદ્વારા અને ગુરૂસંપ્રદાયાદિદ્વારા સાંભળવાથી રાજગૃહીમાં પધારેલા અને શ્રી અભયકુમારથી પૂછાયેલા જગદ્ગુરૂ શ્રીવીરજિને જે પ્રકારે શ્રાવકની સામાચારી કહી છે તેજ પ્રકારની હું પણ કહું છું.' આ પ્રમાણે કહીને સત્ય વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરનાર મહાપુરૂષનો ઉપકાર માનવાને બદલે પોતાના સ્વભાવને અનુસરતી સરસ્વતીની પ્રાસાદીનું પ્રદાન કરતાં લખે છે કે:—

"૧૬ મા સૈકામાં થએલા રત્નશેખરસૂરિએ પોતે બનાવેલી શ્રાદ્ધવિધિમાં એમ જણાવ્યું છે કે, અભયકુમારના પ્રશ્નોના જે જવાબો વર્ધમાને વાળ્યા હતા, તેનો હું આ શ્રાદ્ધવિધિ નામના ગ્રંથમાં સંગ્રહ કરૂં છું? ક્યાં બે હજાર વર્ષ પહેલાંના વર્ધમાન અને અભયકુમાર? અને ક્યાં આ પરમદિવસે થએલા રત્નશેખર સૂરિ? છતાં કદાચ કોઇ વિદ્યાના બળે તેઓશ્રીએ

---

१. " सिरिवीरजिणं पणमिअ सुआओ साहेमि किमवि सड्ढविहीं। रायगिहे जगगुरुणा जह भणियं अभयपुट्ठेणं ॥ १॥"

व्याख्या—श्रीवीरजिनमेतावतैवापायापगमज्ञानपूजावचनातिशयाश्चत्वारोऽप्यसूच्यन्त, प्रणम्य प्रकर्षेण भावपूर्वकं मनोवाक्कायैर्नत्वा श्रुतात्-सिद्धान्तात् पुनरावृत्तिव्याख्यानेन श्रुताद्-गुरुसंप्रदायादेराकर्णिताच्च श्राद्धस्य श्रावकस्य वक्ष्यमाणान्वर्थस्य विधिं सामाचारीं केनोपदिष्टां? राजगृहे नगरे समवसृतेन जगद्गुरुणा अर्थात् वीरजिनेनाभयकुमारपृष्टेन यथा येन प्रकारेण भणितमुपदिष्टं तथाभूतं किमपि संक्षेपेण " साहेमि " कथयामीति योगः इति प्रथमगाथार्थः "

સિદ્ધશિલા (?) પાસે (સુધી) પહોંચ્યા હોય અને ત્યાં બિરાજેલા વર્ધમાન અને અભયકુમારને પૂછીને તેમણે એ ગ્રંથ બનાવ્યો હોય તો, તે આવા મહાપુરૂષો માટે સુસંભવિત છે!!!!!"

સારાસારના પરીક્ષક સજ્જનપુરૂષો ઉપરનો ઉલ્લેખ કરનારને અને તેને 'પંડિત, આગમવેત્તા કે ઇતિહાસવેત્તા' માનનારાઓને પણ વિચારવિકલ કે વિવેકવિકલ માને તેમાં ખોટું શું છે? અર્થાત્ સાચુંજ છે. પૂજ્ય મહાત્માજીએ સ્પષ્ટપણે જાહેર કર્યું છે કે અભયકુમારે પૂછેલા પ્રશ્નોના જવાબમાં કહેલી શ્રાવકની સામાચારીને [1]સિદ્ધાન્ત દ્વારા અને ગુરૂસંપ્રદાયથી સાંભળીને કહું છું' અર્થાત્ પોતાની મતિકલ્પનાથી નહિ. પરંતુ આવો ખુલાસો તે નિંદકશીલને રૂચેજ ક્યાંથી? નિંદા કરવાની કુટેવ જેને જેને લાગુ પડે છે તેની દશા ક્ષયરોગીના કરતાં પણ બુરી હોય છે. શ્રીસમયસુંદરજીએ એક સઝાયમાં કહ્યું છે કે નિંદા કરવાની કુટેવનો ઉપાસક બનેલો આત્મા પોતાના માતા પિતાની પણ નિંદા કરવાને ચુકતો નથી અને એ વાતનો પરિપૂર્ણ અનુભવ આપણને બેચરદાસે કરાવ્યો છે. જો હજુ પણ મોતીચંદ અને બીજાઓ કે જે તે પાપમૂર્તિના પરિચયમાં આવનારા છે તેઓ તેના પરિચયનો પરિત્યાગ નહિ કરે તો ભીતિ છે કે તેઓ પણ તેના જેવાજ રોગથી રીબાતા થઇ જશે તો તેઓને મારી વખતસરની ભલામણ છે કે પોતાની જીંદગીના શ્રેયઃ માટે પણ તેનો સહવાસ છોડવો.

બેચરદાસે અને તેનામાં મુગ્ધ બનેલાઓએ ચોક્કસ માની રાખવું કે શ્રદ્ધાળુ જૈનસમાજ તેના અસત્ય વિચારો તરફ હરગીજ ધ્યાન નથી દેવાની. તે સમાજ તેઓનીજ ઉપાસક છે કે જેઓ શ્રીવીરના શાસનને અનુસારેજ પોતાની માનસિક વાચિક

[1] એ મહાત્મા ઉપર આક્ષેપ કરવાના આવેશમાં અને જનતા આગળ તેમને ઉતારી પાડવાના ઇરાદા પૂર્વકજ આ વાતને છૂપાવી દીધી જણાય છે.

કે કાયિક પ્રવૃત્તિને રાખનારા છે. શ્રીવીરના વચનનો અનુવાદ કરનારાઓ ઉપર તો તે સમાજ પોતાના પરમપ્રિય પ્રાણોને પણ પાથરનારી છે. તેવાઓના આધારેજ તે પોતાની ઉન્નતિ માની રહી છે. પોતાના કથાસાહિત્યને કે જેની રચના આદર્શપુરૂષોના હસ્તે થયેલી છે તેને તો તે અક્ષરશઃ સત્ય માનનારી છે તેમાં ફેરફાર કરવામાં તો તે પોતાનો :વિનાશજ જોનારી છે. સત્યનો લોપ કરી તેના ઉપર અસત્યની છાયા પાથરવી એ સ્થિતિને અનુમતિ આપવા એ સમાજ કદીજ તૈયાર નથી. પોતાના ધર્મ-કથાનુયોગમાં આવતી ધર્મકથાના રચનારાઓને તે સમાજ પોતાના આદર્શ તરીકે માને છે એટલે તેમાં કુશંકાઓ ઉપસ્થિત કરવાને તે સમાજ કદીજ રાજી નથી. તે સમાજને ખાત્રી છે કે અમારા વર્તમાન સાહિત્યેજ અમને સત્યમાર્ગ બતાવ્યો છે અને તેજ અમને અમારા સન્માર્ગમાં સુસ્થિર રાખનાર છે. જો તે વર્તમાન સાહિત્યની આજ્ઞાને અનુસરતું જીવન ઘડવામાં આવે તો આજે પણ અમારો અધઃપાત સર્વથા અસંભવિત છે, આમ તે સમાજ નિશ્ચયપૂર્વક માને છે. આથી સહજસિદ્ધ છે કે અધઃપાત તેઓ-નોજ છે કે જેઓ પરમાત્મા શ્રીમહાવીરદેવની શાસનશૈલિનું સેવન કરવાને બદલે ગલીચ અને અસત્ય નિંદા કરે છે. તેવા નિંદકોને સહાય આપનારાઓ તો કેવલ દયાનેજ પાત્ર છે.

બેચરદાસે પોતાના ચોથા મુદ્દાની ચર્ચા કરવા પૂર્વે આપણા પવિત્ર અને પ્રામાણિક ધર્મકથાનુયોગની નિંદા કર્યા પછી 'શ્વે-તાંબર દિગંબરનો મૂર્તિવાદ' ચર્ચ્યો છે. એ ચર્ચામાં પણ આપણા આરાધ્યપાદ આદર્શપુરૂષોની, સુવિશદ સાહિત્યની, કલ્યાણકર મૂર્તિપૂજાની અને તીર્થરક્ષણ વિગેરે આપણી અવશ્ય આદરણીય પ્રવૃત્તિઓની નિંદા શિવાય બીજું કંઇજ નથી. એટલે એ બા-બતમાં પુનઃ પુનઃ તેનીને તેનીજ સમાલોચના કરી આ પુસ્તકના કદને વધારી દેવા હું ઈચ્છતો નથી. પરન્તુ બેચરદાસના ઘોર પા-

પોદયને પ્રસિદ્ધ કરનારો એક ઉલ્લેખ કે જેનું ચિત્રણ બેચરદાસે પોતેજ કરેલું છે તે ખાસ વાંચકોને જોવા માટે રજુ કરવાની મારી ઇચ્છા છે પરન્તુ તે રજુ કરવા પૂર્વે એક ઉન્નતિના અર્થિ મહાપુરૂષના શબ્દો તરફ હું વાંચકોનું ધ્યાન ખેચું છું કે-

"શ્રીસીમંધર જગધણિ આ ભરતે આવો ॥
કરૂણાવંત કરૂણા કરી અમને વંદાવો ॥ ૧ ॥"

ઉન્નતિના અર્થિ આત્માઓ પ્રાતઃકાલમાંજ ઉપર પ્રમાણેની ભાવના વ્યક્ત કરે છે ત્યારે બેચરદાસ પોતાના પુસ્તકમાં નીચેનો ઉલ્લેખ કરી વર્તમાન શાસનના અધીશ પ્રભુ મહાવીરદેવના વિરહને પોતાની સદ્‌ભાગ્યતા વ્યક્ત કરે છેઃ-

"વર્ધમાન અત્યારે હૈયાત હોત તો તેને શ્વેતાંબરો વસ્ત્રો પહેરાવત અને દિગંબરો નગ્ન રહેવાનો હઠ કરત. પરંતુ સદ્‌ભાગ્યે તે મહાપુરૂષનું નિર્વાણ થયું છે તેજ ઠીક થયું છે."

પરમાત્માની હૈયાતીને દુર્ભાગ્ય સમજનાર અને વિરહને સદ્‌ભાગ્ય માનનાર આત્માની અધમતા ઉપર કોને તિરસ્કાર ન છુટે ?

'શ્વેતાંબર અને દિગંબરની મૂર્તિવાદ' ની ચર્ચામાં બેચરદાસે ચોથ અને પાંચમનો ઝઘડો છેડયો છે અને તે ખાસ પોતાના વડીલ (મોતીચંદ) ને ખુશી કરવાની ખાતર હોય તો પણ ના નહિ કારણ કે મોતીચંદે પણ પોતાના કાકાશ્રીના તંત્રીપણા નીચે પ્રસિદ્ધ થતા શ્રીજૈનધર્મ પ્રકાશ નામના માસિકમાં લખ્યું છે કે 'ચોથ કરો તોયે ઠીક અને પાંચમ કરો તોયે ઠીક' અને કુંવરજીભાઇએ માન્ય રાખ્યું છે. પરંતુ સમજુઓને તો નિશ્ચયજ છે કે શિષ્ટજન્ય અને માન્ય વર્તમાનમાં પણ ચોથની સંવત્સરી કરવી એજ ઉચિત છે.

'શ્વેતાંબર દિગંબરના મૂર્તિવાદ' ની ચર્ચાને સમાપ્ત કરતાં કરતાં આપણી આભૂષણપૂજા વિગેરે ઉપર પરમાનંદ કુંવરજીના વિચારોને અનુસરતાજ વિચારો પ્રકટ કર્યા છે એટલે કાંતો પર-

આનંદના વિચારોની અસર બેચરદાસને થઇ અથવા બેચરદાસના વિચારોની અસર પરમાનંદને થઈ એવી કલ્પના સહેજે થઇ શકે તેમ છે અને એ કલ્પનાના બળે કોઈ એવું પણ અનુમાન ઉપ-જાવે કે બેચરદાસ અને પરમાનંદને આપસઆપસમાં ઘણો ગાઢો સંબંધ હોવો જોઇએ તો એ સંભવતું છે. અને એજ કારણ હતું કે બેચરદાસ જેવાનો પોતાના વ્યવહારથી બ-હિષ્કાર કરવામાં પહેલ કરનાર અમદાવાદના શ્રીસંઘઉપર અ-યોગ્ય આક્ષેપો કરવા અને બેચરદાસની વકીલાત કરવા પરમાનંદજ પ્રથમ બહાર આવ્યા હતા પરંતુ સમજુ સજ્જનોની પાસે એ બન્ને વ્યક્તિઓ વજનવિનાની હોવાથી તેમના કલ્પિત વિચારો તેમના અને તેમના જેવાજ આત્માઓને મલિન કરવા શિવાય બીજું કંઇજ કરી શકવાના નથી. જૈનસમાજ સારી પેઠે સમજે છે કે પરમાત્માની દરેક દરેક અવસ્થાઓ આપણા માટે ઉપાસ્ય છે. એકજ મૂર્તિમાં ત્રણે અવસ્થાની ભાવના ભાવી શકાય છે. તે મૂર્તિની કરવામાં આવતી હરેક પ્રકારની પૂજા ભવ્યાત્માઓને તો આત્મિક આનંદનીજ ઝાંખી કરાવે છે. આભૂષણો ચઢાવવાથી યા વિવિધ પ્રકારની આંગીઓ રચવાથી મૂર્તિપૂજાનો ઉદ્દેશ સફલજ થાય છે. પ્રભૂપૂજા માટે શાસ્ત્રોમાં કહેલા દરેક પ્રકારોમાં કોઈપણ જાતનો બાધ આવી શકતોજ નથી અને આવે પણ નહિ. શાસ્ત્ર-વિહિત મૂર્તિપૂજાને પૈશાચિકસ્વરૂપ આપનાર અને આપણા પરમપવિત્ર તીર્થરક્ષણના પ્રશ્નને રાક્ષસી સ્વરૂપ આપનાર પોતેજ આ માનવસમાજમાં પિશાચ અને રાક્ષસનો પાઠ ભજવનાર છે. આવા માનવરૂપમાંજ ભટકતા પિશાચો અને રાક્ષસોથી દરેકે બચતા રહેવાનું છે. એ પિશાચો અને રાક્ષસો માનવજીવનને સાર્થક કરવાનાં સુંદરમાં સુંદર તત્ત્વોનો વિનાશ કરવાનેજ જન્મેલા હોય છે. તે સુંદર તત્ત્વોનો નાશ થયા પછીજ તેઓને શાન્તિ વળે છે. આવા માનવપિશાચો અને રાક્ષસો કઈ સમાજને શાપરૂપ નથી નીવડતા? મનુષ્યમાત્રને માટે તેઓ શાપરૂપજ છે.

---

# મુદ્દો ચોથો.

શ્રીવીરસ્તુતિરૂપ હુંડીના દોઢસો ગાથાના સ્તવનમાં ન્યાય-વિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીગણી કહે છે કે:—

" समकित सूधुंरे तेहनुं जाणीए जे माने तुज आण ।
सूत्र ते वांचेरे योग वही करी करे पंचांगीप्रमाण ॥ १ ॥ "

તેનામાંજ શુદ્ધસમ્યક્ત્વ હોય કે જે તારી આજ્ઞાને માન્ય કરે અને યોગનું વહન કરીને સૂત્ર વાંચે તેમજ 'સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા અને ચૂર્ણિ' આ પંચાંગીને પ્રમાણભૂત માને.

ઉપરોક્ત વાતને સમજાવનાર વાચકચંદ્રની પ્રામાણિકતા માટે કોઈપણ વિદ્વાન્ કે જે સત્યનો ઉપાસક હોય તે વાંધો ઉઠાવી શકે તેમ નથી. તેઓશ્રીનું વચન પણ આજે જૈનસમાજ શાસ્ત્રવચન-વત્ સમજે છે. અનેક પ્રામાણિક અને શિષ્ટશિરોમણિ ઉપકારી પુરૂષોમાંનાજ આ પણ એક મહાપુરૂષ છે. આ મહાપુરૂષની વિ-દ્વત્તા માટે તો આજે જૈનેતર પંડિતો પણ શિરોધુનન કરે છે. આવા પરમપ્રામાણિક મહાપુરૂષના વચનની દરકાર કર્યા વિનાજ જાણે જૈનસમાજ અસત્યના ઉપાસકને અને પ્રકાશકને પ્રામાણિક માનતી હોય એમ માનીને બેચરદાસ લખે છે કે:—

" હું જાહેર કરૂં છું કે, શ્રાવકોને સૂત્રો વાંચવા માટે જે નિષેધ કરા-એલો છે તે અયુક્ત છે, અપ્રામાણિક છે, અવિહિત છે અને સર્વથા શ્રી-જિનાજ્ઞા વિરૂદ્ધ છે. "

યુક્તિને, પ્રમાણને, વિધાનને અને શ્રીજિનની આજ્ઞાને નહિ માનનાર બેચરદાસ ઉપરનો ફકરો શા આધારે લખી શકે છે?

શું બેચરદાસને યુક્તિ, પ્રમાણ, વિધાન કે શ્રીજિનની આજ્ઞા માન્ય છે? શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાને માન્ય કરનારો આત્મા વર્ત્તમાન વિશુદ્ધ જૈનસાહિત્યને વિકારી કહેવાને તૈયાર થાય? શ્રીજિનની આજ્ઞાનો ઉપાસક આરાધ્યપાદ આચાર્યઆદિ આદર્શ પુરૂષોને 'તમસ્તરણ કરનારા' કહી શકે? અને શું શ્રીજિનદેવની આજ્ઞાને આરાધ્ય તરીકે સ્વીકારનાર શાસ્ત્રવિહિત અનુષ્ઠાનોને અનારાધ્ય તરીકે ઓળખાવી શાસ્ત્રવિરૂદ્ધ આચરણ કરે અને અન્યને કરાવવાની કોશીષ કરાવી શકે ખરો કે? આ સઘળું પામરજનોચિત કાર્ય કરવું છે, શાસ્ત્રોને તથા શાસ્ત્રકારોને નિંદવા છે અને શિષ્ટની કોટિમાં ગણાવું છે તો સમજી રાખવું કે જૈનસમાજ તો તેવા પામરોની કિંમત ફુટી કોડી જેટલી પણ આંકે તેમ નથી. એવા પ્રલાપપટુઓની કિંમત સત્યના ઉપાસકો પાસે કંઈજ ન હોય એ સ્વાભાવિક છે. આવી સુપ્રસિદ્ધ વાતોનું વધુ વિવેચન નહિ કરતાં તે મહાભાગ પોતાના તે કલ્પિત ઉલ્લેખને પ્રમાણસિદ્ધ બતાવવા માટે કેવી કેવી અસત્ય બીનાઓ રજુ કરે છે અને વળી તે અસત્ય બીનાઓનેજ સત્યરૂપે બતાવવા કેવી ચાલાકી ખેલે છે તેનેજ જોઇ લેવા અને સાથે સાથે સત્યનું સ્પષ્ટીકરણ કરી દેવા પ્રવૃત્ત થઇએ.

શાસ્ત્રસમ્મત આગમવાંચનના નિષેધને 'અયુક્ત, અપ્રમાણિક, અવિહિત અને શ્રીજિનાજ્ઞાવિરૂદ્ધ છે' આમ બતાવવા માટે વર્તમાન મહર્ષિઓ ઉપર પોતાની પામરતાનો પ્રસ્તાર કરી તે નિષેધના ઉત્પાદક તરીકે ચૈત્યવાસીઓને ઓળખાવ્યા છે. આ વાતની અસત્યતા સાબીત કરવા માટે શ્રીવ્યવહારસૂત્ર કે જેના રચયિતા છેલ્લા શ્રુતકેવલી–ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી મહારાજા છે તે સૂત્રનો પાઠ હું રજુ કરીશ. એ પાઠ ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે કે શ્રાવકોને સૂત્રો વાંચવાની આજ્ઞા નથી એટલુંજ નહિ પરંતુ સાધુઓ માટે પણ અમુક અમુક સૂત્રો

વાંચવાની અમુક અમુક સંખ્યાવાળાં વર્ષોની અવધિ છેઃ—

શ્રીવ્યવહારસૂત્રના દશમા ઉદ્દેશામાં લખ્યું છે કે:—

"तिवासपरियागस्स निग्गंथस्स कप्पइ आयारप्पकप्पे नामं अज्झयणे उद्दिसित्तए वा, चउवासपरियागस्स निग्गंथस्स कप्पति सुअगडे नामं अंगे उद्दिसित्तए, पंचवासपरियागस्स समणस्स कप्पति दसाकप्पववहारा नामज्झयणे उद्दिसित्तए, अट्ठवासपरियागस्स समणस्स कप्पति ठाणसमवाए नामं अंगे उद्देसित्तए, दसवासपरियागस्स कप्पति विवाहे नामं अंगे उद्दिसित्तए, एक्कारसवासपरियागस्स कप्पति खुड्डियाविमाणपविभत्ति महल्लियाविमाणपविभत्ति अंगचूलिया वगचूलिया विवाहचूलिया नामं उद्दिसित्तए, बारसवासपरियागस्स कप्पति अरुणोववाए वरुणोववाए गरुलोववाए धरणोववाए वेसमणोववाए वेलंधरोववाए अज्झयणे उद्दिसित्तए, तेरसवासपरियाए कप्पति उट्ठाणसुए समुट्ठाणसुए देविंदोववाए नागपरियावलिया नामं अज्झयणे उद्दिसित्तए, चउदसवासपरियाए कप्पति सुमिणभावणा नामं उद्दिसित्तए, पण्णरसवास० कप्पति चारणभावणा नामं अज्झयणे उद्दिसित्तए, सोलसवास० कप्पति वेयणीसयं नामं अज्झयणं उद्दिसित्तऐ, सत्तरसवास० कप्पति आसीविसनामं अज्झयणे उद्दिसित्तए, अट्ठारसवास० कप्पति दिट्ठिविसभावणा नामं अज्झयणे उद्दिसित्तए, एगुणवीसइवासपरियागस्स कप्पति दिट्ठिवाए नामं अंगे उद्दिसित्तए, वीसवासपरियाए समणे निग्गंथे सवसुआणुवाई भवति ।"

ભાવાર્થ—ત્રણ વર્ષના પર્યાયવાળા નિર્ગ્રંથને આચારપ્રકલ્પનો

ઉદ્દેશ કરવો કલ્પે, ચારવર્ષના પર્યાયવાળા નિર્ગ્રંથને સૂત્રકૃતાંગ નામના અંગસૂત્રનો ઉદ્દેશ કરવો કલ્પે, પાંચવર્ષના પર્યાયવાળા શ્રમણને દશાકલ્પવ્યવહાર નામના અધ્યયનનો ઉદ્દેશ કરવો કલ્પે, આઠ વર્ષના પર્યાયવાળા શ્રમણને ઠાણાંગ અને સમવાયાંગ નામનો અંગસૂત્રનો ઉદ્દેશ કરવો કલ્પે, દશવર્ષના પર્યાયવાળાને વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ-ભગવતી નામના અંગસૂત્રનો ઉદ્દેશ કરવો કલ્પે, અગી-આર વર્ષના પર્યાયવાળાને ખુડ્ડિયાવિમાણપવિભત્તિ, મહલ્લિયા-વિમાણપવિભત્તિ, અંગચૂલિયા, વગચૂલિયા અને વિવાહચૂલિ-યાનો ઉદ્દેશ કરવો કલ્પે, બારવર્ષના પર્યાયવાળાને અરૂણોપપાત, ગરૂલોપપાત, ધરણોપપાત, વેસમણોપપાત અને વેલંધરોપપાત નામના અધ્યયનને ઉદ્દેશ કરવો કલ્પે, તેરવર્ષના પર્યાયવાળાને ઉત્થાનશ્રુત, સમુત્થાનશ્રુત, દેવેંદ્રોપપાત અને નાગપરિયાવલિયા નામના અધ્યયનનો ઉદ્દેશ કરવો કલ્પે, ચૌદવર્ષના પર્યાયવાળાને સુમિણભાવનાનો ઉદ્દેશ કરવો કલ્પે, પંદરવર્ષના પર્યાયવાળાને ચારણભાવનાનો ઉદ્દેશ કરવો કલ્પે, સોલવર્ષના પર્યાયવાળાને વેયણીયસય નામના અધ્યયનો ઉદ્દેશ કરવો કલ્પે, સત્તરવર્ષના પર્યાયવાળાને આસીવીસ નામના અધ્યયનનો ઉદ્દેશ કરવો કલ્પે, અઢાર વર્ષના પર્યાયવાળાને દૃષ્ટિવિષભાવના નામના અધ્યયનનો ઉદ્દેશ કરવો કલ્પે, ઓગણીસવર્ષના પર્યાયવાળાને દૃષ્ટિવાદ નામના અંગનો ઉદ્દેશ કરવો કલ્પે અને વીસવર્ષના પર્યાયવાળો શ્રમણ સર્વસૂત્રાનુવાદી થાય છે.

ઉપરના પ્રાચીનતમ ઉલ્લેખથી સિદ્ધ થાય છે કે સાધુ પણ યોગોદ્વહનપૂર્વક નિયત સમયે નિયતસૂત્રોનો ગુરૂપાસે અભ્યાસ કરે. યોગોદ્વહનમાં પ્રથમ તે તે સૂત્રગ્રંથોનો ઉદ્દેશ કરવામાં આવે છે પછી સમુદ્દેશ કરવામાં આવે છે અને છેવટે અનુજ્ઞા થાય છે. આવો સ્પષ્ટ વિધિવાદ વિદ્યમાન છતાં 'શ્રાવકો માટે આગમવાં-ચવાના નિષેધને' અશાસ્ત્રીય, અપ્રમાણિક, અવિહિત અને શ્રી-

જિનાજ્ઞાવિરૂદ્ધ જણાવે છે એ બેચરદાસનું કેવું મૃષાવાદ છે એ વાંચકો સ્વયં સમજી શકે તેમ છે. અને તે નિષેધના ઉત્પાદક તરીકે ચૈત્યવાસિયોને બતાવવા તેમજ તે પણ ભગવાન્ હરિભદ્રસૂરિજીનાજ નામે એ તે બેચરદાસની કેવી અજ્ઞાનતાભરેલી ધૃષ્ટતા? ભગવાન્ હરિભદ્રસૂરિજીએ તો ચૈત્યવાસિયોનું ખંડન કરતાં શ્રીસંબોધપ્રકરણમાં એટલુંજ કહ્યું છે કે:—'કેટલાક એમ કહે છે કે શ્રાવકોની આગળ સૂક્ષ્મ વિચાર ન કહેવો પરંતુ તે યુક્ત નથી કારણકે શ્રાવકોને અંગસૂત્રોમાં લબ્ધાર્થ, ગૃહીતાર્થ, પૃષ્ટાર્થ, વિનિશ્ચિતાર્થ, જીવાજીવના જાણકાર અને પ્રવચનથી અચાલનીયરૂપે વર્ણવ્યા છે.' આ ઉલ્લેખના આધારે સુવિહિતશિરોમણિ શ્રીહરિભદ્રસૂરિજીના નામથી શ્રાવકોને આગમવાંચનના અધિકારી ઠરાવવા મથવું એના જેવી બુદ્ધિહીનતા બીજી કઈ હોતી હશે? આવા બુદ્ધિહીનો આજ્ઞાભંગના દોષનો સ્વીકાર કરીને આગમો વાંચી પોતાના આત્માનું અને બને તો બીજાનું પણ સત્યાનાશ વાળવા સિવાય બીજું શું કરી શકે?

વાંચકમહાશયો સમજી શકશે કે ભગવાન્ હરિભદ્રસૂરિજીએ પણ અંગસૂત્રોમાં આવતાં લબ્ધાર્થ, ગૃહીતાર્થ આદિ વિશેષણો ઉપરથી શ્રાવકોને સૂત્ર વાંચવાના અધિકારી નથીજ ઠરાવ્યા. એ વિશેષણો ઉપરથી તેઓશ્રીએ જે કહ્યું છે તેજ ત્યાર પછીના સૂરિવર આદિ મહાપુરૂષોએ કહ્યું છે અને વર્તમાન પ્રતિષ્ઠિત મુનિવર્ગ કહે છે એટલે પૂજ્ય હરિભદ્રસૂરિજીના નામે પૂજ્ય સૂરિવરો ઉપર અને વર્તમાન મુનિવર્ગ ઉપર બેચરદાસે જે આક્ષેપશ્રેણિ સ્થાપિત કરી છે તે સર્વથા તેમની પોતાની સૂત્રો વાંચવાની અભિલાષાને શાસ્ત્રીય ઠરાવવાની કુટબુદ્ધિનેજ જાહેર કરે છે. વળી

"मुत्तुण दिट्ठिवायं कालिय-उक्कालियंगसिद्धंतं।
थी-बाल-वायणत्थं पाइयमुइयं जिणवरेहिं ॥"

" बाल-स्त्री-वृद्ध-मूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।
उच्चारणाय तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥ "

ઉપરની બે ગાથાઓ પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજાએ પોતાના તત્ત્વનિર્ણયપ્રાસાદનામના ગ્રંથના સત્તાવીસમા સ્તમ્ભમાં ૪૧૩મા પાને લખેલી છે. તેનો ઉતારો બેચરદાસે પોતાના પુસ્તકમાં કરી તે મહાપુરૂષના નામે શ્રાવકોને આગમો વાંચવાની છુટ છે એમ જણાવવા માગે છે, પરંતુ પૂજ્યપાદ મહારાજશ્રીએ તે ગાથાઓના આશયને સમજાવતાં તેજ સ્થાને લખ્યું છે કે:—

"दृष्टिवादको वर्जके कालिक, उत्कालिक और अंगसिद्धान्तको स्त्रीबालकोंके वाचनार्थ जिनवरोंने प्राकृत कथन करे है. और दृष्टिवाद बारमा अंग, परिकर्म १ सूत्र २ पूर्वानुयोग ३ पूर्वगत ४ चूलिकारूप ५ पंचविध संस्कृतमें ही होता है, सो बालस्त्रीमूर्खको पठनीय नही है. संसारपारगामी तत्त्वउपन्यासके वेत्ता गीतार्थोनेही पठनीय है. शेष एकादशांग कालिकउत्कालिकादिशास्त्र योगवाहि साधु साध्वी और संयमिबालकोंके पढने योग्य हैं. "

પૂજ્ય મહારાજશ્રીએ સ્પષ્ટ કરેલા ઉપરના ભાવને સમજ્યા પછી કોણ એવો હીનભાગી હશે કે જે બેચરદાસના મનતરંગી વિચારો ઉપર વિમુગ્ધ થશે? મહારાજશ્રીનો ઉપરનો ઉલ્લેખ સ્પષ્ટ કરે છે કે ઉપરની ગાથાઓમાં જે બાલ, સ્ત્રી, વૃદ્ધ અને મૂર્ખનો સંગ્રહ કરેલો છે તે સંયમી સમજવા પણ નહિ કે સંસારના ત્રિવિધ તાપથી તપતા અને અસંયમપ્રધાન જીવનને ગુજારતા એવા ગૃહસ્થો. સંયમી પણ યોગોદ્વહનપૂર્વકજ ભણે એ વાત પણ મહારાજશ્રીએ સ્પષ્ટ કરી છે. આ પ્રમાણે છતાં પણ પૂજ્ય

મહારાજશ્રીના નામેજ આગમવાંચન શ્રાવકોને માટે વિધેય છે એમ સમજાવવું એના જેવી અસત્યપ્રિયતા અને દુરાગ્રહગ્રથિલતા બીજી કઇ હોતી હશે ?

ઉપરનાજ આશયની ગાથા શ્રીપ્રભાવકચરિત્રમાં છે અને તેના ઉપરથી પણ બેચરદાસ પોતાની માન્યતાને પ્રમાણસિદ્ધ કરવા માગે છે, પરન્તુ ઉપર જોવા પ્રમાણે તેમ કરવામાં તો તેમણે પોતાની અજ્ઞાનતાભરેલી ધૃષ્ટતા, અસત્યપ્રિયતા અને દુરાગ્રહગ્રથિલતાજ વ્યક્ત કરી છે. વળી તેજ શ્રીપ્રભાવકચરિત્રમાં બેચરદાસની માન્યતાને મૂળમાંથી ઉન્મૂલન કરનારાં અનેક પ્રમાણો વિદ્યમાન છે તે છતાં જેમ ઘુવડ સૂર્યની પ્રભાને નથી જોઈ શકતો તેમ બેચરદાસ પણ તે પ્રમાણોને નથી જોઈ શક્યા ! તે અનેક પ્રમાણો-પૈકી કેટલાંક પ્રમાણો હું વાંચકોની જાણ માટે અત્રે રજુ કરૂં છું:-

છેલ્લા દશપૂર્વી શ્રીવજ્રસ્વામીજી મહારાજના ચરિત્રમાં નીચેનો શ્લોક મૂકી જણાવ્યું છે કે:—

“ तपस्याविधिसंशुद्ध—वाचनापूर्वकं ततः ।
अधीतवान् मुनिर्वज्रो यावद् गुर्वागमागमम् ॥१२६॥ ”

અર્થાત્—તેવારપછી વજ્રમુનિ જેટલું જ્ઞાન પોતાના ગુરૂશ્રીની પાસે હતું તેટલું તપસ્યાવિધિથી સંશુદ્ધ વાંચનાપૂર્વક ભણ્યા.

સાડાનવપૂર્વી શ્રીઆર્યરક્ષિતસૂરિજીના ચરિત્રમાં નીચેના શ્લોકોથી કહ્યું છે કે:—

“ ध्यात्वा तं सूरयोऽवोचन् जैनप्रव्रज्यया विना ।
न दीयते दृष्टिवादो विधिः सर्वत्रः सुन्दरः ॥ ४७ ॥ ”
अध्यापितः समूलाङ्गोपाङ्गादिग्रन्थमण्डलम् ।
ततस्तपस्यया पूर्वाणि च कान्यपि सूरिभिः ॥५६॥ ”

અર્થાત્—વિચાર કરીને સૂરીશ્વરજીએ શ્રીઆર્યરક્ષિતને કહ્યું કે જૈનદીક્ષા વિના દૃષ્ટિવાદ દેવાય નહિ કારણ કે સર્વત્ર વિધિજ સુંદર છે. દીક્ષા દીધા પછી શ્રીઆર્યરક્ષિતને તે તે તપે કરીને અંગ ઉપાંગ આદિ ગ્રન્થમંડલ અને કેટલાંક પૂર્વો પણ ભણાવ્યાં.

શ્રીહરિભદ્રસૂરિજીના પ્રબન્ધમાં નીચેની બે આર્યા મૂકીને એજ વાત સ્પષ્ટ કરી છે કે દીક્ષા અને ઊચિત તપસ્યા વિના સુત્રવાંચન થઇજ ન શકે-

"अथ गुरुरपि जल्पति स्म साधो जिनसमयस्य विचारणव्यवस्थाम्।
शृणु सुकृतमते प्रगृह्य दीक्षां तदनुगता च विधीयते तपस्या॥३८॥
विहितविनयकर्मणा च लभ्यो मिलदचलातलमौलिनाऽनुयोगः।
इति तदवगमोऽन्यथा तु न स्यात् यदुचितमाचर मा त्वरां
विधास्त्वम् ॥ ३९ ॥"

અર્થાત્-જ્યારે શ્રીહરિભદ્ર યાકિનીમહત્તરા નામની સાધ્વી કે જેને તે પોતાની માતાતુલ્ય માને છે તેની આજ્ઞાથી 'चक्किदुगं' આવી શરૂઆત વાળી ગાથાના ભાવને સમજવા માટે ગુરૂની પાસે આવ્યા અને તે ગાથાના અર્થની માગણી કરી ત્યારે ગુરૂશ્રીએ કહ્યું કે હે સત્પુરૂષ! શ્રીજિનદેવના સિદ્ધાન્તની વિચારવ્યવસ્થાને સાંભળ. હે સુકૃતમતે! દીક્ષા અંગીકાર કરીને તે તે સૂત્રાભ્યાસને ઉચિત તપસ્યા વિધેય છે. સૂત્રનો અનુયોગ પૃથ્વીતલસુધી શિરોનમન આદિ વિનયકર્મને કરવાથી લઈ શકાય છે, અન્યથા તેના જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી માટે જે ઉચિત હોય તે આચર, તું ઉતાવળો ન થા.

જે શ્રીપ્રભાવકચરિત્રમાં ઉપર બતાવ્યાં તેવાં અનેક પ્રમાણો વિદ્યમાન છતાં તેજ ચરિત્રના આધારે પોતાની અશાસ્ત્રીય માન્યતાને શાસ્ત્રીય બનાવવાની મહેનત કરનારને જૈનસમાજ ધૃષ્ટ-

શિરોમણિ માને એમાં કંઇજ આશ્ચર્ય નથી. જેનામાં એક સામાન્ય શ્લોકનો ભાવ સમજવાની તાકાત નથી તે પોતાને આગમજ્ઞાની સમજાવવા મથે એનું નામ ધૃષ્ટતા નહિ તો બીજું છે પણ શું ?

શ્રીવિશેષાવશ્યકજીના શુદ્ધ પાઠમાં 'શ્રાવકાદીનાં' આ બનાવટી શબ્દ પોતાની શોધેલી પ્રતિમાં ઘુસાડી દઇને બેચરદાસ પોતાની 'શ્રાવકો આગમ વાંચી શકે' આ વાતને સિદ્ધ કરવા માગે છે પરન્તુ તેને ખબર નથી કે આનું પરિણામ તો વિપરીતજ આવશે. કોઇપણ વિદ્વાન્ એ બનાવટી શબ્દથી મિશ્રિત થયેલા શ્રીવિશેષાવશ્યકના ઉલ્લેખનું અવલોકન કરવા સાથેજ તેવો ઉમેરો કરનાર તરફ તિરસ્કારની દૃષ્ટિથી નિહાળતો થઈ જશે કારણકે પોતાના સ્વાર્થની ખાતર, પોતાના અસત્યને સત્ય તરીકે સમજાવવાની ખાતર આવો અનર્થ કરનાર સર્વત્ર તિરસ્કારનુંજ પાત્ર છે.

ઉપર આપેલાં દરેક પ્રમાણોથી એજ વાત સ્ફુટ થાય છે કે આગમોમાં રાખવામાં આવેલી પ્રાકૃતભાષા ગૃહસ્થોને વાંચવા માટે નથી અર્થાત્ શ્રાવકોને સૂત્ર વાંચવાની ભાષાદૃષ્ટિએ છુટ છે એમ કહેનારા સાચા નથી કિન્તુ ખોટા છે. આગમોની પ્રાકૃતભાષા એટલાજ માટે રાખવામાં આવી છે કે જેઓ દૃષ્ટિવાદને સમજવા જેટલી બુદ્ધિ નથી ધરાવતા તેવા બાળ અને વૃદ્ધ સાધુઓ તથા સાધ્વીઓ સૂત્રગ્રંથોને સરલતાથી વાંચી શકે, ઉચ્ચારી શકે અને સમજી શકે. ઉપર જણાવેલાં પ્રમાણો પણ એજ વાતને સ્ફુટ કરે છે. એટલે હવે આગમોની ભાષા પ્રાકૃત છે એમ જણાવીને બેચરદાસ શ્રાવકોને આગમ વાંચવાના અધિકારી ઠરાવવાની વાતો કરે છે, એ તદ્દન પ્રમાણવિનાની, શાસ્ત્રવિરૂદ્ધ અને અયૌક્તિક છે, અર્થાત્ શ્રીજિનદેવની આજ્ઞાથી પણ વિપરીત છે.

શાસ્ત્રીયદૃષ્ટિથી પણ બેચરદાસ પોતાની તે વાત સિદ્ધ કરવા

મથ છે એ પણ પ્રમાણુશૂન્ય અને ઉપર કહી તેવીજ છે. સાધુએ ગૃહસ્થોને આગમો ન વંચાવવાં એવો સ્પષ્ટ ઉલ્લેખ સૂત્રગ્રંથોમાં છે, નથી એમ નહિ. શ્રીનિશીથસૂત્રમાં તો સૂત્રવંચાવનાર યા વંચાવનારને સહાય આપનારને પ્રાયશ્ચિત્ત આવે એમ પણ જણાવ્યું છે. શ્રીનિશીથસૂત્રમાં નીચેનો પાઠ છે:—

"जे भिक्खु अणउत्थियं वा गारत्थियं वा वाएइ वायंतं वा साइज्जइ तस्स णं चाउम्मासियं"

જે સાધુ અન્યતીર્થિકને યા ગૃહસ્થને વાંચના આપે યા વાંચના આપતાને સહાય આપે તેને ચાતુર્માસિક પ્રાયશ્ચિત્ત આવે.

બેચરદાસને આના કરતાં બીજો કેવો નિષેધાત્મક ઉલ્લેખ સૂત્રગ્રંથોનો જોઇએ છીએ? 'સાધુઓએ શ્રાવકોને સૂત્રો વંચાવવા નહિ' આવો સ્પષ્ટ ઉલ્લેખ ઉપરના શ્રીનિશીથસૂત્રના પાઠમાં ખુલ્લી રીતનો થયેલો છે. અને વંચાવનારને અને તેના સહાયકને પ્રાયશ્ચિત્તનો પણ ભાગી કહેલો છે, છતાં 'સૂત્રો વાંચવાનો શ્રાવકોને હક છે' વિગેરે વિગેરે વાતો કરવી એ અજ્ઞાનતા યા કદાગ્રહ શિવાય બીજું કંઈજ નથી.

ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી મહારાજાએ પણ ગૃહસ્થો માટે સૂત્ર વાંચવાનો સ્પષ્ટ નિષેધ કરેલ છે એ વાતની ખાત્રી માટે શ્રીસેનપ્રશ્નનો ઉલ્લેખ ખાસ વાંચવા જેવો છે. વૃદ્ધપણ્ડિત કનકવિજયજીગણીજીએ શ્રીસેનસૂરિજી મહારાજાને પ્રશ્ન કર્યો છે કે:-

" श्रद्धालुनां सिद्धान्तपठननिषेधः कुत्र कुत्रागमे प्रकरणादौ च प्रोक्तोऽस्ति ? "

અર્થાત્—શ્રદ્ધાળુઓ માટે સિદ્ધાન્ત ભણવાનો નિષેધ કયા કયા આગમમાં અને પ્રકરણ આદિમાં કહેલો છે? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીસેનસૂરિજી મહારાજા કહે છે કે:—

" समवायाङ्गादौ यतीनां सिद्धान्तपठनाधिकारोऽस्ति, यत-स्तत्राचाराङ्गादीनां देशनकालादयः प्रोक्तास्सन्ति, ते च यतीनामेव घटन्ते, तथा—तिवासपरिआयस्स उ, आयारपकप्पनाममज्झयणं । चउवरिसस्स य सम्मं, सूअगडं नाम अंगं ति ॥ १ ॥ इत्यादि सप्त गाथाः पञ्चवस्तुके कथितास्सन्ति, अत्राप्याचाराङ्गाद्यध्ययनयोग्यता-माश्रित्य यतिसम्बन्धीन्येव दीक्षापर्यायवर्षाणि नैयत्येनोक्तानि सन्ति, अयमर्थो व्यवहारच्छेदग्रन्थेऽप्यस्ति, एवं 'गेहे दीवमपासंता' इत्य-क्षराणि सूत्रकृताङ्गेऽपि वर्त्तन्ते, इत्याद्यक्षरानुसारेण साधव एव तद-ध्ययनाधिकारिणो न तु श्राद्धा इति ॥ "

અર્થાત્—શ્રીસમવાયાંગઆદિમાં સાધુઓ માટે સિદ્ધાન્ત ભણવાનો અધિકાર છે કારણકે તેમાં આચારાંગઆદિના ઉદ્દેશ-નકાલો કહેલા છે અને તે સાધુઓનેજ ઘટે છે, તથા 'ત્રણવર્ષના દીક્ષાપર્યાયવાળા સાધુને આચારપ્રકલ્પ નામનું અધ્યયન અને ચારવર્ષના પર્યાયવાળા સાધુને સૂત્રકૃતાંગ નામનું અંગસૂત્ર ભણવું કલ્પે' ઈત્યાદિ સાત ગાથાઓ પંચવસ્તુમાં કહેલી છે, આમાં પણ આચારાંગઆદિ અધ્યયનોની યોગ્યતાને આશ્રીને સાધુસમ્બન્ધીજ દીક્ષાપર્યાયનાં વર્ષો નિયતપણે કહેલાં છે. આજ વાત શ્રીવ્યવહા-રનામના છેદસૂત્રમાં કહેલી છે. એજ પ્રમાણે 'ઘરમાં દીપકને નહિ દેખાય' આવા અક્ષરો શ્રીસૂત્રકૃતાંગનામના બીજા અંગસૂત્રમાં વિદ્યમાન છે. ઈત્યાદિ અક્ષરોના અનુસારે સાધુઓજ સૂત્રાધ્યય-નના અધિકારી છે પરંતુ શ્રાવકો અધિકારી નથી.

આ ઉત્તરમાં શ્રાવકો સૂત્ર ન વાંચે એવો ખુલ્લો નિષેધ અનેક આધારો સાથે પરમપૂજ્ય શ્રીસેનસૂરિજી મહારાજાએ કરેલ છે. એ ઉત્તરમાં પંચવસ્તુની એક ગાથા મૂકીને જણાવ્યું છે કે

ઇત્યાદિ સાત ગાથા પંચવસ્તુમાં છે અને એવોજ ઉલ્લેખ વ્યવહારનામના છેદસૂત્રમાં છે. તો એ પંચવસ્તુના કર્ત્તા ભગવાન્ હરિભદ્રસૂરિજી છે અને તેઓશ્રીએ પોતાના પંચવસ્તુનામના પ્રકરણમાં આપણે ઉપર જોઈ ગયેલા વ્યવહારસૂત્રના ગદ્ય પાઠને ગાથારૂપે રજુ કરી શ્રાવકોને આગમ વાંચવાનો અધિકાર નથી એ વાતને સ્પષ્ટ કરી છે, તે છતાં પણ શ્રીસંબોધપ્રકરણની ગાથાના ભાવને સમજ્યા વિનાજ બેચરદાસ તેજ મહાપુરૂષના નામે પોતાની વાતને પ્રમાણસિદ્ધ કરવા મથે છે અને ઉપકારી પુરૂષોની અવજ્ઞા કરે છે એ અજ્ઞાનના વિલાસ શિવાય બીજું શું છે?

સંબોધપ્રકરણમાં તો શ્રીહરિભદ્રસૂરિજી માત્ર એટલુંજ જણાવે છે કે શ્રાવકો પણ સૂક્ષ્મ વિચારો જાણવાને અધિકારી છે કારણકે શ્રાવકોને અંગસૂત્રોમાં લબ્ધાર્થ ગૃહીતાર્થ પૃષ્ટાર્થ વિનિશ્ચિતાર્થ જીવાજીવના જાણકાર અને પ્રવચનથી અચાલનીયરૂપે વર્ણવ્યા છે, પરંતુ શ્રાવકો સૂત્રો ભણે એવું તો તેમાં કહ્યું નથી. એ વાતનો નિશ્ચય તો આપણે શરૂઆતમાંજ કરી દીધો છે એટલે તેમના નામે શ્રાવકોનો આગમ વાંચવાનો અધિકાર છે એવી વાતો કરવી એ તો ખોટી શેખાઇ કરવા શિવાય બીજું કંઇજ નથી. પ્રત્યુત પંચવસ્તુપ્રકરણના આધારે શ્રીહરિભદ્રસૂરિજી મહારાજાએ પણ શ્રાવકોને આગમો વાંચવાનો નિષેધ કર્યો છે એમ કહેવું એજ સત્ય છે. અને એ પણ સત્યજ છે કે હરિભદ્રસૂરિજી આગમવિહિતનેજ વિહિત કરનાર છે તો પછી જ્યારે ખાસ અંગસૂત્રોમાંજ શ્રાવકોને આગમવાંચવાનો નિષેધ જણાવાય છે ત્યારે હરિભદ્રસૂરિજી પણ તેના શિવાય બીજું કહેજ શાના? માટે વાંચકોએ બેચરદાસની પ્રપંચી વાગ્જાલમાં કોઇપણ પ્રકારે મુંઝાવા જેવું નથી. 'અસત્યવાદ કરવો' એ તો બેચરદાસનો જન્મસિદ્ધ હક્ક હોય એવું તેણે પોતેજ પોતાના વર્તનથી, ભાષણથી અને લખા-

ણુથી સાબીત કરી આપ્યું છે માટે દરેક હિતૈષિએ તેના વિપથ-ગામિ વર્તનથી અને અસત્ય ભાષણથી તેમજ લખાણુથી બચતા રહેવું એજ શ્રેયસ્કર છે.

શ્રીસેનસૂરિજી મહારાજશ્રીએ પોતાના ઉત્તરમાં 'गेहे दीव-मपासंता' આ પદ લઇને શ્રીસૂત્રકૃતાંગનામના બીજા અંગસૂત્રના નવમા અધ્યયનની નીચેની ગાથાનું સૂચન કર્યું છે:—

" गेहे दीवमपासंता, पुरिसादाणिया नरा।
ते धीरा बंधणुमुक्का, नावकंखंति जीवियं ॥ "

અર્થાત્—પુરૂષોમાં આદેયનામકર્મવાળા ધીરપુરૂષો ઘરમાં સૂત્રરૂપ દીપકને નહિ દેખતાં ચારિત્રનો સ્વીકાર કરે છે પરંતુ સૂત્રજ્ઞાનશૂન્ય અસંયમજીવિતને ઇચ્છતા નથી.

આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ છે કે ગૃહસ્થો સૂત્ર વાંચવા માટે અધિકારી નથી. સાક્ષાત્ અંગસૂત્રોમાં આવા આવા ઉલ્લેખો વિદ્યમાન છતાં 'સર્વ અંગસૂત્રોનો અભ્યાસ કર્યો છે' એમ કહે-નાર બેચરદાસના જોવામાં ન આવે એનું કારણ શું? આ પ્રશ્નનું સમાધાન વાંચકો સ્વયં કરી શકે તેમ છે એટલે મારે કંઇપણ કહેવાની જરૂર નથી. કદાચ બેચરદાસ એમ માનતા હોય કે સૂત્રોના વાંચન વિના અંગસૂત્રોમાં શ્રાવકોને જે 'પ્રવચનથી અ-ચાલનીય' તરીકે વર્ણવ્યા છે તેનો સંભવ શીરીતે થાય? તો આ પણ તેમની એક ભૂલજ છે કારણકે સદ્‌ગુરૂઓના શ્રીમુખે સૂત્રોના અર્થોનું શ્રવણ કરીને અને તેના ઉપર પ્રશ્નોત્તરરૂપ વિચારણા કરીને જે શ્રાવકોએ તે તે સૂત્રોના અર્થોને સુનિશ્ચિત કર્યા છે, તે શ્રાવકો પ્રવચનથી અચાલનીય હોય એમાં વળી અસંભવિતતા શી છે કે જેથી અસંભવની આશંકા પણ ઉપસ્થિત થાય? આ વાતની ખાત્રી શ્રીઉપાસકદશા નામના સાતમા અંગસૂત્રમાં નોંધા-

પેલા પરમાત્મા શ્રી મહાવીરદેવના વચનોની નોંધ જોવાય છે જે ઉપરથી નિઃશંકપણે થઇ શકે છે. તે અંગસૂત્રમાં શ્રીકામદેવશ્રાવકના અધિકારમાં લખ્યું છે કેઃ—

" तएणं समणे भगवं महावीरे बहवे समणे निग्गन्थे निग्गन्थिओ य आमंतेत्ता एवं वयासी—जइ ताव अज्जो समणोवासगा गिहिणो गिहमज्झे वसता दिव्वमाणुस्सतिरिक्खजोणिए उवसग्गे सम्मं सहंति जाव अहियासंति। सक्का पुण्णाइ अज्जो समणेहिं निग्गंथेहिं दुवालसंगं गणिपिडगं अहिज्जमाणेहिं दिव्वमाणुस्सतिरिक्खजोणिए उवसग्गे सम्मं सहित्तए जाव अहियासित्तए "

સારાંશ–તે સમયે શ્રમણભગવાન્ મહાવીરસ્વામીએ ઘણા સાધુ અને સાધ્વીઓને બોલાવીને કહ્યું કે–હે આર્ય ! જ્યારે ઘરમાં વસતા શ્રાવકો પણ દેવ મનુષ્ય અને તિર્યંચોએ કરેલા ઉપસર્ગોને સમ્યક્પ્રકારે સહન કરે છે ત્યારે દ્વાદશાંગીના અધ્યયન કરવાવાળા શ્રમણનિર્ગ્રંથોએ તો દેવ, મનુષ્ય અને તિર્યચસંબંધી ઉપસર્ગોને સમ્યક્પ્રકારે સહન કરવા જોઇએ.

આથી સિદ્ધ છે કે શ્રાવકોને સૂત્રો ભણવાનો અધિકારજ નથી, તે છતાં પણ તેઓ લબ્ધાર્થ, ગૃહીતાર્થ, પૃષ્ટાર્થ, વિનિશ્ચિતાર્થ અને જીવાજીવના જાણકાર હોવાથી ચાહે તેવા પ્રસંગમાં પ્રવચનથી અચાલનીય હોઇ શકે છે એમાં લેશમાત્ર શંકા નથી.

હવે પૂજ્યપાદ પરમગુરૂ ન્યાયામ્ભોનિધિઆચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજા કે જે મહાપુરૂષને બેચરદાસે 'પરમપૂજ્ય, જંગમતીર્થસ્વરૂપ, વીસમી સદીના ઉદ્ધારકપુરૂષ અને ત્રણે કાલને માટે ભાવાચાર્ય' તરીકે સ્વીકાર્યા છે તેઓશ્રીએ 'આગમવાચનવાદ' વિષયમાં શ્રીસમ્યક્ત્વશલ્યોદ્ધાર નામના

પુસ્તકમાં શું કહ્યું છે તે પણ આપણે જાણી લેવાની જરૂર છે. યદ્યપિ તે પુસ્તકમાં તે વાત ઢુંઢક સાધુ જેઠમલની કુયુક્તિઓનું ખંડન કરવા માટે લખેલી છે તે છતાં તે લખાણ બેચરદાસને પણ બરોબર લાગુ પડે તેવું છે માટે તેમાંનો કેટલોક અક્ષરશઃ ઊતારો વાંચકો પાસે રજુ કરી આ છેલ્લા મુદ્દાની સમાલોચનાને હું સમાપ્ત કરીશ.

" [1]'श्रावकसूत्र पढे' इस बातको सिद्ध करने वास्ते जेठेने कितनीक कुयुक्तियां लिखी है परन्तु उनमें से एकभी कुयुक्ति बन नहीं सकती है उलटा उन्हीं कुयुक्तियोंसे वो झूठा होता है तो भी 'मीयां गिर पडा लेकिन टांग उंची' इस कहावतके अनुसार जो मनमें आया सो लिख मारा है, और इससे जैसे डूबता आदमी झगको हाथ मारे ऐसे करा है, इस बाबत लिखने को बहुत है परंतु ग्रंथ अधिक हो जाने से जेठे की कुयुक्तियोंको ध्यानमां न लेकर फकत कितनेक सूत्रोंके प्रमाणपूर्वक दृष्टान्त लिखके श्रावकको सूत्र पढनेका निषेध सिद्ध करतें हैं ॥

" श्रीभगवतीसूत्रके दूसरेशतकके पांचवे उद्देशेमें तुंगोयानगरीके श्रावकोंके अधिकारमें कहा है यतः—

" लद्धट्ठा गहियट्ठा पुच्छियट्ठा अभिगयट्ठा विणिच्छियट्ठा "

" अर्थ–प्राप्त करा है अर्थ जिन्होंने ग्रहण करा है अर्थ जिन्होंने

---

૧ આ ફકરામાં 'जेठे'ને સ્થાને 'બેચરદાસે' એમ માનીને વાંચીએ તો પણ વાંધો નથી આવતો કારણકે બધીએ વાતો બેચરદાસને લાગુ પડે તેમ છે. આગળ પણ તેમ માનવામાં વાંધો આવે તેમ નથી.

संशयके होऐ पुछा है अर्थ जिन्होंने प्रश्नकरके अर्थनिर्णय किया है जिन्होंने इस वास्ते निश्चित कीया है अर्थ जिन्होंने इस तरह कहा परन्तु ( लद्धसुत्ता गहियसुत्ता ) ऐसे नहीं कहा है तथा श्री[1]व्यवहारसूत्रके दशवें उद्देशेमें कहा है यतः—

" 'तिवास परियागस्स " इत्यादि

" मूढमति ढूंढिये कहते हैं कि श्रावक सूत्र पढे तो उन श्रावकोंके चारित्रको पर्याय कितने कितने वर्षकी है सो कहो ? अरे मूढमतियों ! इतनाभी विचार नहीं करते हो कि सूत्रमें साधुकोभी तीनवर्ष दीक्षापर्याय पीछे आचारप्रकल्प पढना कल्पे ऐसे खुलासा कहा है तो श्रावक सर्वथा ही न पढे ऐसा प्रत्यक्ष सिद्ध होता है ॥

" श्रीप्रश्नव्याकरणसूत्रके दूसरे संवरद्वारमें कहा है कि—

" तं सच्चं भगवंततित्थगरसुभासियं दसविहे चउदसपुव्वीहिं पाहुडत्थवेइयं महरिसिणयं समयप्पदिन्नं देविंदनरिंदे भासियत्थं ॥"

" भावार्थ यह है कि भगवंत वीतरागने साधु सत्य वचन जाने और बोले इसवास्ते सिद्धांत उनको दिये और देवेन्द्र तथा नरेंद्रको सिद्धान्तका अर्थ सुनके सत्यवचन बोले इस वास्ते अर्थ दीया. इस पाठमें भी खुलासा साधुको सूत्र पढना और श्रावकको अर्थ सुनना ऐसे भगवंतने कहा है. जेठा लिखता है कि " श्रावक

---

१ यद्यपि आ श्रीव्यवहारसूत्रनो पाठ पूज्य महाराजश्रीए ते स्थाने रजु कर्यो छे परंतु ते पाठ चालु छेल्ला मुद्दानी समालोचनामां प्रथम अपाई चूक्यो होवाथी आ स्थाने रजु करवामां आव्यो नथी.

सूत्र वांचे तो अनंतसंसारी होवे ऐसा पाठ किस सूत्रमें है[1] ?"
उत्तर—श्रीदशवैकालिकसूत्रके षट्जीवनिका नामा चौथे अध्ययन तक श्रावक पढे आगे नहीं; ऐसे श्रीआवश्यकसूत्रमें कहा है; इसके उपरांत आचारांगादि सूत्रोंके पढनेकी आज्ञा भगवंतने नहीं दी है, तो भी जो श्रावक पढते हैं वे भगवंतकी आज्ञाका भंग करते है और आज्ञाभंग करनेवाला यावत् अनंतसंसारी होवे ऐसे सूत्रोंमें बहुत ठिकाने कहाहै, और [2]ढुंढिये भी इस बातको मान्य करते हैं ॥

"जेकर श्रावक सूत्र पढते होवें तो श्रीठाणांगसूत्रके तीसरे ठाणेमें साधुके तथा श्रावकके तीन तीन मनोरथ कहे हैं. उनमें साधु श्रुत पढनेका मनोरथ करे ऐसे लिखा है. श्रावकके श्रुत पढनेका मनोरथ नहीं लिखा है. अब विचारना चाहिये कि श्रावक सूत्र पढते होवें तो मनोरथ क्यों न करे ? सो सूत्रपाठ यह है—यतः—

"तिहि ठाणेहिं समणे निग्गंथे महाणिज्जरे महापज्जवसाणे

---

१ આવીજ રીતિએ બેચરદાસે પણ અનેક સૂત્રોમાં શ્રાવકોને સૂત્ર વાંચવાનો કરેલો નિષેધ વિદ્યમાન હોવા છતાં "કયાંય ભિક્ષુએ કે ભિક્ષુણીએ શ્રાવકોને આગમો વંચાવવા નહિ એવો ઉલ્લેખ કેમ જડતો નથી ?" આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે.

૨. ઢુંઢિયા અમુક સૂત્ર ગ્રંથોને માન્ય પણ રાખે છે ત્યારે આ બેચરદાસને તો એકપણ ગ્રંથ માન્ય નથી. ઢુંઢિયા જેઓને પૂજ્ય માને છે તેની તો નિંદા કે ઉપહાસ નથી કરતા પરંતુ બેચરદાસ તો તે પણ કરે છે, એટલે કદાચ કોઇ સરખામણી કરવા બેસે તો ઢુંઢિયાઓ કરતાં પણ બેચરદાસ ઉતરતી પંક્તિએ બેસે તેમ છે.

भवइ कयाणं अहं अप्पं वा बहुं वा सुअं अहिज्जिस्सामि कयाणं अहं एकल्लविहारं पडिमं उवसंपज्जित्ताणं विहरिस्सामि कयाणं अहं अपच्छिममारणंतियं संलेहणा झूसणा झूसिए भत्तपाणपडियाइक्खिए पाओवगमं कालमणवकंखेमाणे विहरिस्सामि एवं समणसा सवयसा सकायसा पडिजागरमाणे निग्गंथे महाणिज्जरे पज्जवसाणे भवइ॥"

"अर्थ—तीनस्थानके श्रमणनिर्ग्रंथ महानिर्जरा और महापर्यवसान करे (वे तीन स्थान कहते हैं) कब में अल्प (थोडा) और बहुत श्रुतसिद्धांत पढूंगा ? १, कब में एकल्लविहारी प्रतिमा अंगीकार करके विचरुंगा ? २, और कब में अंतिममारणांतिक संलेषणा जो तप उसका सेवन करके रुक्ष होकर भातपाणीका पच्चक्खाण करके पादोपगमन अनशन करके मृत्युकी वांच्छा नहीं करता हुआ विचरुंगा ? ३. इस तरह साधु मन वचन काया तीनों कारण करके जागरण करता हुआ महानिर्जरा पर्यवसान करे॥

" अब श्रावकके तीन मनोरथोंका पाठ कहते हैं—

"तिहिं ठाणेहिं समणोवासए महाणिज्जरे महापज्जवसाणे भवइ—तं जहा—कयाणं अहं अप्पं वा बहुं वा परिग्गहं चइस्सामि कयाणं अहं मुंडे भवित्ता आगाराओ अणगारियं पवइस्सामि कयाणं अहं अपच्छिममारणंतियं संलेहणा झूसिय भत्तपाणपडियाइक्खिए पाओवगमं कालमणवकंखेमाणे विहरिस्सामि एवं समणसा सवयसा सकायसा पडिजागरमाणे समणोवासए महाणिज्जरे महापज्जवसाणे भवइ॥"

अर्थ—तीनस्थानके श्रावक महानिर्जरा महापर्यवसान करे

तद्यथा—कब मैं धनधान्यादिक नवप्रकारका परिग्रह थोडा और बहुता त्यागन करूंगा ? १, कब मैं मुंड होकर आगार जो गृहवास उसको त्यागके अणगारवास साधुपणा अगीकार करूंगा ? २, तीसरी संलेषणाका मनोरथ पूर्ववत् जानना ॥

इससे भी ऐसे ही सिद्ध होता है कि श्रावक सूत्र वांचे नहि, इत्यादि अनेक दृष्टान्तोसे खुलासा सिद्ध होता है कि मुनि सिद्धांत पढे और मुनियोंकोही पढावें, श्रावकों तो आवश्यक, दशवैकालिकके चार अध्ययन और प्रकरणादि अनेकग्रंथ पढे परन्तु श्रावकको सिद्धान्त पढनेकी भगवंतने आज्ञा नहीं दी है.”

આ ઉપરથી વાંચકો સમજી શકયા હશે કે સૂત્ર વાંચવાના અધિકારી કેવલ સાધુઓજ છે પણ શ્રાવકો નથી અને આ વાતમાં આજ સુધીના સઘળા મહાપુરૂષોનો એકજ મત છે. મહાપુરૂષ માત્ર એકમત હોય એમાં કંઇ આશ્ચર્ય પણ નથી કારણકે તે સઘળાઓનો આદર્શ એકજ છે. બીજું પર્યાયના ક્રમ પ્રમાણે સૂત્રના દાનનું વિધાન પણ પ્રાચીનતરતમ છે, પણ તેના ઉત્પાદક ચૈત્યવાસિયો નથી. યોગોદ્વહનનું વિધાન પણ ચૈત્યવાસિઓએ ઉભું કર્યું હોય એમ નથી. યોગોદ્વહન એટલે સૂત્ર ભણવાની ખાતર તપવિશેષ કરવાનો તે અને તેનાં વિધાનો સ્થળે સ્થળે વિદ્યમાન છે. સાક્ષાત અંગસૂત્રોમાં પણ તેનું વિધાન કરવામાં આવ્યું છે. શ્રીસ્થાનાંગ નામના ત્રીજા અંગસૂત્રના ત્રીજા સ્થાનમાં સ્પષ્ટ અક્ષરોમાં લખ્યું છે કેઃ—

“ तिहिं ठाणेहिं संपन्ने अणगारे अणादीय अणवदग्गं दीहमद्धं चाउरंतसंसारकंतारं वीतीवएज्जा तं अणिदाणयाए दिट्ठिसंपन्नयाए जोगवाहियाए. ”

અર્થાત્—ત્રણ સ્થાનકને પામેલો અણગાર અનાદિ અનંત અને ચાર ગતિરૂપ દીર્ઘ સંસારઅટવીનું ઉલ્લંઘન કરે. એક તો અનિદાનપણું એટલે ભોગઋદ્ધિની પ્રાર્થનારૂપ નિયાણાને ન કરે તે, બીજું સમ્યગ્‌દૃષ્ટિપણું અને ત્રીજું યોગવાહિપણું–શ્રુતના તપ પ્રમુખ ક્રિયાવિશેષ તેની આરાધના.

શ્રીભગવતીજી, નંદીજી, અનુયોગદ્વાર અને ઉત્તરાધ્યયન આદિ સૂત્રોમાં તેમજ બીજા પણ અનેક ગ્રંથોમાં યોગોદ્વહન કરવાનું જણાવેલ છે. એ પાઠો જોવાના અભિલાષુકોએ મહામહોપાધ્યાયજી શ્રીયશોવિજયજીકૃત દોઢસો ગાથાના સ્તવનની છઠ્ઠી ઢાળનો બાલાવબોધ જોઈ લેવો.

વાંચકોએ ધ્યાનમાં રાખવું કે બેચરદાસે પોતે પોતાના પુસ્તકના અન્તિમ ભાગમાં શ્રીસ્થાનાંગ સૂત્રનો પાઠ રજુ કરી શ્રાવકોને સૂત્ર ભણવાની છુટ છે એમ જણાવવાની જે કોશીષ કરી છે તે પણ નકામી કરી છે કારણકે તે સૂત્રમાં આવતી હકીકત સાધુઓને માટે છે અને તેનો સમન્વય પણ સાધુઓની સાથેજ થઇ શકે છે.

શ્રીસ્થાનાંગસૂત્રનો આધાર લઈ બેચરદાસે એ પણ લખ્યું છે કેઃ—

"આ ઉલ્લેખ તો તદ્દન સ્પષ્ટપણે ગૃહસ્થો માટે લખાયેલો છે–તેઓજ આહાર, પાણી અને વસ્ત્ર વિગેરેને ઉત્પન્ન કરી સાધુઓને પૂરાં પાડે છે, પોતાના ખરા પરસેવાના પૈસાથી સાધુઓનું પોષણ કરી રહ્યા છે–માટે સૂત્રકાર તથા ટીકાકાર, સાધુઓને તેઓને સૂત્રો વંચાવીને ઉપગૃહીત–આભારી–કરવાની વાત લે અને આપની બદલાની નીતિની સૂચના કરે છે. આ હકીકત સર્વથા સ્પષ્ટ છતાં વર્તમાનમાં શ્રાવકોને પૈસે પોષાતા નિર્ગ્રંથ (!) મહાશયો, શ્રાવકોને કેવો બદલો આપી રહ્યા છે તે બાબત આપ સૌને અને મને પ્રત્યક્ષરૂપ છે."

બેચરદાસના ઉપરના લખાણમાંથી કેવું અને કેટલું અજ્ઞાન નીતરે છે તે બતાવવાની જરૂર નથી. પૂજ્ય મુનિવરો જેવા સુપા-

ત્રમાં સદ્ગૃહસ્થો તરફથી દેવાતું દાન પણ તેઓને કેટલું ખટકે છે એ પણ ઉપરના લખાણમાં સરળતાથી જોઇ શકાય છે.

બેચરદાસને ક્યાંથીજ ખબર હોય કે શાસ્ત્રોમાં ગૃહસ્થોને મુધાદાયી અને સાધુઓને મુધાજીવી કહે છે. શાસ્ત્રોમાં મુધાદાયી અને મુધાજીવીનેજ શુભગતિના ભાગી કહ્યા છે. જૂઓ શ્રીદાન-પ્રદીપના ચોથા પ્રકાશનો નીચેનો શ્લોક:—

" मुधा प्रदातुः परमः फलोदयश्चरित्रशुद्धिश्च मुधोपजीविनः ।
दाने ततो ग्राहकदायकौ मुधाप्रवतमानो भजतः शुभां गतिम् ॥८०॥"

यदुक्तं श्रीदशवैकालिके—

" दुल्लहा उ मुहादाई मुहाजीवी वि दुल्लहा ।
मुहादायी मुहाजीवी दो वि गच्छंति सुग्गइ ॥ "

અર્થાત્—મુધાદાયીને પરમ ફલોદય થાય છે અને મુધાજી-વીને ચારિત્રની શુદ્ધિ થાય છે, તેથી ગ્રાહક અને દાયક મુધા-પ્રવૃત્તિ કરતા એ બન્ને શુભગતિને ભજે છે. શ્રીદશવૈકાલિકસૂત્ર કે જેના રચયિતા શ્રુતકેવલી ભગવાન્ શય્યમ્ભવસૂરિજી છે અને જે સૂત્રની પ્રમાણિકતા બેચરદાસે પણ સ્વીકારી છે, તેમાં પણ કહ્યું છે કે:—

'મુધાદાયી પણ દુર્લભ છે અને મુધાજીવી પણ દુર્લભ છે મુધાદાયી અને મુધાજીવી આ બન્ને સુગતિમાં જાય છે.'

આજ કારણે મહાત્મા પુરૂષો ઉપદેશે છે કે:—

"तथैहिकप्रत्युपकारलिप्सया यतीश्वरेभ्यो नहि देयमुत्तमैः ।
नैवोपकृत्याऽऽददते यतीश्वरास्तेभ्यः सदाऽभ्यस्तजिनोदितागमाः॥"

અર્થાત્—ઉત્તમ પુરૂષોએ ઇહલૌકિક ઉપકારની લિપ્સાથી સાધુપુરૂષોને દાન ન દેવું જોઇએ, સાધુપુરૂષો કે જેઓ સદા શ્રી-

જિનેશ્વરભગવાને કહેલા આગમના અભ્યાસીઓ છે તેઓ તે ગૃહસ્થો પાસેથી ઉપકાર કરવા ખાતર કંઇપણ લેતાજ નથી.

શ્રીજિતશત્રુનામના રાજાએ ધર્મની પરીક્ષા નિમિત્તે અનેક ભિક્ષુકોને "कथं कथं जीवथ कथ्यतामिदम्" અર્થાત્ 'તમે કેવી કેવી રીતે જીવોછો તે કહો' આવો પ્રશ્ન પૂછયો, તેના ઉત્તરમાં એક ક્ષુલ્લકજૈનમુનિશ્રીએ કહ્યું કે-"जैनागमवासिताशयो मुधैव जीवाम्यहम्" અર્થાત્ 'શ્રીજિનાગમથી વાસિતઆશયવાળો હું મુધાજ જીવું છું.' આ ઉત્તરથી પરમાર્થને નહિ પામેલા રાજાએ તે ભાવનું સ્પષ્ટીકરણ કરવાનું કહેતાં તે મહાત્માએ શું કહ્યું છે તે જાણવા ખાતર નીચેનાં પદ્યો ખાસ જોવા જેવાં છે:—

" अथाख्यत क्षुल्लवरः क्षमापतिं जनुर्जरारोगवियोगमुख्यकैः ।
दुःखैरसंख्यैरतिभीषणं भवं निरीक्ष्य दीक्षामहमाददे मुदा ॥१०१॥
ततो विमुक्तोऽखिललोकयात्रया स्वयं यथा लब्धमदीनवृत्तितः ॥
भुञ्जेऽशनं संयमयापनाकृते मुधैव जीवाम्यत एव भूपते ॥१०२॥"

અર્થાત્—ક્ષુલ્લવર મુનિશ્રીએ રાજાને કહ્યું કે:-જન્મ, જરા, રોગ, વિયોગ વિગેરે અસંખ્ય દુઃખોથી ભયંકર બનેલા એવા આ સંસારને જોઇને મેં હર્ષપૂર્વક દીક્ષા અંગીકાર કરી છે, તેથી અખિલ લોકયાત્રાથી વિમુક્ત થયેલો એવો હું સંયમની રક્ષા માટે અદીનવૃત્તિથી યથાલબ્ધ જે અવસરે જે ભક્ષ્ય ભોજન મળે તેનું ભોજન કરૂંછું, તેજ કારણથી હે રાજન્! હું મુધાજીવી કહેવાઉં છું.

ક્ષુલ્લકમુનિની આવી અનુપમ વાણીના શ્રવણથી રાજાએ નિશ્ચય કર્યો કે તત્ત્વવેદિપુરૂષોએ મોક્ષની પ્રાપ્તિ માટે આજ ધર્મનો આદર કરવો યોગ્ય છે અને એ નિશ્ચયના પરિણામે તે રાજા સંસારનો પરિત્યાગ કરી સાધુપદનો સ્વીકાર કરીને સુગતિ

પામ્યો. આ ઉપરથી વાંચકો સહેલાઈથી સમજી શકશે કે બેચર-દાસે મુકેલો સૂત્રનો આધાર સાધુઓને માટે છે અને તેનો સમન્વય પણ સાધુઓની સાથેજ થઇ શકે છે.

'શ્રાવકોને સૂત્રો વાંચવાનો અધિકાર નથી' આ વાત સમજાવવા માટે હવે આથી અધિક પ્રમાણો મૂકવાની જરૂર નથી કારણકે તે બાબતમાં અનેક પ્રમાણો અપાઈ ચૂકયાં છે. અને તે ઉપરથી વાંચકો સમજી શકશે કે શ્રાવકોને સૂત્રો વાંચવાનો કરાયેલો નિષેધ અયુક્ત, અપ્રમાણિક, અવિહિત કે શ્રીજિનાજ્ઞાવિરૂદ્ધ નથી, પરંતુ 'શ્રાવકોને સૂત્ર વાંચવાનો અધિકાર છે' આમ કહેવું એજ અયુક્ત, અપ્રમાણિક, અવિહિત અને શ્રીજિનાજ્ઞાવિરૂદ્ધ છે.

આ પ્રસ્તુત સમાલોચનામાં મેં બેચરદાસના ચારે મુદ્દાઓની સંપૂર્ણ સમાલોચના શાસ્ત્રાધારે કરી છે અને જણાવ્યું છે કે આપણું જૈનસાહિત્ય તો વિકારવિનાનુંજ છે. વિકાર જો થયો હોય તો માત્ર બેચરદાસ અને કેટલાક તેના જેવાઓની દૃષ્ટિમાંજ થયો છે. બેચરદાસની દુર્દશાનો પણ ખ્યાલ પૂરતો આપ્યો છે. તે આપવાની ખાતરજ મેં આ જાતનો સવિસ્તર ઉલ્લેખ કર્યો છે. જો બેચરદાસ અને તેના મિત્રો શાન્તચિત્ત વિચાર કરશે તો આવી અધમ પ્રવૃત્તિ કરતાં અચકશે અને થઇ ગઈ છે તેનું પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થવાની પણ શુભ ભાવના જાગૃત કરશે. કદાચ આ નહિ થાય તો એ તો મારી ખાત્રીજ છે કે બેચરદાસની માફક બીજા તો પોતાની તેવી દુર્દશા કરવાને તયાર નહિજ થાય.

વાંચકોને ધ્યાનમાં હશે કે બેચરદાસે પોતાના પુસ્તકની અર્પણ-પત્રિકામાં પૂજ્યપાદ આત્મારામજી મહારાજ માટે "જો આપ આ વર્તમાન સૈકામાં હોત તો જરૂર આ ટીપાયેલા લોઢાનો ઘાટ ઘડયા વગર ન રહેત" આ વાકય પણ લખ્યું છે. આ વાકયમાં

બેચરદાસ પોતાને 'ટીપાએલા લોઢા' તરીકે ઓળખાવે છે પણ તેમને ખબર નથી કે જો તે પૂજ્યપાદ આજે હયાત હોત તો તમારી ઓળખાણ 'ટીપાએલા લોઢા' તરીકેની ન કરાવત, પરંતુ કાટખાધેલા, સડી ગયેલા અને ફેંકી દેવા યોગ્ય 'લોઢા' તરીકે-નીજ કરાવત અને સમાજે પણ આજે તમોને ફેંકીજ દીધા હોત. તે મહાત્મા તો શાસનપ્રત્યનીકને શિક્ષા કરવાનુંજ ફરમાવે છે તો વળી તમારા જેવા શાસનપ્રત્યનીકોને આજે તેઓ જતાજ શેના કરત?

ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજા કે જેઓને બેચરદાસ પણ શિષ્ટશિરોમણિ, પરમપ્રમાણિક અને મધ્યસ્થતાની મૂર્તિ તરીકે માન્ય કરે છે, તેઓ તો શ્રીસંબોધપ્રકરણમાં શ્રાવકધર્મના અધિકારમાં ત્યાં સુધી લખે છે કે:-'[1]સાધુઓના અને જિનમંદિર તેમજ જિનમૂર્તિના પ્રત્યનીકને અને અવર્ણવાદિને અને શ્રીજિન-પ્રવચનના અહિતને સર્વસામર્થ્યે કરીને ધર્માત્મા અટકાવે અને બેચરદાસનામાં તે પ્રત્યનીકતા અને અવર્ણવાદિતાને તો આપણે ઘણીજ સ્પષ્ટ રીતિથી સાબીત કરી ચૂકયા છીએ, માટે ધર્માત્માની તો ફરજ છે કે બીજું કંઇપણ ન બની શકે તો પણ તેવી વ્યક્તિ કે વ્યક્તિઓને પોતાના વ્યવહારથી તો અલગ કરવીજ જોઇએ અને અમદાવાદઆદિના શ્રીસંઘોએ તેમ કરવામાં એક મોટામાં મોટી શાસનસેવા બજાવી છે. એટલુંજ નહિ પણ પોતાના માથેથી એક મોટામાં મોટો દોષનો હિસ્સો પણ આવતો બંધ કર્યો છે કારણકે તેજ મહાત્માશ્રી ફર-માવે છે કે '[2]આજ્ઞાભંગમાં પ્રવૃત્તિ કરનારાઓને મનથી, વચનથી

---

१. साहूण चेइआण य पडिणीयं तह अवण्णवायं च। जिण-पवयणस्स अहियं सव्वत्थामेण वारेइ ॥१३॥

१ जे साहज्जे वट्टइ आणाभंगे पवट्टमाणाणं ।
मणवायाकायेहिं समाणदोसं तयं बिंति ॥ १२७ ॥"

કે કાયાથી સહાય દેનારા સમાન દોષના ભાગીદાર છે' અને "[1]આજ્ઞાભ્રષ્ટ મનુષ્યને શ્રીતીર્થંકરદેવની આરાધનામાં તત્પર અને શ્રુત તેમજ સંઘની ભક્તિએ કરીને યુક્ત એવા પુરૂષે સર્વ પ્રકારે શિક્ષા કરવી.' આ ઉલ્લેખના અવલોકનથી વિવેકી વાંચકોને પોતાની ફરજ સમજતાં વાર નહિ લાગે.

છેવટે હું એક મહાપુરૂષના શબ્દોમાંજ મારા વાંચકમહાશયોને નીચેની ભલામણ કરી મતિમંદતા યા છદ્મસ્થતાના કારણે જે કંઈ શ્રીજિનાજ્ઞાવિરૂદ્ધ લખાયું હોય તેની ક્ષમાયાચના કરી આ પ્રસ્તુત સમાલોચનાથી વિરમીશ.

" जइ इच्छह परमपयं अवहा कित्तिं सुवित्थडं भुवणे ।
ता तेलुक्कोद्धरणे जिणवयणे आयरं कुणह ॥ १ ॥ "

હે આત્મહિતના અર્થિ આત્માઓ! જો તમે પરમપદ-મોક્ષપદની ઇચ્છા કરતા હો અથવા ભુવનમાં સુવિસ્તૃત કીર્તિ મેળવવાની ઈચ્છા હોય તો ત્રણ લોકના ઉદ્ધાર કરનારા એવા શ્રીજિનવચનમાં આદર કરો.



---

१ " तित्थयराराहणपरेण, सुयसंघभत्तिजुत्तेण ।
आणाभट्ठजणंमि, अणुसट्ठी सव्वहा देया ॥ १३१ ॥ "

# અનુસન્ધાન.

આ પુસ્તકમાં બેચરદાસના ચારે મુદ્દાનું અસત્ય બતાવી શાસ્ત્રાનુસારી સત્યને અનેક આધારો મારફત દર્શાવ્યા છતાં આ અનુસન્ધાન હું કેમ જોડી રહ્યો છું એવી આશંકા વાંચકવર્ગને થાય એ સંભવિત છે. એના સમાધાનમાં મારે પ્રથમજ કહી લેવું જોઇએ કે બેચરદાસ અને બેચરદાસની વિદ્વત્તાનો પૂરતો પારચય આપવા માટે ખાસ જણાવવા જેવી બે બાબતો રહી જાય છે. તેમાં પ્રથમ હું બેચરદાસનો પરિચય કરાવતી હકીકતનો ઉલ્લેખ કરીશ અને તેમાં સામાન્યપણે પુસ્તકમાં દર્શાવેલા કેટલાક સત્યનો પણ ટુંક હેવાલ મ્હારે આપવો પડશે, પરન્તુ તેમાં વાંચકોને આ-ધાર તો જુદોજ મળશે અને તે પછી તેમની વિદ્વત્તાનો પણ યત્-કિંચિત્ પરિચય કરાવીશ કે જેથી વિચારકો સારાસારનો વિવેક કરવા સાથે ગૃહસ્થોને શ્રીજિનાગમ ભણવાનો નિષેધ કરનારી શ્રીજિનાજ્ઞાના રહસ્યને સમજી શકશે.

વાંચકમહાશયોને સ્મરણમાં હોય તો હું આ પુસ્તકમાંજ લખી ચુકયો છું કે બેચરદાસને પોતાના 'દેવદ્રવ્ય શાસ્ત્રવિરૂદ્ધ છે, તે દ્રવ્યનો ઉપયોગ જૈનસમાજ પોતાના કેળવણી જેવા કાર્યમાં ખુશીથી કરી શકે' આ એક અસત્યની ખાતર, અખિલ વિશ્વમાં અદ્વિતીય તરીકે પંકાતા અને મનાતા શ્રીજિનના સાહિત્યને-સાક્ષાત્ આગમગ્રન્થોને પણ વિકારી કહેવાની ફરજ પડી, સમગ્ર જૈનસમાજનું તમસ્તરણ રચવું પડયું અને શ્રમણપતિ શ્રીપાર્શ્વ-નાથસ્વામીજીના શિષ્યરત્નોની તેમજ શ્રમણ ભગવાન્ મહાવીર-સ્વામી જેવા વિશ્વપૂજ્ય દેવાધિદેવની પણ મશ્કરી કરવા જેવી

પામરતાનો સ્વીકાર કરવાની ફરજ પડી છે. આ સઘળી ખરાબી એ એકજ દુરાગ્રહને આભારી હોય એમ માનવાને કારણ છે માટેજ હું તેમ વ્યક્ત કરૂંછું અન્યથા ન કરત.

બેચરદાસ જ્યાં સુધી પોતાના એ ઝેરી દુરાગ્રહથી વ્યામુઢ થયા ન હતા ત્યાં સુધી આપણા આરાધ્યપાદ આચાર્યમહારાજાઓ કે જેઓ શ્રીજિનશાસનની શૈલીના ઉપાસક હોઇને જ્ઞાન, દર્શન અને ચારિત્રના પાલનમાં અદ્વિતીય સ્થાન ધરાવતા અને જેઓની વિદ્વત્તા માટે શંકા ઉઠાવનાર કોઈજ ન હતું, તેવા પૂજ્યપાદ શાસનસંરક્ષક સૂરીશ્વરો માટે આજે પંડિત અને ન્યાયતીર્થ કહેવાતા બેચરદાસના કેવા ઉદ્ગારો નીકળ્યા છે, તેનું એકજ ઉદાહરણ હું વાંચકમહાશયોની સમક્ષ મૂકીશ:—

શ્રી પાર્શ્વનાથચરિત્રના કર્તા શ્રીમદ્ ભાવદેવસૂરિજી માટે તે ચરિત્રની પ્રસ્તાવનામાં બેચરદાસ લખે છે કે:—

" एतच्चरितावलोकनेनैव चैतेषां वैयाकरणचणभूषणत्वम्, कविकुलगुरुत्वम्, लौकिकशास्त्रावलोकनरसिकत्वम्, सामुद्रिकशास्त्रसिद्धमुद्रत्वम्, चिकित्सारहस्याभिज्ञातृत्वम्, श्रीजिनागमपारगामित्वं चावगम्यते सुधीभिः । "

આ પ્રમાણે શ્રીભાવદેવસૂરિજી મહારાજા માટે પોતાનો અભિપ્રાય આપતાં શ્રીપાર્શ્વનાથચરિત્રની પ્રસ્તાવનામાં બેચરદાસ જણાવે છે કે તેઓ શ્રીજિનાગમના પારગામી હતા, એમ આ (શ્રીપાર્શ્વનાથ) ચરિત્ર વાંચવાથીજ પંડિત પુરૂષો જાણી શકશે.

બેચરદાસે શ્રીપાર્શ્વનાથચરિત્ર વાંચ્યું, તેના કર્તાને માટે બહુમાન થયું અને અભિપ્રાય આપ્યો કે ' તેઓ શ્રીજિનાગમના

પારગામી હતા'. હવે એ ભગવાન્ ભાવદેવસૂરિજી મહારાજા શ્રી-પાર્શ્વનાથચરિત્રમાં શું શું કહેછે તેજ આપણે જોવાનું છે.

બેચરદાસ પોતાના 'શ્વેતામ્બર દિગમ્બર વાદ' નામના મુદ્દાનું મનમાનતું સમર્થન કરતાં 'શ્રીતીર્થંકરદેવોના ખભા ઉપર ઇંદ્રો લક્ષમુલ્યનું દેવદૂષ્ય સ્થાપન કરે છે' આ શાસ્ત્રીયવાતમાં અસંગતિનો આરોપ મૂકી તેનું ઉપહાસ કરે છે, ત્યારે બેચરદાસે પણ માન્ય કરેલા શ્રીજિનાગમના પારગામી શ્રીભાવદેવસૂરિજી મહારાજા શ્રીપાર્શ્વનાથચરિત્રના ૬ ઠ્ઠા સર્ગમાં લખે છે કે:—

" त्रिंशद्वर्षः प्रभुः स्वांशे, दूष्यं शक्राहितं दधत् ।
पौषस्य कृष्णैकादश्यां, विशाखाभे कृताष्टमः ॥ १०८ ॥
केशानुन्मूल्य सिद्धांश्च, नत्वा चारित्रमग्रहीत् ।
द्राग् मनःपर्ययज्ञानं, चापद् दीक्षासहोद्भवम् ॥ १०९ ॥

અર્થાત્—ત્રીશ વર્ષની વયે શક્ર ઇંદ્રે પોતાના ખભા ઉપર સ્થાપન કરેલા દેવદૂષ્યને ધારણ કરતા શ્રીપાર્શ્વનાથસ્વામીએ અઠ્ઠમનો તપ કરીને પોષવદી અગીઆરસના દિવસે વિશાખા-નક્ષત્રમાં કેશોનું ઉન્મૂલન કરીને શ્રીસિદ્ધભગવાનોને નમસ્કાર કરીને ચારિત્ર ગ્રહણ કર્યું કે તુરતજ દીક્ષાની સાથેજ ઉત્પન્ન થતું મન:પર્યયનામનું ચોથું જ્ઞાન શ્રીપાર્શ્વનાથસ્વામી પામ્યા.

પેલા દુરાગ્રહરૂપી ઝેરના પ્રતાપે ભાનભૂલેલા બેચરદાસે શ્રી-તીર્થંકરદેવોના દેવદૂષ્યની મશ્કરી કરવા સાથે પ્રભુના સમવસરણની, સમવસરણગત દેશનાની અને ભક્તિથી તેમજ ભવ્યજીવોના ઉપકારની ખાતર બાકીની ત્રણ દિશામાં પ્રભુનાં પ્રતિબિંબ સ્થા-પીને ચતુર્મુખી દેશનાનો લાભ લેવાને સ્વામિના પ્રભાવથી વ્યન્તર નિકાયના દેવોએ બનાવેલ ચતુર્મુખપણાની પણ મશ્કરી કરવામાં

બાકી નથી રાખી, ત્યારે ભગવાન્ ભાવદેવસૂરિજી તેજ ચરિત્રના તેજ સર્ગમાં લખે છે કેઃ—

" सुरसञ्चारितस्वर्णपद्मन्यस्तपदः क्रमात् ।
प्रभुः समवसरणं सुरकोटीवृतो ययौ ॥ २३३ ॥
तत्र प्रविश्य चैत्यद्रोः प्रभुश्चक्रे प्रदक्षिणाम् ।
तीर्थं नत्वा प्राङ्मुखोऽथ सिंहासनमधिश्रियत् ॥ २३४ ॥
द्राक् प्रभोः प्रतिरूपाणि दिक्ष्वन्यासु तिसृष्वपि ।
व्यन्तरास्तादृशान्येव चक्रुः स्वामिप्रभावतः ॥ २३५ ॥ "

ભગવાન્ ભાવદેવસૂરિજી અગીઆર શ્લોકો દ્વારા શ્રીતીર્થંકરદેવોના સમવસરણનું વર્ણન કરીને કહે છે કે સુરકોટિપરિવેષ્ટિત પ્રભુ સુરસ્થાપિત સોનાના કમલો ઉપર પાદકમલને મૂકતા સમવવસરણમાં પધાર્યા. સમવસરણમાં પ્રવેશ કરીને પ્રભુએ ચૈત્યવૃક્ષની પ્રદક્ષિણા કરી તીર્થને નમી પૂર્વસન્મુખ મુખ રાખીને સિંહાસનને શોભાવ્યું. પ્રભુ સિંહાસન ઉપર વિરાજ્યા કે તુરતજ વ્યન્તરદેવોએ સ્વામિના પ્રભાવથી પ્રભુના જેવાંજ ત્રણે દિશામાં પ્રભુનાં પ્રતિબિમ્બો બનાવ્યાં.

બિચારા ભોળા બેચરદાસ કોઈ હિતશત્રુની ખોટી લાલચથી જે ચરિત્રોની, કથાનકોની અને વર્ણનોની સરળ ભાવે મુક્ત કંઠે પ્રશંસા કરતા હતા, તે ચરિત્રો, વર્ણનો અને કથાનકોની આજે અણછાજતી અવહેલના કરે છે અને પોતે પોતાનાજ હસ્તે કરેલી પ્રશંસાને ભૂલી જાય છે એ કેવું અજાયબ થવા જેવું છે? શ્રી પાર્શ્વનાથચરિત્રની પ્રસ્તાવનામાં તે ચરિત્રમાં આવતાં કથાનકો અને વર્ણનો માટે પ્રશંસા કરતાં બેચરદાસે લખ્યું છે કેઃ—

" तत्र तत्र च प्रस्तावात् सदुपदेशपदं प्रापितानि सरसावबोधविधायकानि नकानि कथानकानि,.......समावेशितानि च सर्वी सुधास्यन्दीनि वर्णनानि "

તે તે સ્થાને પ્રસંગે સરસ અને અવબોધ કરનારાં અને કથાનકો શ્રીભાવદેવસૂરિજીએ સદ્ઉપદેશપદે સ્થાપ્યાં છે અને સ સુધાસ્યન્દી વર્ણનોનો સમાવેશ કર્યો છે. હવે જેવી જાતનાં કથાનકે શ્રીપાર્શ્વનાથચરિત્રમાં આવે છે તેવાંજ ઉપદેશપ્રદ કથાનકો અન ચરિત્રોમાં પણ આવે છે, છતાં આજે ઉન્મત્તતાના પ્રભાવે બેચર દાસ સમગ્ર જૈનકથાનુયોગ ઉપર કુઠારઘાત કરવા માટે તત્પર થય છે! આવા અસ્વસ્થ મગજના માનવીઓ પોતાની બાલીશતાન કારણે શાણી સમાજ તરફથી ફીટકાર પામે એ કંઇ અનુચિત અઘટિત ઓછુંજ કહેવાય તેમ છે?

દેવદ્રવ્યના ભક્ષણથી પાયમાલ થયેલા આત્માઓના હેવાલે વાંચવાથી અને શ્રીસૌધર્મેન્દ્રે દશાર્ણભદ્ર રાજાના ગર્વને ઉતારવ માટે વિકુર્વેલી ઋદ્ધિના વર્ણનથી તથા પરિગ્રહનું પરિમાણ કરનાર એ અઢળક ધનના ભાગી થયા, સુપાત્રે દાન દેવાથી શ્રીશાલિ ભદ્ર અને ધનાજી જેવા શ્રીમંતો અને રત્નપાલ જેવો રાજા થયો બ્રહ્મચર્યના પાલનથી ઘણાએ આત્માઓ સ્વર્ગસુખના ભોક્ત થયા વિગેરે વિગેરે જોવાથી બિચારા બેચરદાસ હેબતાઈ ગય છે! અને જેમ બેબાકળો બની ગયેલો કાલો (ઘેલો) આદમી લવે તેમ લખે છે કે—"પરિગ્રહના અનિચ્છુકને અઢળક પરિગ્ર શી રીતે મળે? દાન દેનારો ચક્રવર્તિ રાજા શી રીતે થાય! અને બ્રહ્મચર્યનો સંસ્કારી, સુધરેલો વ્યભિચારી શી રીતે બને?" આવા હૃદયહીનને ક્યાંથી ખબર હોય કે લક્ષ્મી, રાજ્યગાદી કે સ્વર્ગભૂમિઓ લક્ષ્મીના ગુલામોનો, કૃપણના કાકાઓનો અને

શીલહીન વ્યભિચારિઓનો સહવાસ નથી ઈચ્છતી. તેના ભોક્તાઓ તો તેજ હોય કે જેઓ લક્ષ્મીને ચંચલ સમજી તેની લાલસાથી છુટેલા હોય, પ્રાપ્ત થયેલી લક્ષ્મીના સદુપયોગ માટે વિવેકપુરઃસર દાનનો વરસાદ વરસાવતા હોય અને પ્રાણ સાટે શુદ્ધશીલનું સેવન કરતા હોય. આવા ઉત્તમ આત્માઓ કદાચ તેવી ઉત્કૃષ્ટ સામગ્રીના અભાવે તેવા પ્રકારના વીર્યોલ્લાસને અનુભવી સિદ્ધિપદના ભોક્તા ન બને તો પણ તેઓ અપરિગ્રહ, સુપાત્રદાન અને શુદ્ધશીલ જેવા અનુપમ ધર્મના પરિપાલનથી સંચિત કરેલા પુણ્યાનુબંધી પુણ્યના પ્રભાવે અઢળક લક્ષ્મીના સ્વામી, રાજ્યગાદીના માલિક અને સ્વર્ગભૂમિના ભોગી તો અવશ્ય થાય અને તેજ પુણ્યાનુબંધી પુણ્યના પ્રભાવે પરિણામે સંયમસામ્રાજ્યના સમ્રાટ બનીને તેઓ સિદ્ધિપદના પણ સ્વામી થવાના.

પાપ અને પુણ્યના પ્રભાવને બતાવનારાં આખ્યાનો ઉપર અજ્ઞાનતાભરેલા આક્ષેપો કરવાને ઉદ્યુક્ત થયેલા બેચરદાસ જ્યારે તેવાં ઉત્તમ બોધપ્રદ આખ્યાનો ઉપર અસંગતિ અને અસંભવપણાનો શક ધરાવે છે, ત્યારે ભગવાન ભાવદેવસૂરિજીમહારાજ કે જેઓને બેચરદાસે પણ પોતાની અનાગ્રહદશામાં 'વૈયાકરણવર્ગના વિભૂષક, કવિઓના કુલગુરૂ, લૌકિકશાસ્ત્રોના અવલોકનમાં રસિક, સામુદ્રિકશાસ્ત્રમાં સિદ્ધમુદ, ચિકિત્સાના રહસ્યવિત્ અને શ્રીજિનાગમના પારગામી' તરીકે સ્વીકાર્યા છે અને પંડિતજનો પણ સ્વીકારશે એવો પોતાનો નિશ્ચય બતાવ્યો છે, તેઓશ્રી પોતાના રચેલા શ્રીપાર્શ્વનાથચરિત્રની પ્રશસ્તિમાં લખે છે કેઃ—

" अनादिनिधने काले, जीवानां चित्रकर्मणाम् ।
संविधानं हि तन्नास्ति, संसारे यन्न संभवेत् ॥ १८ ॥ "

અર્થાત્—અનાદિ અનન્ત–આદિ અને અન્ત વિનાના કાલમાં વિચિત્ર કર્મવાળા જીવો માટે એવું એક પણ કામ નથી કે જે આ સંસારમાં સંભવતું ન હોય.

દાનાદિધર્મનાં ફલવર્ણનોથી ચકિત થઈ ગયેલા બેચરદાસે પોતાના ઉપકારી શ્રીભાવદેવસૂરિજીનાં સુક્તો જોવાં જોઇએ છીએ:–

" आस्तां सिद्धिगतं सौख्यं, मनोऽभीष्टं यदैहिकम् ।
[illegible] धर्माख्यवृक्षस्य कुसुमोपमम् ॥ ५४ ॥
कुलं गतमलं कामाऽनुरूपं रूपमव्यथम् ।
विश्वभोग्यं च सौभाग्यं श्रीविलासो विकस्वरः ॥५५॥'
अनवद्या पुनर्विद्या, कीर्त्तिः स्फुर्तिमती सता ।
अभिरामो गुणग्रामः, सर्वं धर्मादवाप्यते ॥ ५६ ॥

અર્થાત્—મોક્ષસમ્બન્ધિ સુખ તો દૂર રહો પરન્તુ આ લોકમાં પણ અભીપ્સિત સુખ મનુષ્યો પામે છે તે પણ આ ધર્મ-નામના વૃક્ષનુંજ પુષ્પ છે. નિર્મલ કુલ, કામદેવસરખું સુંદરરૂપ, આરોગ્ય, વિશ્વભોગ્ય-સર્વપ્રિય સૌભાગ્ય, વૃદ્ધિ પામતો લક્ષ્મીનો વિલાસ, નિર્દોષ વિદ્યા, સ્ફુર્તિમતિ કીર્તિ, મનોહર ગુણસમૂહ, આ સઘળું ધર્મથી પ્રાપ્ત થાય છે. એટલાજ માટે શ્રીભાવદેવસૂરિજીએ આગળ ચાલતાં કહ્યું છે કે તાપથી પીડિત આત્માને ઠંડુ પાણી અરતિઉત્પાદક છે, છતાં તેને માટે ગરમ પાણી તથ્યરૂપ છે; તેવી રીતે પૂર્વકર્મના દોષથી પીડિત આત્માને જો કે ધર્મ રૂચિકર નથી થતો છતાંએ નિરસ લાગે તો પણ ધર્મ અવશ્ય આરાધવા જેવો-જ છે અને એથીજ વિચક્ષણ પુરૂષો કષ્ટની અવસ્થામાં પણ ધર્મનો પરિત્યાગ કરતા નથી.

આ પ્રમાણે હોવા છતાં દાન, શીલ કે અપરિગ્રહના

આસેવનથી મળતી શ્રીમંતાઇ, રાજ્યલક્ષ્મી અને સ્વર્ગભૂમીથી બેચરદાસ મુંઝાતા હોય તો એ એક તેમનું મ્હોટામાં મ્હોટું દુર્ભાગ્યજ ગણાય. દુર્ભાગ્ય કે સદ્ભાગ્ય ગણાય પરંતુ તે બિચારા જ્યારથી કોઇ હિતશત્રુની સલાહથી કે પોતાના દુષ્કર્મના ઉદયથી દેવદ્રવ્ય જેવા સર્વોત્તમ દ્રવ્યના દુશ્મન બન્યા છે ત્યારથી તેમની મતિ એવી તો મુંઝાઈ ગઇ છે કે જેથી મૂઢ બનેલા તેમણે શ્રીદેવદ્રવ્યને નામશેષ કરવા માટે આકાશ અને ધરતીને એક કરવાનો પ્રયત્ન આરંભ્યો છે. શું વાંચકોને એમ નથી લાગતું કે શ્રીજિનના શાસનમાં શ્રીજિનની મૂર્તિનો, શ્રીજિનના મંદિરોનો, શ્રીજિનની પૂજાભક્તિનો, સાધુભક્તિનો, ગુરૂઆજ્ઞાને શિરોધાર્ય બનાવવાનો, સુપાત્રદાનનો અને એવાંજ અન્ય અનેક ઉત્તમકાર્યોના અભાવને સિદ્ધ કરવો એ આકાશ અને ધરતીને એક કરવા જેવું છે? શ્રીજિનના શાસનમાં શ્રીજિનની મૂર્ત્તિપૂજા વિગેરે અનેક કાર્યોનું, તેનાં સાક્ષાત્ અને પારમ્પરિક ફલોનું વર્ણન કરનારાં અનેક શાસ્ત્રો આજે પણ હયાત છે, તે છતાં બેચરદાસે એમ કહેવા અને સાબીત કરવા કમ્મર કસી છે કે 'શ્રીજિનના પ્રવચનમાં દેવદ્રવ્ય છેજ નહિ કારણકે પ્રથમ તો શ્રીજિનની મૂર્તિ કે શ્રીજિનનાં મંદિરોજ ન હતાં, તેની પૂજા કે ભક્તિ પણ ન હતી, ગુરૂ કે ગુરૂની આજ્ઞા પણ માનવી એવી ફરજરૂપે ન હતું અને ભણવામાં કે ગણવામાં વિનીત થવાની, ગુરૂભક્ત થવાની, સંયમી થવાની કે તપ વિગેરે કરવાની આજ્ઞા શ્રીજિનના પ્રવચનમાં જરૂર છેજ નહિ, આ તો બધુએ બનાવટી છે. પુણ્ય અને પાપના વિપાકને બતાવનારાં અને દાનાદિક ધર્મફલને દર્શાવનારાં આખ્યાનો તદ્દન અસંગત અને કેવલ જોડી કાઢેલાંજ છે, અર્થાત્ જૈનસાહિત્યનું એક પણ અંગ સાચું નથી વિગેરે વિગેરે.' આ સધળા અસત્યનો પ્રતિકાર પૂજ્ય ગુરૂદેવોની કૃપાથી મારા 'સત્યના સમર્થન'માં હું કરી ચૂક્યો છું, તેમાં

વાંચકો જોઇ શકશે કે શ્રીજિનની મૂર્તિઓ, શ્રીજિનનાં મંદિ
શ્રીજિનની પૂજાભક્તિ વિગેરે સાક્ષાત્ અંગસૂત્રોમાં પણ સ્થ
સ્થળે છે, છતાં દુરાગ્રહના પ્રતાપે તેઓ એકપણ તેવા આધારને
શક્યા નથી અને પોતાના પુસ્તકમાં તેઓએ 'એકલો બકવાદ અ
કાગળો કાળા કરવા શિવાય કંઇજ કર્યું નથી,' એટલે આ અ
સન્ધાનમાં તો મારે એ સંબંધમાં કંઇપણ લખવાનું રહેતું ન
છતાં વાંચકો જાણી ચુક્યા છે કે આ અનુસન્ધાન હું બેચરદ
અને બેચરદાસની વિદ્વત્તાનો પૂરતો પારચય કરાવવા જોડી રહ્યો
અને તેમાં હું ભગવાન્ ભાવદેવસૂરિજી માટે બેચરદાસે આપે
અભિપ્રાયને અભિમુખ કરીને એ બતાવવા મથી રહ્યો છું કે
શ્રીભાવદેવસૂરિજીને બેચરદાસે પણ અનેક પ્રકારે સ્તવીને શ્રી
નાગમના પારગામી તરીકે ઓળખ્યા છે અને ઓળખાવ્યા
તેઓ પણ દેવદ્રવ્ય, શ્રીજિનની મૂર્તિ, શ્રીજિનનાં મંદિરો
તેની પૂજાભક્તિ માટે શ્રીપાર્શ્વનાથચરિત્રમાં શું શું લખે છે:

જે શ્રીદેવદ્રવ્યનો નામશેષ કરવા માટે બેચરદાસે અવ
વિનાનો ઉધમાત કર્યો છે, તેજ દેવદ્રવ્ય માટે ભગવાન ભાવદે
સૂરિજી શ્રીપાર્શ્વનાથચરિત્રના પહેલા અને બીજા સર્ગમાં પ્ર
છે કે:—

" तथा [illegible]दिसप्तक्षेत्र्यां नियोजितम् ।
चित्तं वित्तं च सम्यक्त्वपुष्टिमिष्टां तनोत्यलम् ॥ ६२१
सङ्घश्चतुर्विधो बिम्बं चैत्यं चाप्यागमोऽर्हताम् ।
[illegible] धर्मस्य स्थानकानि विदुर्बुधाः ॥९३॥ "

અર્થાત્—સર્વજ્ઞચૈત્ય-મૂર્તિ અને મંદિર આદિ સાતક્ષેત્ર
સ્થાપન કરેલું ચિત્ત અને વિત્ત ઇષ્ટ સમ્યક્ત્વની પુષ્ટિને વિસ્
છે ॥ ૬૨૧ ॥ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર પ્રકા

શ્રીસંઘ, શ્રીજિનેશ્વરદેવની મૂર્તિ, શ્રીજિનેશ્વરદેવનું મંદિર અને અરિહન્તભગવાનોનાં આગમ આ સાતે પણ ધર્મનાં સ્થાનકો છે એમ પંડિત પુરૂષો જાણે છે. ॥ ૯૩ ॥

એક દેવદ્રવ્યનો નાશ કરવા માટે ગ્રહગથિલની માફક બેચરદાસે શ્રીજિનમૂર્તિ અને જિનમંદિરની હયાતિનો પણ નાશ કરવા માટે તથા 'ચૈત્ય' શબ્દના રૂઢ અને શાસ્ત્રીય અર્થને ભ્રષ્ટ કરવા માટે એક પણ પાપ કરતાં પાછું વાળીને જોયું નથી, તેની હયાતિ માટે ભગવાન્ ભાવદેવસૂરિજીએ તે ચરિત્રમાં અનેક ઉલ્લેખો કર્યા છે, તેમાંના કેટલાક હું અત્રે ટાંકી બતાવું છું:—

" चञ्चच्चूडामणिकल्पं, श्रीवासनगरश्रियः ।
जिनेन्द्रभवनं चारु, कारयामास भूपतिः ॥ ६३८ ॥
तत्रात्मानमिव स्वच्छस्फटिकोपलनिर्मितम् ।
नाभेयबिम्बं विधिना, प्रतिष्ठाप्य न्यविविशत् ॥ ६४१ ॥
(સર્ગ. ૧.)

અર્થાત્—શ્રીલલિતાંગ રાજાએ પોતાના શ્રીવાસનગરની લક્ષ્મીના સાક્ષાત ઝળહળતા મુકુટમણિ સમાન સુંદર જિનેંદ્રભવન બનાવ્યું અને તેમાં આત્માની માફક સ્વચ્છ સ્ફટિકરત્નનું બનાવેલ શ્રીઋષભદેવસ્વામીનું બિમ્બ વિધિપૂર્વક અંજનશલાકા કરાવીને સ્થાપન કરાવ્યું.

" मुनिं सागरदत्तस्तं, पप्रच्छ क नु यास्यथ ।
स उचे वन्दितुं देवान्, यास्यामोऽष्टापदाऽचले ॥७८४॥
सार्थेशः पुनरप्राक्षीत् के देवास्तत्र पर्वते ? ।
कारिताः केन कति ते फलं तद्वन्दने च किम् ॥७८५॥

आसन्नभव्यं तं ज्ञात्वाऽरविन्दमुनिराख्यत ।
अर्हन्तो भद्र! सत्याख्या देवा देवगुणान्विताः ॥७८६॥
केऽर्हन्तस्ते वीतरागाः सर्वज्ञाः शक्रपूजिताः ? ।
धर्मदेशनया विश्वविश्वस्योत्तारकाश्च ये ॥७८७॥
ऋषभस्त्वादिमस्तेषा–मिक्ष्वाकुकुलसम्भवः ।
आसीत् तीर्थंकरस्तस्य सुतो भरतचक्रभृत् ॥७८८॥
आदिनाथस्य निर्वाण गतस्याऽष्टापदाचले ।
चक्री च दीव्यमुत्तुङ्ग तत्र चैत्यमकारयत् ॥७८९॥
तस्मिंश्च वृषभादीनां चतुर्विंशतिमर्हताम् ।
प्रतिमाः स्वस्वमानेनास्थापयद् रत्ननिर्मिताः ॥७९०॥
तद्वन्दनाफलं मुख्य मोक्षोऽन्यच्चाऽऽनुषङ्गिकम् ।
लाभादिकं पुनः ॥७९१
पूजयन्ति च तान् भूरि–भाग्या एव नरा भूवि ।
यतस्तत्पूजनात् न स्युराधिदुर्गतिदुर्धियः ॥ ७९२ ॥
जिनानां बिम्बम
चित्तादर्शे स्थितं स्वच्छे हरत्यन्तस्तमो नृणाम् ॥७९३॥
(સર્ગ-૧)

અર્થાત્—સાગરદત્ત સાર્થવાહે શ્રીઅરવિન્દનામના મુનિને પુછયું કે આપ કયાં પધારશો? ઉત્તરમાં તે મુનિશ્રીએ કહ્યું કે અમે દેવોને વન્દન કરવા માટે શ્રીઅષ્ટાપદ પર્વત ઉપર જઇશું. પુનઃ તે સાર્થપતિએ પૂછયું કે અષ્ટાપદ પર્વત ઉપર કયા દેવ છે? કોણે કરાવ્યા અને તે કેટલા છે? તેમજ તેમને વન્દન કરવાથી ફલ શું? આ પ્રશ્નોના ઉત્તરમાં શ્રીઅરવિન્દમુનિ પણ તેને આસન્નભવ્ય સમજીને કહેવા લાગ્યા કે—

હે ભદ્ર! સત્ય નામવાળા દેવગુણયુક્ત તે અરિહન્ત દેવો છે કે જેઓ વીતરાગ છે, સર્વજ્ઞ છે, શક્રપૂજિત છે અને ધર્મદેશનાથી અખિલ વિશ્વના તારક છે. તેમાં પ્રથમ તીર્થંકર ઇક્ષ્વાકુકુલમાં ઉત્પન્ન થયેલા શ્રીઋષભદેવસ્વામી હતા અને તેમના પુત્ર શ્રીભરતચક્રી હતા. તે ભરતચક્રીએ અષ્ટાપદપર્વત ઉપર શ્રીઋષભદેવભગવાન્‌ના નિર્વાણ પામ્યા પછી એક દિવ્ય મ્હોટું મંદિર કરાવ્યું, તેમાં શ્રીઋષભદેવ આદિ ચોવીસે અરિહન્તદેવોની સહુ સહુના શરીરના માનવાળી રત્નની બનાવેલી પ્રતિમાઓ સ્થાપન કરી. તેના વન્દનનું મુખ્યફલ મોક્ષ છે અને નરેન્દ્રપદ, સ્વર્ગનું સામ્રાજ્ય વિગેરે તેનું આનુષંગિક ફલ છે. આ પૃથ્વીમાં જેઓ મહાન્ ભાગ્યશાળીઓ હોય છે તેઓજ તે દેવાધિદેવોની પૂજા કરે છે કારણકે તેઓના પૂજનથી આધિ, દુર્ગતિ અને દુર્બુદ્ધિ થતીજ નથી. સ્વચ્છ એવા ચિત્તરૂપી આદર્શમાં સ્થિત થયેલું શ્રીજિનેશ્વરદેવોનું બિમ્બ નિશ્ચયપૂર્વક સૂર્યના પ્રતિબિમ્બની માફક મનુષ્યોના આંતર અન્ધકારનું હરણ કરે છે.

" अष्टापदाद्रौ गत्वा च सोऽरविन्दमहामुनिः ।
अवन्दताऽर्हतः सर्वान् विहरंश्चान्यतो ययौ ॥८५०॥" (सर्ग–१)

તે અરવિન્દનામના મહામુનિએ અષ્ટાપદ પર્વત ઉપર જઇને સર્વ અરિહન્તદેવોને વંદન કર્યું અને વિહાર કરતા અન્યસ્થાને ગયા.

" कारयामास सर्वज्ञभवनानि जिनेश्वरान् ।
स्थापयित्वाऽर्चयामास विधिना तत्र भक्तितः ॥८८८॥"(सर्ग-२)

ત્યાં સર્વજ્ઞભગવાનોનાં મંદિરો કરાવ્યાં અને શ્રીજિનેશ્વરદેવોને સ્થાપીને વિધિપૂર્વક ભક્તિથી પૂજા કરતો હતો.

" शाश्वतानर्हतस्तत्र नत्वा वैताढ्यसन्निधौ ।
प्रदेशे हिमशैलस्य स तस्थौ प्रतिमाधरः ॥१०४६॥" (सर्ग–२)

તે પ્રતિમાધર મુનિ ત્યાં શાશ્વત અરિહન્તોને નમીને વૈતાઢ્યપર્વતની પાસે હિમશૈલના પ્રદેશમાં સ્થિર રહ્યા.

" तत्र तुङ्गं ततस्तेन कारितं जिनमन्दिरम् ।
यत्पताकाऽस्य कालुष्यं हत्वा गङ्गेव राजते ॥ १००८ ॥
जीर्णोद्धारे च दत्तानि वित्तानि बहुशो मुदा ।
साम्य यज्जातपुण्यस्य नाम्भोधिनभसोरिव ॥ १००९ ॥ "

અર્થાત્-શ્રીધનસાર નામના મહાભાગે પોતાના નગરમાં મોટું જિનમંદિર કરાવ્યું કે જેની પતાકા એ નગરના કાલુષ્યને હણીને ગંગાનદીની માફક શોભે છે. તેણે જિર્ણોદ્ધારમાં પણ ઘણું જ દ્રવ્ય આપ્યું કે જેથી ઉત્પન્ન થયેલા પુણ્યની સામ્યતા સમુદ્ર અને આકાશની સાથે કરી શકાય તેમ છે.

" ततस्तुष्टेन तेनाऽसौ, नीता नन्दीश्वरे क्षणात् ।
तत्र शाश्वतचैत्यानि, सन्ति तेषां त्वियं स्थितिः ॥ ८८६ ॥
चत्वाराऽञ्जनशैलेषु दधिमुख्येषु षोडश ।
द्वात्रिंशच्च रतिकराऽभिधानेषु जिनालयाः ॥ ८८७ ॥
योजनानां शतं दीर्घाः पञ्चाशद् विस्तृताश्च ते ।
द्विसप्तत्युच्छ्रिताः सर्वे द्विपञ्चाशद् भवन्त्यमी ॥ ८८८ ॥
विमानादवतीर्याऽथ तत्र ताभ्यां यथाविधि ।
प्रपूज्य वन्दिता भक्त्या प्रतिमाः शाश्वतार्हताम् ॥८८९॥"

( सर्ग–६ )

અર્થાત્—તુષ્ટમાન થયેલ મણિચૂડ નામનો વિદ્યાધર મદનરેખા નામની મહાસતીને એક ક્ષણવારમાં નંદીશ્વર લઈ ગયો. ત્યાં શાશ્વતચૈત્યો છે તેની સ્થિતિ નીચે મુજબની છે:-

૪ મંદિરો ચાર અંજનગિરિ ઉપર, ૧૬ સોલ દધિમુખપર્વત ઉપર અને ૩૨ મંદિરો બત્રીસ રતિકર નામના પર્વતો ઉપર છે. આ રીતે કુલ જિનાલયો બાવન છે તે સો યોજન લાંબાં પચાસ યોજન પહોળાં અને બહોતેર યોજન ઉંચાં છે. વિમાનથી ઉતરીને તે બન્નેએ વિધિપૂર્વક અરિહન્તોની શાશ્વત પ્રતિમાઓનું વંદન-પૂજન કર્યું.

" वैताढ्यं साधयामास कारयामास चार्हताम् ।
चैत्येष्वष्टाह्निकापूजां सङ्गीतोत्सवपूर्वकम् ॥११६७॥ (सर्ग–६)

શ્રીસનત્કુમાર ચક્રવર્તિએ વૈતાઢયને સાધ્યો અને શ્રીઆરહન્તદેવોના ચૈત્યોમાં સંગીતોત્સવપૂર્વક અષ્ટાન્હિકપૂજા કરાવી.

" कारयित्वा महीं नव्यजिनमन्दिरमण्डिताम् ।
रथयात्रोत्सवं देवपूजां नवनवर्द्धिभिः ॥ २६२ ॥ (सर्ग–७)

શ્રીઅમરસેન અને વરસેન નામના રાજાઓએ પૃથ્વીને નવીનજિનમંદિરોથી મંડિત કરીને નવી નવી ઋદ્ધિથી રથયાત્રાના ઉત્સવો અને દેવપૂજા કરી.

શ્રીપાર્શ્વનાથચારિત્રમાં શ્રીજિનની મૂર્તિઓ, શ્રીજિનનાં મંદિરો અને તેની ભક્તિને દર્શાવનારા અનેક ઉલ્લેખો કર્યા છે, તેમાંના અમુકજ ઉલ્લેખો રજુ કરીને મેં બેચરદાસનો દુરાગ્રહવશાત્ થયેલો બુદ્ધિભેદ દર્શાવ્યો છે. એક દેવદ્રવ્યવિનાશની ભાવનાએ બેચરદાસને શ્રીજિનની પૂજાભક્તિ પણ અળખામણી કરી દીધી છે. પોતાના પુસ્તકમાં બેચરદાસે શ્રીજિનની પૂજાભક્તિને પણ અવિધેય ઠરાવવાનો બાલીશ યત્ન કીધો છે તો આપણે એ પણ જોઈ લેવું જોઇએકે ભગવાન્ ભાવદેવસૂરિજી તે સમ્બન્ધમાં પણ તે ચરિત્રમાં શું લખે છે:—

"तत्रापि कृतिनः पूजां विधाय विधिनाऽर्हताम् ।
कुर्वते सफलं सद्यो गृहमेधिभवद्रुमम् ॥ ३ ॥
एवं भव्या न के जग्मुः पूज्यतां जिनपूजया ।
तदहो सर्वथा धन्याः प्रयतन्ते जिनार्चने ॥७४७॥" (सर्ग-७)

ગૃહસ્થાવાસમાં પણ પુણ્યશાળી આત્માઓ અરિહન્તદેવોની વિધિપૂર્વક પૂજા કરીને ગૃહીધમરૂપ વૃક્ષને જલદી સફલ બનાવે છે ॥ ૩ ॥ શ્રીજિનની પૂજાથી કયા ભવ્યાત્માઓ પૂજ્યપદને નથી પામ્યા? અર્થાત્ સઘળા પામ્યા છે, તેથી અહો ઇતિ આશ્ચર્યે ! ધન્ય આત્માઓ શ્રીજિનના અર્ચનમાં સર્વપ્રકારે પ્રયત્ન કરે છે.

આ પ્રથમ હકીકતને પૂર્ણ કરતાં બેચરદાસને ઉદ્દેશીને એજ કહી લઇશ કે ધર્મરક્ત આત્માને ધર્મના ફળ તરીકે આત્મિક સુખમાં અંતર્ભૂત પત્ર પુષ્પ સમાન સંપ્રાપ્ત થતા સાંસારિક સુખોથી અજ્ઞાનવશાત્ મુઝવણમાં પડીને બાલિશ ન બનતાં ભગવાન ભાવદેવસૂરિજીના કહેવા પ્રમાણે નીચેના તેમના કથન ઉપર વિચાર કરીને સાચા પંડિત બનવાનો યત્ન કરશો તો શ્રેય થશે:-

"यदि मोक्षफलं काले भविता धर्मशाखिनः ।
सिक्तस्तथापि संसार-सौख्यच्छायां करोत्यसौ ॥ २८४ ॥
अतः सिञ्चन्ति तं पुण्य-क्रियानीरेण पण्डिताः ।
अनाचारकुठारेण पुनश्छिन्दन्ति बालिशाः ॥२८५॥ (सर्ग-८)

અર્થાત્—જો ધર્મવૃક્ષનું મોક્ષફળ કાલે કરીને થશે તોપણ પુણ્યક્રિયા રૂપ પાણીથી સિંચેલું તે ધર્મવૃક્ષ સંસારસુખની છાયા તો અવશ્ય કરેજ, માટે પણ્ડિત પુરૂષો તે ધર્મવૃક્ષને પુણ્યકરણીરૂપ પાણીથી સિંચ્યાજ કરે છે, ત્યારે બાલિશો-મુર્ખ મનુષ્યો અનાચારરૂપ કુઠારોથી તે ધર્મવૃક્ષને છેદીજ નાખે છે.

શ્રીજિનની આજ્ઞા ઉપર પગ મૂકીને પાયમાલીના પંથે પ્રયાણ કરવા પૂર્વે પોતાના પરમ ઉપકારી શ્રીભાવદેવસૂરિજી મહારાજના નીચેના પદ્ય ઉપર પણ જો બેચરદાસે વિચાર કર્યો હોત તો બેચરદાસના હસ્તે તદ્દન નિર્દોષ અને સુવિશાલ જૈનસાહિત્ય ઉપર તેમજ શ્રદ્ધાસંપન્ન જૈનસમાજ ઉપર જે આક્ષેપ થયો તે ન થાત, કારણ ભાવદેવસૂરિજી મહારાજ કહે છે કે—

" श्रुत्वा धर्मं विजानाति, श्रुत्वा त्यजति दुर्मतिम् ।

श्रुत्वा सिद्धिमवाप्नोति, शास्त्रं श्रव्यमतः सदा ॥३२८॥(सर्ग-८)

સાંભળીને ધર્મ જાણે છે, સાંભળીને દુર્મતિનો ત્યાગ કરે છે અને સાંભળીને સિદ્ધિપદને પામે છે માટે હમેશાં શાસ્ત્રનું શ્રવણ કરવું.

બંધુએ સાચું, પરન્તુ તે બેચરદાસને આવા સુંદર સદુપદેશો રૂચેજ ક્યાંથી? જે બેચરદાસના આત્માને પંડિતાઈના મદમાં સાક્ષાત્ શ્રીજિનદેવની આજ્ઞા પણ ન રૂચી તો પછી ભગવાન્ ભાવદેવસૂરિજી કે જેઓ શ્રીજિનદેવ, પૂજ્ય ગણાધિપો અને અવિછિન્નપણે ચાલ્યા આવતા શ્રીજિનના પ્રવચનને અનુસારેજ જીવનશ્રેય સમજનારા હતા તેમનાં અમૃતજેવાં વચનો બેચરદાસને ક્યાંથીજ રૂચે?

હવે ઘમંડી બેચરદાસે શ્રીજિનાજ્ઞા ઉપર પાદપ્રહાર કરીને આગમના જે ઉંડા અભ્યાસી અને મહાપંડિત તરીકે પંકાવાની ઉમેદમાં પોતાના આત્માની અને કહેવાતી પોતાની વિદ્વત્તાની કેવી કેવી વિટમ્બના કરી છે, તેના દિગ્દર્શન માટે તેમણે કરેલા ભગવતીસૂત્રના ભાષાન્તરમાંથી માત્ર પહેલા શતકના પહેલાજ ઉદ્દેશામાંથી અમુકજ ભુલોની આ સ્થળે નોંધ લેવા ઇચ્છું છું (આથી સમજુઓ સમજી શકશે કે યોગ્યતાવિનાનો ઘમંડ આનાખરાબી અને જીવનની બરબાદી શિવાય કંઈજ સિદ્ધ કરી શકતો નથી.) આ લેવાતી નોંધ ઉપરથી બેચરદાસની વિદ્વત્તાનો પૂરતો પરિચય જનતાને મળી જશે:—

નીચે નોધવામાં આવતી પ્રથમ ભૂલ તો એવી છે કે જેના દર્શનથી જનતા સહજમાં એમજ કહી દે કે આવા મનુષ્યે શ્રીભગવતીજી જેવા અંગસૂત્રના ઉપલક મર્મને પણ ન સમજી શકે તો પછી તેઓનામાં તેવાં અનુપમ આગમરત્નોને વાંચવાની કે ભાષાંતર કરવાની શક્તિ તો મનાયજ શાની ?

શ્રીજિનના શાસનમાં સાધુવિના અન્યને આગમો વાંચવાની મના છે તેના રહસ્યને સમજનારાઓને તો તે અનુપમ આજ્ઞામાં કંઈ પણ નવીનતા નથી લાગતી. એ વાત સ્વયં સમજી શકાય તેવી છે કે સંસારના ત્રિવિધ તાપોથી તપતા આત્માઓ માટે તેનું અધ્યયન અસાધ્ય છે, કારણકે આગમજ્ઞાનના અર્થિ સાધુઓને માટે પણ અમુક યોગ્યતા અમુક તપ અને નિરંતરની ગુરૂકુલવાસની ઉપાસના જોઇએ છીએ. પરંતુ ઉદ્ધત બનેલા બેચરદાસ એ આજ્ઞાની ઉપરવટ થઇને ભ્રષ્ટબુદ્ધિ થયા, સત્યને અસત્યરૂપે દેખતા થયા અને પરિણામે શ્રીસંઘના તિરસ્કારને પાત્ર બન્યા તેમજ છેવટે ગપ્પપુરાણની રચના કરતાં શીખ્યા, તે બેચરદાસને સાદા અને સીધા અર્થો પણ ક્યાંથીજ સમજાય ?

શ્રદ્ધાળુ અને શાસ્ત્રશ્રવણમાં રસ લેનારી જૈનસમાજને સુજ્ઞાત છે કે શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીજીને અગીઆર ગણધરો અને નવગણો હતા ત્યારે શ્રીભગવતીજી સૂત્રનું ભાષાન્તર કરવા ઉજમાળ થયેલા બેચરદાસ તે આગમરત્નના ભાષાન્તરની શરૂઆતમાંજ પરમાત્માશ્રી મહાવીરદેવના અગીઆર ગણધરો અને ચુંવાલીસસો (૪૪૦૦) ગણો ગણાવે છે. કેવું સુંદર આગમજ્ઞાન ? અને કેવી સુંદર ભાષાન્તર કરવાની શક્તિ ? ? ? તેમજ કેવો રૂડો પેલા સોલીસીટર મોતીચંદે માનેલો બેચરદાસનો ઉંડો આગમનો અભ્યાસ ? ? ? ? ?

કદાચ મોતીચંદ જેવા બેચરદાસના મિત્રો એમ કહેવાની

હીમ્મત કરશે કે બેચરદાસ તો ભાષાન્તરના કર્ત્તા છે એટલે મૂળમાં જેવું હશે તેવું લખ્યું હશે.તેમાં બિચારા બેચરદાસનો શો દોષ? આ રીતિએ હૃદયથી બેચરદાસના જેવાજ તેઓ બહારથી 'સમાજ તરફનો ફીટકાર ન મળે' આવા હેતુથી અલગ રહેવાનો ડોળ કરનારાઓ બેચરદાસની દયા ખાતા હોય તેવી રીતિએ ઠંડે કલેજે વાતો કરશે, તેઓને વાંચકોએ કહી દેવું જોઇએ કે જો મૂળમાં હોત તેજ લખ્યું હોત તો તો તમારા પંડિતરાજની પંડિતાઇ ઉઘાડી ન પડી હોત! પણ તમારા પંડિતરાજે તો કોઈ જુદોજ છબરડો વાળ્યો છે કારણકે અનેક નિર્યુક્તિ વિગેરેના કર્ત્તા શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ શ્રીઆવશ્યનિર્યુક્તિમાં શ્રીગણધરપ્રકરણ આલેખ્યું છે તેમાંની નીચેની ગાથાનો અર્થ ભાષાન્તરકર્ત્તા બેચરદાસે તે શ્રીભગવતીજીના ભાષાન્તરમાં નીચે મુજબનો કર્યો છે:-

" पंचण्हं पंचसया अद्धुट्ठसया य हौंति दोण्ह गणा ।
दोण्हं तु जुयलाणं तिसओ तिसओ भवे गच्छो ॥ ५९७ ॥ "

ઉપરની ગાથાનો અનુવાદ કરતાં બેચરદાસ લખે છે કે:-

" પાંચ ગણધરના પાંચસો, બેના સાડાત્રણસો અને બીજા બે બેના ત્રણસો ગણા હતા. "

શ્રીઆવશ્યક નિર્યુક્તિ ઉપર ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજાએ રચેલી ટીકા મૌજુદ છે અને શ્રીઆવશ્યકસૂત્રનો અધ્યયન કરવાનો અધિકાર ગૃહસ્થોનો પણ છે, તેનો પણ અભ્યાસ જો યોગ્યતાનુસાર સદ્ગુરૂશ્રીની નિશ્રાએ રહીને કર્યો હોત તો ઉપરની સીધી ગાથાનો જે અનર્થ બેચરદાસના હસ્તે થયો છે તે ન થાત અને સમાજ તેની વિદ્વત્તા માટે મગરૂરી પણ ધરાવત પણ 'વો દિન કબ કે મીયાં કે પાઉમેં જુત્તી.' ખેર, હવે આપણે જોઇ લઇએ કે ભગવાન્ હરિભદ્રસૂરિજીએ ઉપરની ગાથાનો કેવો અર્થ કર્યો છે.

" साम्प्रतं गणधरपरिवारमानप्रदर्शनाय आह—"

અર્થાત્—હવે ગણધરોના પરિવારનું માન દર્શાવવા માટે કહે છે.

ઉપરની અવતરણિકા કરી તેની નીચે આપણે ઉપર મૂકી તેજ ગાથાને સ્થાપન કરી તેનો અર્થ કરતાં તે મહાપુરૂષ લખે છે કેઃ-

" व्याख्या–पञ्चानामाद्यानां गणधराणां पञ्च शतानि प्रत्येकं प्रत्येकं परिवार इति, तथा अर्द्धं चतुर्थस्य येषु तानि अर्द्धचतुर्थानि शतानि अर्द्धचतुर्थशतानि मानं ययोः तौ अर्द्धचतुर्थशतौ भवतः द्वयोः प्रत्येकं गणौ, इह गण समुदाय एव उच्यते, न पुनरागमिक इति, तथा द्वयोस्तु गणधरयुगलयोः त्रिशतः त्रिशतो भवति गच्छः, एतदुक्तं भवति–उपरितनानां चतुर्णां गणधराणां प्रत्येकं त्रिशतमानः परिवार इति गाथार्थः ॥ ५९७ ॥ "

સારાંશ—પ્રથમના પાંચ ગણધરદેવોને પાંચસો પાંચસોનો પરિવાર, છઠ્ઠા અને સાતમાને સાડાત્રણસો સાડાત્રણસોનો પરિવાર અને બાકીના ચારને ત્રણસો ત્રણસોનો પરિવાર હતો, અર્થાત્ ગણ-શબ્દ આ સ્થાને સમુદાયવાચીજ છે.

આવો સીધો અર્થ પણ ઉદ્ધતાઇને વશ પડેલા ક્યાંથીજ સમજી શકે ? ગુરૂઓની સેવામાં રહીને અધ્યયનયોગ્ય ગ્રંથોનો અભ્યાસ ન કરતાં હિતની ખાતર ઉપકારી પુરૂષોએ અધ્યયન-અર્થે નિષિદ્ધ કરેલ સૂત્રગ્રંથોજ વાંચવાની લતે વળગી ઉચ્છૃંખલ બનેલાઓ તત્ત્વને ક્યાંથીજ પામી શકે ?

જે બેચરદાસને ઉપર બતાવેલી એક સુપ્રસિદ્ધ હકીકત ન સમ-જાય કે ન ખ્યાલમાં રહે તેને સૂક્ષ્મવાતોનું તો ભાન ક્યાંથીજ હોય ? ન હોય તેની તો આપણને કંઇજ ચિન્તા નથી પરંતુ એક પેટપૂજા-ઉદરભરણની ખાતર સૂત્રગ્રંથોના અનર્થો કરતાં પણ

ન અચકવું અને પોતામાંજ સર્વ કાંઈ માની લઇને જેમ મરજી આવે તેમ લખી દેવું કે બોલી દેવું એ કેવું અને કેટલું નિર્ગુણ કામ કહેવાય ? નિર્ગુણોને ઘૂણા નજ હોય એ વાત સાચી છે તેનો પૂરાવો પૂરો પાડવા માટે બેચરદાસે ભગવતીસૂત્રનું ભાષાંતર કરતાં જૈનશાસ્ત્રોમાં આવતા કાલના કોષ્ટકને પોતાની ભાષામાં રજુ કર્યું છે, તેમાં તે લખે છે કેઃ—

" અસંખ્ય સમયોની એક 'આવલિકા' થાય છે. સંખ્યેય આવલિકાનો એક 'આન–ઉચ્છ્વાસ' થાય છે. સંખ્યેય ઉચ્છ્વાસોનો એક 'નિઃશ્વાસ' થાય છે." કેવો બુદ્ધિનો નમુનો ? ? ?

શાસ્ત્રોમાં તો જ્યાં વર્ણન આવે છે ત્યાં લખવામાં આવ્યું છે કેઃ-

" तैरसङ्ख्ययैर्निष्पन्ना आवलिका २, सङ्ख्येया आवलिकाः 'आण 'त्ति आणः, एक उच्छ्वास इत्यर्थः ३, ता एव सङ्ख्येया निःश्वासः,......४,"

સારાંશ—કે અસંખ્ય સમયોની એક આવલિકા, સંખ્યેય આવલિકાનો એક ઉચ્છ્વાસ અને તેજ સંખ્યેય આવલિકાનો એક નિઃશ્વાસ.

"ता एव सङ्ख्येया निःश्वासः" આવા સીધા અને સરલ વાકયના રહસ્યને બેચરદાસ ન સમજી શકયા કે જેથી તેણે લખી નાખ્યું કે 'સંખ્યેય ઉચ્છ્વાસોનો એક 'નિઃશ્વાસ થાય છે.' તે શિવાય શ્રીઅનુયોગદ્વારના મૂળ સૂત્રપાઠમાં પણ "संखेज्जाओ आवलियाओ ऊसासो, संखिज्जाओ आवलिआओ नीसासो," આ પ્રમાણે સ્પષ્ટ કહેવાયું છે. હવે વાંચકો વિચારશે કે આવા પંડિતોમાં કેવીક પંડિતાઇનો નિવાસ હશે ? ? ? 'સર્વમાન્ય સાક્ષર'ની ઉપમા આપનાર રીવ્યુના સંપાદકની પણ આંખો ઉઘડશે કે ? ? ?

આવી જાતના પાણ્ડિત્યથી પ્રકાશમાં આવવા ઇચ્છનાર બે-

ચરદાસને કર્મના સિદ્ધાન્તની ગન્ધ પણ ન આવી હોય એ શું અસ્વાભાવિક છે? જેને એક પણ વાતનું સાચું જ્ઞાન ન હોય તે અનેક તાત્ત્વિકવિષયોથી ભરપુર એવા આગમગ્રન્થના ઐદંપર્યને ક્યાંથી કાઢી શકે? શ્રીભગવતીજીસૂત્રમાં આવતા કર્મ-વિષયમાં બેચરદાસે કેવો ગોટાળો કર્યો છે એ જોવાથી વાંચકો સમજી શકશે કે શ્રીજિનના કર્મસિદ્ધાન્તથી બેચરદાસ બીલકુલજ અપરિચિત છે. જે બેચરદાસને એટલી પણ ખબર નથી કે જૈન-સિદ્ધાન્તમાં કોની કોની અને કેટલી વર્ગણાઓ છે તે બેચરદાસને કર્મના 'સંક્રમ'ની એટલે કોનો કોનો સંક્રમ થાય? કઈ પ્રકૃતિનો કઈ પ્રકૃતિ સાથે સંક્રમ ન થાય વિગેરે વિગેરે સૂક્ષ્મતર પદાર્થોની તો ક્યાંથીજ ખબર હોય? શ્રીકર્મપ્રકૃતિ તથા શ્રીપન્નવણાજી વિગેરે-માં 'ઔદારિક' આદિ અનેક વર્ગણાઓ ગણાવી છે, શ્રીઆચારાંગ-જીમાં પણ ભિન્ન ભિન્ન વર્ગણાઓ વર્ણવી છે, પરન્તુ પાપ અને પુણ્ય નામની વર્ગણા તો કોઇ પણ સ્થાને દર્શાવી નથી ત્યારે બેચરદાસે તો 'કર્મ પુદ્‌ગલ' શબ્દનો અર્થ કરતાં લખ્યું છે કે "પાપ અને પુણ્યના અણુઓ જૈનદર્શનમાં (પાપ અને પુણ્યની) વર્ગણા તરીકે પ્રસિદ્ધ છે." વાંચકોએ ધ્યાનમાં રાખવું કે પુણ્ય અને પાપ એટલે શુભાશુભ કર્મ તો શ્રીજિનના દર્શનમાં સુપ્રસિદ્ધ છે પરન્તુ પુણ્ય અને પાપનામની વર્ગણા તો જૈનદર્શનમાં નથી પણ જે બેચરદાસની દૃષ્ટિમાં સમગ્ર જૈનસાહિત્ય વિકારી જણાય છે અને તે સાહિત્યમાં રહેલી શ્રીજિનની મૂર્તિઓ, શ્રી-જિનનાં મંદિરો અને શ્રીજિનની પૂજાભક્તિ વિગેરે સ્વર્ગાપવર્ગ-જનક ધર્મક્રિયાઓનું છતું દર્શન બેચરદાસને નથી થઈ શકતું તેમ આ 'પુણ્ય અને પાપનામની વર્ગણા'નું અછતું દર્શન તેમને થયું હોય તો તેની ના કહી શકાય તેમ નથી, કારણકે બેચરદાસની દૃષ્ટિમાં કોઇ એવી વિચિત્ર જાતનોજ દોષ ઉત્પન્ન થયો છે કે જેના પ્રભાવે તે બિચારાને સઘળું ઉલટુંજ જણાય

છે. જે છે તે નથી જણાતું અને નથી તેજ જણાય છે તેમજ સત્ય છે તે અસત્ય ભાસે છે અને અસત્ય છે તેજ સત્યરૂપે જણાયા કરે છે. આ રીતનો જે બિચારા બેચરદાસની દૃષ્ટિમાંજ ભેદ થયો હોય તે સત્યનું અસત્ય અને અસત્યનું સત્ય કરે એમાં આશ્ચર્ય પણ શું છે? સત્યના સ્થાને અસત્ય એટલે સંક્રમના સ્થાને અસંક્રમ ના બતાવે તો મોતીચંદ જેવા બેચરદાસને પોતાના મિત્રની પંક્તિમાં મૂકેજ શાના? અને બેચરદાસ પણ પોતાના મિત્રોમાં વિદ્વાન્ કેમ જણાય? ચાહે તો જેનું ભાષાન્તર કરવા માંડયું છે તેના મૂળસૂત્રની સાથે વિરોધ આવે કે પછી સમગ્રસાહિત્ય સાથે વિરોધ ઉભો થાય તેનો ખ્યાલ કે તેવી દરકાર રાખવાની તેમને શી ગરજ? હું નીચે બતાવું છું તે ઉપરથી વાંચકો જોઇ શકશે કે બેચરદાસ માત્ર બકવામાં અને ભુંસવામાંજ સમજે છે. સદ્અસદ્ના કે સારાસારના વિચાર કે વિવેકની સાથે તો તેમનો મ્હોટો વિરોધજ છે!

પ્રથમ તો જુઓ કે શ્રી ભગવતીસૂત્રના પ્રથમ શતકના પ્રથમ ઉદ્દેશામાં આવતા ચૌદમા પ્રશ્નસૂત્રના ઉત્તરસૂત્રનો બેચરદાસ કેવો અર્થ કરે છે:—

" १४. उ० गोयमा ! णो चलितं कम्मं उदीरेंति, अचलितं कम्मं उदीरेंति, एवं वेदेंति, उयट्टेंति, संकामेंति, निहत्तेंति, निकायेंति, सव्वेसु अचलियं, नो चलियं. "

આ સૂત્રનું ભાષાન્તર કરતાં બેચરદાસ લખે છે કે:—

" હે ગૌતમ! ચલિતકર્મને ઉદીરતા નથી પણ અચલિતકર્મને ઉદીરે છે, એ પ્રમાણે વેદન કરે છે, અપવર્તન કરે છે, સંક્રમણ કરે છે, નિધત્ત કરે છે અને નિકાચિત કરે છે. આ સર્વ પદોમાં અચલિતકર્મને યોજવું પણ ચલિતકર્મને યોજવું નહીં. "

ઉપરના સૂત્રનું ઉપરનું ભાષાંતર જોવાથી વાંચકો સમજી શકશે કે અચલિતકર્મનો સંક્રમ પણ થાય છે. હવે ટીકાનું ભાષાંતર કરતાં બેચરદાસ કેવો છબરડો વાળે છે તે તરફ વાંચકો ધ્યાન આપે એમ હું અભ્યર્થું છું.

ટીકામાં ભગવાન્ અભયદેવસૂરિજી મહારાજા સંક્રમને અંગે લખે છે કે:—

"तत्र संक्रमणं मूलप्रकृत्यभिन्नानामुत्तरप्रकृतीनामध्यवसाय-विशेषेण परस्परं संचारणं, तथा चाह—मूलप्रकृत्यभिन्ना संक्रमयति गुणतः उत्तराः प्रकृतीः, नन्वात्माऽमूर्त्तत्वाद्ध्यवसायप्रयोगेण." अपरस्त्वाह—"मोत्तुण आउयं खलु दंसणमोहं चरित्तमोहं च, सेसाणं पगईणं उत्तरविहिसंकमो भणिओ."

ઉપરના શુદ્ધ પાઠમાં 'नन्वात्मा' સ્થાને 'नत्वात्मा' આવો અશુદ્ધ પાઠ લખીને તેનું ભાષાંતર કરતાં બેચરદાસ લખે છે કે:—

"તેને વિષે સંક્રમણ એટલે મૂલપ્રકૃતિઓથી અભિન્ન ઉત્તર પ્રકૃતિઓને અધ્યવસાયવિશેષવડે પરસ્પર સંચાર—સેળભેળ—કરવો. કહ્યું છે કે:—" ગુણથી મૂલપ્રકૃતિઓથી અભિન્ન ઉત્તરપ્રકૃતિઓને અધ્યવસાયના પ્રયોગવડે સંક્રમાવે, કિંતુ આત્મા અમૂર્ત હોવાથી સંક્રમે નહીં." અન્ય તો કહે છે કે:—"આયુષ્ય, દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયને છોડીને શેષપ્રકૃતિઓનો ઉત્તર પ્રકૃતિઓની સાથે જે સંચાર તે સંક્રમણ."

ટીકાના ઉપર મૂકેલા બેચરદાસના ભાષાન્તરથી પોતેજ કરેલા મૂળસૂત્રના ભાષાન્તરની સાથે વિરોધ—'વદતો વ્યાઘાત' આવશે એનું પણ ભાન બિચારા બેચરદાસને રહેવા નથી પામ્યું ! વિદ્વાનો તો એ પણ સમજી શકશે કે મૂળના ભાષાન્તર સાથે વિરોધ આવે છે એ તો ઠીક પરન્તુ ટીકાના ભાષાન્તરમાં પણ એવો વિરોધ

છે કે જે બેચરદાસની વિદ્વતાને લજાવે તેવો છે કારણકે ટીકાકાર મહર્ષિએ પોતે કરેલ 'સંક્રમ' ના અર્થને પ્રમાણસિદ્ધ કરવા માટેજ 'तथा चाह' કહીને બીજો આધાર કે જે પોતે કરેલા અર્થનોજ ધ્વનિ કરે છે તેજ પાઠ મૂકયો છે ત્યારે બેચરદાસ તો તેમાંજ પરસ્પર વિરોધ ઉપસ્થિત કરે છે! તો શું બેચરદાસને એટલી પણ ખબર નથી કે હરેક ગ્રંથકારો 'तथा चाह' 'तथा चोक्तम्' 'यदुक्तम्' વિગેરે વિગેરે લખીને જે પ્રમાણો મૂકે તે પૂર્વે પોતે કહેલી વાતને પ્રમાણસિદ્ધ કરવા માટેજ મૂકે, નહિ કે પ્રત્યુત પોતાનીજ વાતમાં વિરોધ ઉપસ્થિત કરવા? ટીકાકાર મહર્ષિએ સંક્રમનો ભાવ સમજાવતાં લખ્યું કે—'મૂળપ્રકૃતિઓથી અભિન્ન એવી ઉત્તરપ્રકૃતિઓનો અધ્યવસાયવિશેષવડે પરસ્પર સંચાર કરવો તેનું નામ સંક્રમ' અને આજ અર્થની સાબીતી માટે તે મહાપુરૂષે 'तथा चाह—' કહીને "मूलप्रकृत्यभिन्ना संक्रमयति गुणत उत्तराः प्रकृतीः, नन्वात्माऽमूर्तत्वादध्यवसायप्रयोगेण" સ્થાપન કરેલ આ પ્રમાણ પાઠનો "ગુણથી મૂલપ્રકૃતિઓથી અભિન્ન ઉત્તરપ્રકૃતિઓને અધ્યવસાયના પ્રયોગવડે સંક્રમાવે, કિંતુ આત્મા અમૂર્ત્ત હોવાથી સંક્રમે નહિ." આવો અર્થ કરે એ શું બેચરદાસની મૂર્ખતાની પરાકાષ્ઠા નથી? વસ્તુના જ્ઞાનના અભાવે કદાચ સાચા અર્થનું તો ભાન ન થાય પરંતુ પરસ્પર વિરોધ આવે તે પણ ન જણાય એ પણ ઓછા ખેદની વાત છે? ટીકાકાર મહર્ષિનાજ શબ્દોમાં અને ખાસ મૂળના શબ્દોમાં પણ 'સંક્રમ થાય છે' એમ પોતે જોયું છે અને ભાષાન્તરમાં લખ્યું છે તેનું પણ ભાન રાખ્યા વિના કંઇનું કંઇ લખી નાખે એવા વિચારવિહીન મનુષ્યમાં સારાસારને સમજવાની શક્તિ ક્યાંથીજ હોય? અને તે નથી એની સાબીતી માટે આજે સમાજની પાસે એકથી અનેક પૂરાવા મોજુદ છે. મુંબઈ માંગરોલ સભામાં આપેલું ભાષણ, જૈનતંત્રીએ છાપેલું 'જૈનસમાજનું

તમસ્તરણ ' અને પૂનાથી પ્રસિદ્ધ થતા શ્રી મહાવીરપત્રના કાર્યવાહકોએ પોતાના પત્રની ભેટમાં મૂકેલું પુસ્તક આ સઘળું શું બેચરદાસની નિર્વિચારતાના નામીચા નમુના નહિ તો બીજું શું છે? આવી સ્થિતિમાં પણ મોતીચંદ સોલીસીટર જેવા જો બેચરદાસને પંડિતજ માની રાખતા હોય અને પોતે આપેલા 'આગમના ઉંડા અભ્યાસી' આ બિરૂદને વળગીજ રહેવા માગતા હોય તો સમાજ શું તેઓની શ્રદ્ધાવિકલતા કે વિવેકવિકલતાને નહિ કળી શકે?

" મૂળપ્રકૃતિઓથી અભિન્ન એવી ઉત્તર પ્રકૃતિઓનો અધ્યવસાયવિશેષવડે પરસ્પર સંચાર કરવો તેનું નામ સંક્રમ " આ અર્થની સિદ્ધિ માટે 'तथा चाह'—કહીને મૂકેલા " मूलप्रकृत्यभिन्ना संक्रमयति गुणत उत्तराः प्रकृतिः नन्वात्माऽमूर्त्तत्वादध्यवसायप्रयोगेण " આ પ્રમાણ પાઠનો સાચો અને સંગત થતો ભાવ એ છે કે " नन्विति निश्चये " અર્થાત્ નિશ્ચિત છે કે આત્મા અમૂર્ત્ત હોવાથી અધ્યવસાયવિશેષના પ્રયોગવડે ગુણથી-મૂલપ્રકૃતિથી અભિન્ન ઉત્તરપ્રકૃતિઓને સંક્રમાવે છે. બીજી રીતે પણ એજ ભાવને સૂચવતો અર્થ એવો થાય છે કે ' નનુ ઇતિ શંકાયાં ' અર્થાત્ શંકિત છે કે આત્મા અમૂર્ત હોવાથી ગુણથી-મૂળપ્રકૃતિથી અભિન્ન ઉત્તરપ્રકૃતિઓનો સંક્રમ શી રીતે થાય? ઉત્તરમાં 'અધ્યવસાયવિશેષના પ્રયોગવડે થઈ શકે છે.' વિદ્વાનો જોઈ શકશે કે આ અર્થો કરવાથી મૂળ સાથે કે ટીકા સાથે સહજ પણ વિરોધ આવતો નથી.

ભાનવિનાના બેચરદાસ એ પણ નથી જોઈ શકયા કે ટીકાકાર મહર્ષિએ अपरस्त्वाह આ પ્રમાણે કહીને મૂકેલો પાઠ પણ સંક્રમને તો સ્વીકૃતજ કરે છે.? अपरस्त्वाह કહીને મૂકેલા પાઠનો અર્થ બેચરદાસના હસ્તે ખોટો થાય એથી આપણે

કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. વસ્તુના જ્ઞાનવિના અને ગુરૂ-સેવાથી વસ્તુતત્ત્વને સમજ્યા વિના જેટલો આડમ્બર કરવામાં આવે એ હિતકર યા સત્યસ્પર્શિ નજ હોય.

'अपरस्त्वाह' કહીને ટીકાકારશ્રીએ મૂકેલા "मोत्तुण आउयं खलु दंसणमोहं चरित्तमोहं च, सेसाणं पगईणं उत्तरविहि-संकमो भणिओ" આ પાઠનો અર્થ કરતાં બેચરદાસ લખે છે કે:— "આયુષ્ય, દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયને છોડીને શેષપ્રકૃતિઓનો ઉત્તરપ્રકૃતિઓની સાથે જે સંચાર તે સંક્રમણ." આ અર્થમાં કેટલો વિરોધ છે તેને યથાસ્થિત તો કર્મ-ગ્રંથોના યથાસ્થિત અભ્યાસીઓજ સમજી શકે તેમ છે, છતાં મારે આ સ્થળે પ્રતિપક્ષમાં કંઇક જણાવવું જોઇએ એ કારણે કર્મપ્રકૃતિમાંથી કેટલોક જરૂરી ઉતારો કરી તે પાઠના સંગત અર્થને મૂકી આ અનુસંધાનને આટોપી લઇશ.

કર્મપ્રકૃતિમાં પૂજ્યપાદ આચાર્યશ્રી મલયગિરિજી મહારાજ લખે છે કે:—

"दर्शनमोहनीयं चारित्रमोहनीयं च, तयोः परस्परं संक्रमो न भवति...तथा आयूंषि चत्वार्यपि न परस्परं संक्रमयति, नापि मूलप्रकृतिः परस्परं संक्रमयति"

અર્થાત્ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય આ બેનો પરસ્પર સંક્રમ ન થાય, ચારે આયુષ્યો પણ પરસ્પર સંક્રમ ન પામે, મૂલપ્રકૃતિઓનો પરસ્પર સંક્રમ ન થાય.

આ ઉપરથી વિદ્વાન્ અને વિચારશીલ વાંચકો સમજી શકશે કે 'अपरस्त्वाह' કહીને ટીકાકારશ્રીએ મૂકેલા પાઠનો સાચો અને સંગત ભાવ એવો છે કે:—

'આયુષ્યને મૂકીને એટલે આયુષ્યોનો પરસ્પર સંક્રમ થતો નથી અને દર્શનમોહનીયનો દર્શનમોહનીયમાં અને ચારિત્ર-

મોહનીયનો ચારિત્રમોહનીયમાં સંક્રમ થાય પરન્તુ તે બેનો પરસ્પર એટલે દર્શનમોહનીયમાં ચારિત્રમોહનીયનો અને ચારિત્રમોહનીયમાં દર્શનમોહનીયનો સંક્રમ થતો નથી તેમજ મૂળ પ્રકૃતિઓનો પણ સંક્રમ ન થતો હોવાથી શેષપ્રકૃતિઓનો એટલે ઉપર જેનો નિષેધ કર્યો તે શિવાયની ઉત્તરપ્રકૃતિઓનો સંક્રમ કહ્યો છે.'

આટલાજ ઉપરથી વાંચકો જોઇ શકશે કે શ્રીભગવતીજી-સૂત્રના ભાષાન્તરમાં એક નહિ જેવા ભાગમાં પણ બેચરદાસે અપરિમિત ગોટો વાળ્યો છે તો આખા ભાષાન્તરમાં શું એ કર્યું હશે ? પ્રયોગની ભૂલો જેવી કે 'चलत् चलितम् ' એટલે ચાલતું ચાલ્યું ' લખવાને બદલે 'ચાલતો ચાલ્યો ' વિગેરે અને વર્તમાન પ્રયોગના સ્થાને ભવિષ્યનો પ્રયોગ વિગેરે બતાવી પુસ્તકના કદને વધારવાની જરૂર મને નથી જણાતી. વાંચકોને યાદ હોય તો શ્રીવીર-શાસન માસિકના સંવત ૧૯૭૭ ના ભાદ્રપદ માસના અંકમાં શ્રી આગમોદયસમિતના મુનિમ-કપુરચંદ ઠાકરસી શાહે ' 'आहारनिद्राभयमैथुनानि' આ ચરણના શ્લોક-માં બેચરદાસે પાથરેલા અશુદ્ધિના પુંજને ઉઠાવવાની સુચના આપવા છતાં બેચરદાસ આજ સુધી ઉઠાવી શક્યા નથી, તેઓ તરફથી તેવી અશુદ્ધિઓ થાય એ બતાવવામાં સમયવ્યય કરવો એ બીનજરૂરી છે. બેચરદાસની ' વ્યાકરણતીર્થ અને ન્યાયતીર્થની' પદવીઓમાં મોહમુગ્ધ થયેલાઓએ સમજવું હોય તો આટલા ઉપરથી પણ સમજી શકે તેમ છે !

છેવટે હું એટલુંજ ઇચ્છીશ કે શ્રદ્ધાળુઓ શ્રીજિનની આજ્ઞા-ના મર્મને સમજી જાય અને શ્રીઆગમસૂત્રોના ભાષાન્તરોની હીમાયત કરનારાઓએ તે કામમાં આપેલી સમ્મતિઓમાં થયેલી ભૂલ સમજી જાય અને તે માટે હૃદયથી કે જાહેરથી તે ભૂલ કબૂલ કરી પશ્ચાત્તાપથી આત્મશુદ્ધિ કરી લે. આટલું થાય તો પણ બસ છે.

ગ્રાહક થાઓ! ગ્રાહક થાઓ !!

શાસનસેવા માટેજ

નિઃસ્વાર્થ અને નિડર અથથી ઇતિ પર્યંત ચાલનારૂં

# વીર-શાસન.

## સાપ્તાહિક.

જૈનસમાજના દરેક સ્ત્રી પુરૂષને, દરેક યુવાન તથા વૃદ્ધ જનને, દરેક બાળકને 'વીર-શાસન' વહાલું હોવુંજ જોઇએ. શાસનનું ધર્માભિમાન હોવું અને એજ શ્રીજિનશાસન તરફ ભક્તિભાવથી ભરપુર દિલ હોવું એ ખરેખરા જૈનત્વનું ચિન્હ છે. એજ ખરી મર્દાનગી તથા સાચું પુરૂષાતન છે કે જેનાવડે પ્રભુના પ્રવચનમાર્ગની વૃદ્ધિને તથા તેના જયવિજયને આપણે નિત્ય ઇચ્છીએ, તેની જાહેરાતને તથા તેની માન્યતાના સદભાવને નિત્ય વાંચ્છીએ અને તેના મંગળધ્વનિને હરરોજ ઘેરઘેર માગીએ. પ્રભુ તરફના આપણા લક્ષ્યને નિયમીત યાદ કરાવનારૂં તથા પ્રભુના પારમેશ્વરી મતને બરાબર ખોલી બતાવનારૂં, શ્રી સંઘના ડંકાવાળું વફાદાર શ્રી 'વીર-શાસન' સાપ્તાહીક આપણા વ્યક્તિજીવન માટે, ધાર્મિક જીવન માટે અને જાતીય જીવન માટે આવશ્યક છે.

એવામાં ખરેખરો તો શાસન ત્યારે થઇ શકે કે જ્યારે તેના 'ગ્રાહક થાઓ'નો સાદ જાહેર પુરણ કરે એટલે 'વીર-શાસન' સાપ્તાહીકના ગ્રાહકલીસ્ટમાં ભરતી કરવાનું કામ મુલતવી કે નકારી શકાય નહીં. લવાજમ રૂ. ૫) ભેટનું પોસ્ટેજ જુદું.

વીર-સમાજ.

૧૩૩ રતનપોળ—અમદાવાદ